# રાણી રાજસુન્દરી

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

# રાણી-વ્રજસુન્દરી.

## રસપૂર્ણ ઐતિહાસિક નવલકથા



અનુવાદક.

જગજીવન કાલિદાસ પાઠક. પોરબંદર.

('વિજ્ઞાનશતક,' 'ધ્રુવાભ્યુદય,' 'બંકિમ નિબંધમાળા,' 'ઉપનીષદોનો આદેશ,' 'ભૂગોળ,' 'એ. ચરિત્રમાળા' ઈ.ના અનુવાદક તથા લખનાર.)



अलिरनुसरति परिमलं
लक्ष्मीरनुसरति नयगुणसमृद्धिम् ।
निम्नमनुसरति सलिलम्
विधिलिखितं बुद्धिरनुसरति ॥




પ્રકાશક

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,

બુકસેલર અને પબ્લીશર

પ્રત. ૧૦૦૦ ત્રણ દરવાજા—અમદાવાદ.



વિક્રમાર્ક ૧૯૭૫ પ્રથમાવૃત્તિ ઇ. સ. ૧૯૧૯



કિંમત રૂ. ૨-૪-૦

# અર્પણ પત્રિકા.



वदनं प्रसादसदनं, सदयं हृदयं, सुधामुचो वाचः ।
करणं परोपकरणं, येषां केषां न ते वन्द्याः ? ॥ १ ॥



कार्ये तत्परता, मुखे मधुरता, दाने समुत्साहिता ।
मित्रेऽवञ्चकता, गुरौ विनयिता, चित्तेऽतिगंभीरता ॥
दीने प्रश्रयता, गुणे रसिकता, शास्त्रेऽतिविज्ञातृता ।
रूपे सुन्दरता, नयेष्वचलता, सत्स्वेव संदृश्यते ॥ २ ॥



સદ્‌ગુણગણાલંકૃત, કૃપાનિધિ, માનવંતા

**મે. રા. રા. આણંદરાય હીંમતરામ દવે,**

હજુર આસિસ્ટંટ ટુ ધી એડમિનિસ્ટ્રેટર સા; તથા ચીફ જ્યુડીશીઅલ ઓફીસર સા; પોરબંદર સ્ટેટ.

ગિર્વાણગિરાના કવિવરોએ ઉપરના બે સુંદર શ્લોકોમાં જે સદ્‌ગુણોનું સ્તવન કરેલું છે, તે ગુણો આપના યશસ્વી ચારિત્ર્યમાં અનુભવાય છે. આ સંસ્થાનમાં અત્યારે આપ ઉચ્ચ અને માન્ય પદે વિરાજેલા છો, છતાં એક નાનામાં નાના માણસની હકીકત આપ દયાવૃત્તિથી સાંભળો છો. અને તેને ન્યાય તથા આશ્વાસન આપવા; આપ

સદાતત્પર રહો. છો; એ આપનું ઉત્તમ આભિજાત્ય દર્શાવે છે. અંગ્રેજી ભાષામાં આપ નિપુણ હોવા છતાં માતૃભાષાના સાહિત્યને આપ સ્નેહદષ્ટિથી નિહાળો છો; વળી રાજ્યહિત અને પ્રજાહિત–એ બંને હિતને સાધવાનું કામ–જેને મહાકવિ ભર્તૃહરિ મહાવિકટ § કાર્ય માને છે; એ કાર્ય નિપુણતાથી સાધી આપ ઉપરી અધિકારીને તથા પ્રજાજનોને પ્રિય થયેલા છો. આવા આવા આપના શુભ ગુણોથી આકર્ષાઇ, હું ગુર્જરી–ગિરામાં અનુવાદિત કરેલું એક નવલકથા–કુસુમ, આપની સેવામાં–સ્નેહભાવે સમર્પું છું તે સ્વીકારી મ્હને ઉપકૃત કરશોજી.

લિ. આપનો કૃપાકાંક્ષી
સેવક
જગજીવન કાલિદાસ પાઠક.

પોરબંદર–હનુમાનગુરા.
શારદી પૂર્ણિમા સં. ૧૯૭૫.

---

§ જુઓ નીચેનું મહાકવિનું વચનઃ—

नरपतिहितकर्ता द्वेष्यतां याति लोके ।
जनपद–हितकर्ता त्यज्यते पार्थिवेन ॥
इति महति विरोधे विद्यमाने समाने ।
नृपतिजनपदानां दुर्लभः कार्यकर्ता ॥

# પ્રસ્તાવના.



વાચક બન્ધુઓના કરકમલમાં સારૂં વાંચન મૂકવું, એ અભિલાષાએ લખાએલાં આ પ્રસ્તાવના લખનાર પાસે બીજાં પણ ચારપાંચ સારાં પુસ્તકો તૈયાર છે, છતાં યુરોપમાં જામેલી યાદવાસ્થળીને કારણે કાગળોની મોંઘવારીને યોગે એ હસ્તલિખિત પુસ્તકોને કબાટમાંજ સ્થાન આપવું પડયું છે; પરંતુ મ્હારા સન્મિત્ર રા. રા. ગોવિંદરાવ મહાદેવ જાગુષ્ટેએ છપાવવાની હિંમત કર્યાથી ગુજરાતી વાચકવર્ગના કરકમલમાં નવલકથાનું આ બીજું પુસ્તક મૂકવાને હું શક્તિમાન થયો છું. ને આ પ્રકટ કરેલી નવલકથા સંબંધે જે કહેવાનું છે તે ટૂંકામાંજ ઉકેલું છું.

બંગાલી ભાષાના પ્રસિદ્ધ લેખક સાક્ષરશ્રી શચીશચંદ્રચટ્ટોપાધ્યાયે એ ભાષામાં પ્રસિદ્ધ કરેલી "રાણી વ્રજસુંદરી" નામની ઐતિહાસિક નવલકથાનો આ ગ્રંથ અનુવાદ છે. એમણે લખેલી બીજી નવલકથાઓની પેઠે આ નવલકથામાં પણ વસ્તુસંકલના સુંદર છે, રસવહન અખંડ છે, ને જનસ્વભાવનું આલેખન તો બેનમુન છે.

વ્રજબાલા એ આ વાર્તાની નાયિકા છે. ઇશ્વરદત્ત લાવણ્યને લીધે યોગમથી થતી પ્રશંસા સાંભળવાથી બાલ્યકાળથી તેનામાં રૂપગર્વ ને તેનો સહચારી અહંકાર પોષાયાં છે. જેને પરિણામે તેને પતિગૃહ ત્યજવું પડે છે. એ પોતાના બાલ્યકાળના પ્રેમાકાંક્ષી સખા ગદાધર પાસે પ્રેમભિક્ષુકા થઇને જાય છે. ને ત્યાં નિષ્ફળ થતાં તે ઓઢીઆમાં જાય છે. પતિને વૈરનો બદલો આપવાની વૃત્તિએ તે ઓઢીઆનરેશ:

સુક્ દેવની દૃષ્ટિએ પડે છે ને ત્યાં તે કાંઇક સફળ પણ થાય છે. પરંતુ અહીંથી તેના જીવનમાં પરિવર્તન શરૂ થાય છે. એ સ્વભાવ-પરિવર્તન જેવું ચમત્કૃતિ ભર્યું છે તેવુંજ ઓઢીઆમાં વ્રજબાલાએ દર્શાવેલું બુદ્ધિપ્રાબલ્ય પણ ચમત્કૃતિ ભર્યું છે. પોતાને તો હાથમાં તરવાર પણ ઝાલતાં આવડતી નથી, તેમજ પોતાની પાસે લશ્કર પણ ઘણું ઓછું છે; છતાં પોતાની અદ્ભુત બુદ્ધિને બળે ઉત્તમ વ્યૂહરચના ગોઠવી, એ જુદી જુદી બાજુથી ચડી આવતા કતલુખાં તથા દનાર્દન જેવા પ્રબળ શત્રુઓને તે એક ફુંકમાત્રમાં ઉડાવી દેછે! ઓઢીઆની પ્રજા આ વિજયાનંદમાં મસ્ત બની, જયનાદ ગજાવી, જ્યારે વ્રજબાલાનાં દર્શન કરવા ઉત્સુક બની જાય છે ત્યારે વ્રજબાલાના હૃદયમાં પ્રભુની અપાર શક્તિમત્તાના ભાવનો સંચાર થાય છે. એ પવિત્ર ભાવનાના પ્રવાહમાં અભિમાન અને અહંપદ ડૂબી જાય છે. ને સંસારનાં દૃશ્યોને રાગદ્વેષરહિત દૃષ્ટિએ નિહાળતી વ્રજબાલા જીવન્મુક્ત બની રહે છે! છેલ્લે પ્રેમભાવના, ભક્તિભાવના અને માતૃભાવનાની ત્રિવેણીમાં સ્નાન કરી પવિત્ર થયેલી વ્રજબાલા, પતિમાટે પોતાના સ્થૂલશરીરની આહુતિ આપી સંસારમાંથી અદશ્ય થાય છે!

ગ્રંથકારે કાલાચાંદનું ચિત્ર પણએવુંજ અચ્છું ચીતર્યું છે. એ પણ શરીરબળને યોગે બાલ્યકાળથી ગર્વિષ્ટ અને સાહસિક તો છેજ. ને એ સાહસિકતાને લીધેજ તે એકને બદલે બે સ્ત્રીઓને—વ્રજબાલા સાથે રૂપબાલાને- પરણી લેછે. પરંતુ અભિમાની સાથે અભિમાનીનું ઘરસૂત્ર કેટલુંક ચાલે? બે પ્રચંડ વન્હિ એકઠા થાય ત્યાં જ્વાલા સિવાય બીજું શું ફળ હોય? એ જ્વાલાને લીધે વ્રજબાલા નાશી જાય છે; ને એથી કાલાચાંદ પણ ક્રોધાતુર બની ઘર છોડી ચાલી નીકળે છે. બંગાલાના નવાબ પાસે જતાં એ પરાક્રમી પિતાનો પરાક્રમી પુત્ર

ફોજદાર નિમાય છે. ત્યાં તે ન્યાયવૃત્તિનું દર્શન કરાવે છે. પરંતુ નશીબજોગે એ હિંદુપણાના અનુરાગી વીરપુરુષને નવાબપુત્રી સાથે વિવાહિત થવું પડે છે. ને વિવાહિત થયા છતાં તે હિંદુધર્મને ચૂસ્તપણે કેટલો વળગી રહે છે તેનું આમાં સુંદર ચિત્ર છે. ધર્મનો આધાર બાહ્યઆડંબરો ઉપર નથી, પરંતુ એ તો અંતઃકરણની સ્થિતિ ઉપર આધાર રાખે છે. એ તત્વનું વિસ્મરણ જેમ બધા ધર્મોના અનુયાયીઓમાં થયું છે તેમ આપણામાં પણ થયું છે. અંતઃકરણના વિચારોમાં હિંદુ હોવા છતાં તેમજ આચારમાં પણ હિંદુ હોવા છતાં નવાબપુત્રી પરણેલા કાલાચાંદને હિંદુસમાજ પોતાનામાં સ્થાન આપતો નથી; પરંતુ ઉલટી અવગણના કરે છે. એ સ્થિતિ કાલાચાંદના સ્વભાવનું પરિવર્તન કરે છે. શીતળ ચંદનના કાષ્ટનું પણ અતિશય મંથન કરવામાં આવે તો તેમાંથી પણ અગ્નિ પ્રકટેછે તો કાલાચાંદ જેવા ઉગ્ર સ્વભાવના મનુષ્યો साक्षराः विपरीता राक्षसाः થાય તેમાં નવાઇ શી ? જગન્નાથજીનું હમેશાં સ્તવન કરનારો જગન્નાથભક્ત કાલાચાંદ, જગન્નાથપુરીમાં અપમાનિત થવાથી ઝનુની મુસલમાન બની રહે છે! જગન્નાથની પ્રતિમાનું ખંડન કરવા તત્પર થાય છે ! ને તેમ છતાં બાલ્યકાળથી તેનાપર પડેલા હિંદુધર્મના સંસ્કારો તો અચલજ રહેછે. એ સૌનું આમાં સુંદર આલેખન છે. આ તો મુખ્ય પાત્રોની વાત કરી. પણ ઉપપાત્રોના સ્વભાવ ચિતરવામાં પણ ગ્રંથકારે ઓછી કળા વાપરી નથી. ભૂપબાલાનું પાત્ર નજરે તરેછે ત્યારે વાચકોને મહાસતીઓનું સ્મરણ થાય છે. વિનાકારણે પતિએ પરિત્યાગ કરેલો હોવાથી એ બાલા પતિસેવાને માટે પુરુષવેશ ધારણ કરે છે. ને નોકર બની તે પતિની અપૂર્વશ્રદ્ધાભક્તિએ સેવા કરેછે. વળી પતિ મુસલમાન થયો જોતાં મુસલમાન થનાર, અને સૌ સ્થિતિમાં પતિના મનનું અનુકૂળપણે સાન્ત્વન

કરનાર એ સાધ્વી સતીનાં ચરણોમાં હજારોવાર વંદન કરવાની અંતઃકરણમાં અભિલાષા પ્રકટે છે.

ભૂપબાલા અને વ્રજબાલા એ બે સગી બ્હેનો હોવા છતાં ગ્રંથ-કર્તાએ તેમના સ્વભાવમાં અચ્છો ભેદ આલેખ્યો છે. વળી આ સિવાય ગદાધર ને કરિમશા વગેરે પાત્રોના સ્વભાવનું પણ સુંદર આલેખન આ નવલકથામાં છે. આ બધું પ્રસ્તાવનામાં લખતાં અતિ વિસ્તાર થાય માટે વાચકોને સ્વતઃ તુલના કરવાનેજ વિનંતિ કરાય છે.

આવા અનેક સુંદરગુણોને લીધે હું આ નવલકથાનો અનુવાદ કરવા હું લલચાયો છું ને મારી માન્યતા છે કે ગુજરાતી વાચકવર્ગમાં પણ આ નવલકથા અવશ્ય આદરપાત્ર થશે. વળી વગર પ્રયોજને અઘરા સંસ્કૃત શબ્દો ન વાપરવાનો મારો સિદ્ધાંત આ અનુવાદમાં પણ મેં કાયમ રાખ્યો છે. ને તેથી પણ વાચકવર્ગને સંતોષ થશે એમ મારૂં માનવું છે. તેમ છતાં કહેવાનું કે આમાં જે સારૂં છે તેનો યશ મૂળ લેખકને છે. ને જ્યાં દોષ કે દુર્બળતા જણાય તેનો અનુવાદકને દોષ છે. એમ વાંચકોએ માની લેવું.

હવે ઋણ–કથન કરૂં છું. આ ગ્રંથનું ભાષાંતર કરવાની મંજુરી માટે હું મહાશય શચીશચંદ્ર ચટ્ટોપાધ્યાયનો અતિ ઋણી છું. વળી આની પ્રેસકોપી લખવા માટે રા. નાગજી અવિચળ મહેતાનો તથા પ્રુફો જોવા માટે રા. ત્ર્યંબકલલ જીવરાજ જોશીનો હું ઉપકાર માનું છું.

પોરબંદર. } અનુવાદક.

હનુમાન ગુફા. } જગજીવન કાલિદાસ પાઠક

# અનુક્રમણિકા.

---

## ખંડ પહેલો. ભૂમિ—( સંચાર. )

### કાલાચાંદ ને વ્રજબાલા.



## ખંડ બીજો. અપ્—( પ્રેમ. )

### કાલાચાદ ને દુલારી.

## ખંડ ત્રીજો. તેજ—( આત્માભિમાન. )

## કાલાચાંદ ને વ્રજબાલા.

## ખંડ ચોથો. મરુત્—( લાલસા. )

### મુકુન્દદેવ ને વ્રજસુંદરી.



## ખંડ પાંચમો. વ્યોમ—( આત્મવિસર્જન.)

### માનવી અને દેવી.

# કેટલીક મોટી મોટી ભૂલોનું

# શુદ્ધિ-પત્ર.

——:*:——

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૧૨ | કાલાચાદ. | કાલાચાંદ. |
| ૫ | ૯ | મુખાકૃત્તિ. | મુખાકૃતિ. |
| ૯ | ૨૫ | જાૂંહું હોં. | જાૂહું હો. |
| ૧૩ | ૧૪ | લાવણ્યપૂણ. | લાવણ્યપૂર્ણ. |
| ૧૪ | ૧૪ | ઉદ્ધાર | ઉદ્ધાઙ |
| ૧૬ | ૨૦ | વર્ણવા. | વર્ણવવા. |
| ૧૭ | " | વધું | બધું |
| ૧૭ | ૧૩ | સિદ્ધ. | સિદ્ધિ. |
| ૨૨ | ૧૨ | તરસ મળ્યા પછી. | તરસ મટયા પછી. |
| ૨૩ | ૫ | ચિરકારથી. | ચિરકાલથી. |
| ૨૪ | ૧૨ | છે તે તેના | છે, ને તેના. |
| ૨૬ | ૧૫ | સાંભળી. | સાંભરી. |
| ૨૬ | ૧૬ | વનરાજથી. | વનરાજીથી. |
| ૨૮ | ૧૧ | ગમાં. | ગયાં. |
| ૩૨ | ૧૨ | બોબ્યો. | બોલ્યો. |
| ૩૯ | ૮ | આવા. | ચડતા. |
| ૪૧ | ૮-૨૨ | આશ્ચય આશ્ર્ય. | આશ્રય. |

| | | | |
|---|---|---|---|
| ૪૪ | ૮ | ઇસમાલ પતાકા. | ઇસલામ પતાકા. |
| ૪૭ | ૧૩ | મૃતિંકા | મૃતિકા. |
| ૪૮ | ૧૩ | દેશ | દશ |
| ૫૨ | ૧૯ | અવીદાતા | અન્નદાતા |
| ,, | ૨૨ | બદન | વદન |
| ૫૮ | ૧૧ | એવી | એની |
| ૫૯ | ૧૬ | વિરચતી | વિરમી |
| ૬૧ | ૫ | शीतताम | शीततामृ |
| ,, | ૨૦ | પોનાની | પોતાની |
| ૬૨ | ૨૨ | મકાનથી | મકાનની |
| ૬૩ | ૧૪ | જીગર | વજીર |
| ૬૬ | ૩ | સાથી | સાક્ષી |
| ૬૯ | ૨૧ | કહી | કરી |
| ૭૧ | ૯ | હરામખોરીની | હરામખોરોની |
| ૭૩ | ૧૨ | અસણુનાં | અરૂણુનાં |
| ૭૯ | ૨ | गयनपथगामी | नयनपथगामी |
| ૭૯ | ૪ | राधाकरसर | राधाउरसर |
| ૮૯ | ૧૯ | ધિક્કાદી | ધિક્કારી |
| ૯૧ | ૧૮ | ઉદ્દાન | ઉઘાન |
| ૯૨ | ૧૭ | હણ્ણુા | હણ્યા |
| ૯૭ | ૧૬ | હઝીકત | હકીકત |
| ૧૦૧ | ૫ | આ | આટલો |
| ૧૦૫ | ૧૨ | હિન્દે | હિન્દુ |
| ૧૧૩ | ૯ | રાજો | રાજા |

| | | | |
|---|---|---|---|
| ૧૧૩ | ૯-૧૦ | દુનાર્દન | દનાર્દન |
| ૧૨૩ | ૯ | કરો | કહો |
| ૧૨૫ | ૩ | દનાર્દનને | દનાર્દનના |
| ૧૩૧ | ૧૨ | આવે | આપે |
| ૧૩૧ | ૧૭ | सायते | जायते |
| ૧૩૫ | ૪ | સાંભથા | સાંભળી |
| ૧૩૬ | ૧૩ | स्त्रीमुख | स्त्रीमुख |
| ૧૩૬ | ૧૪ | सघतं | सघृतं |
| ૧૩૬ | ૧૫ | तेषामिनिद्रूय | तेषामिन्द्रिय |
| ૧૩૭ | ૧૪ | સ્નેનશૂન્ય | સ્નેહશૂન્ય |
| ૧૩૯ | ૮ | ક્ષત્રિને અભાવે | ક્ષેત્રને અભાવે |
| ૧૩૯ | ૯ | ક્ષત્રિમાત્ર | ક્ષેત્ર પ્રાપ્ત |
| ૧૪૩ | ૧૧ | ભૂમિપૂના | ભૂમિના |
| ૧૪૪ | છેલ્લી લીટી નીચે જોઈ | | જોઇ રહ્યો હતો. પણ વ-જબાલાએ તેના મોં સામું પણ જોયું નહિ. |
| ૧૫૩ | ૧ | સ્વાતી ભક્તિ | સ્વામી ભક્તિ |
| ૧૬૩ | ૧૧ | બળ | શબ |
| ૧૬૩ | ૧૭ | હનુંલગી | હજુલગી |
| ૧૭૩ | ૩ | नैपुणम | नैपुणम् |
| ૧૭૩ | ૪ | विनिर्भित | विनिर्मितम् |
| ૧૯૯ | ૨૪ | મગધ | ગધ |
| ૨૦૭ | ૧૨ | " રાજા | ० |
| ૨૪૧ | ૮ | રરણે | ચરણે |

| | | | |
|---|---|---|---|
| ૨૪૨ | ૧૨ | દનાર્દન | દનાર્દન |
| ૨૫૫ | ૨૦ | હ્‌મારાં | ર્‌હમારાં |
| ૩૬૧ | ૪ | શાસ્ત્રો | શસ્ત્રો |
| ૨૬૦ | ૬ | स्मृतिमान | स्मृतिमान् |
| ૨૭૬ | ૪ | शास्यते | शाम्यते |
| ૨૮૦ | ૩ | ગરાધર | ગદાધર |
| ૨૮૦ | ૧૩ | चऽवयः | च वयः |
| ૨૮૭ | ૧૯ | આપવો | આવો |
| ૨૯૦ | ૧૨ | निगद्यते | निगद्यते |
| ૨૯૦ | ૧૫ | વિવેક મૂડામણિ | વિવેક ચૂડામણિ |
| ૨૯૦ | ૧૮ | દૂરમાન | ફ્રરમાન |
| ૩૦૪ | ૨૪ | સમાવી | સમાપ્ત |
| ૩૧૦ | ૧૭ | તોડી | તોડી |
| ૩૨૩ | ૭ | ણીકત્ર | એકત્ર |
| ૩૨૭ | ૨૪ | સ્તબ્ધ | સ્તબ્ધ |
| ૩૨૮ | ૧૩ | बाहवः | बाहवः |
| ૩૩૦ | ૧૯ | ભૃગુરામ આ | ભૃગુરામના આ |

# रानी व्रजसुन्दरी

## પ્રથમ ખંડ

પરિચ્છેદ પહેલો

### " ભાવિ-કથન "

" મહારાજ ! મ્હારા રાજુનું નસીબ કેવું છે ? તે જોવા કૃપા કરશો ?"

" બેન ! હું કાંઇ જોશી નથી. "

આ પ્રમાણે વાતો કરતાં આપણે એક કાષાયવસ્ત્રધારી પુરુષ તથા એક પ્રૌઢ સ્ત્રીને જોઇએ છીએ, રાજુનું નસીબ જોવાનું કહેનાર તેની માતા હરસુંદરી હતી. રાજુનું ખરેખરૂં નામ ' કાલાચાંદરાય ' હતું. પરંતુ કુલામણામાં માતા તેને રાજુ કહેતી, જો કે રાજુની ફુઇએ તો તેનું નામ ' નિરંજન' પાડેલું હતું. પણ તે નામે તો તેને કોઇ ભાગ્યેજ ઓળખતું. જગતમાં પૂર્વાવસ્થામાં રાજુ કાલાચાંદને નામે વિખ્યાત થયેલો હતો. પણ તેની જનેતા તો તેને રાજુને નામેજ સંબોધતી.

રાજુની ઉમર પંદર વર્ષની હતી, અને નિવાસ વીરજાઉન ગામમાં હતો. વળી તેનો જન્મ સારા ઘરમાં થયો હતો. એનો પિતા નયનચાંદ ગૌડના સુલતાનનો ફોજદાર હતો. આ વાર્તાનો સમય ચાલે છે તે સમયે તો નયનચાંદ સ્વર્ગવાસી થયો હતો. એટલે કુટુંબમાં

તો અત્યારે રાજુને ઘેર તે પોતે અને તેની માતા હરસુંદરી બે જણાંજ હતાં.

હરસુંદરી ધાર્મિકવૃત્તિની સ્ત્રી હતી. બ્રાહ્મણ, સંન્યાસી વગેરે ઉપર તેની અપાર ભક્તિ હતી. આજે હરસુંદરીને આંગણે એક જટાજૂટવાળો અને તેજોમય કાંતિનો ભગવાંવસ્ત્રધારી વિરાગી આવેલો હતો અને તેને હાથ જોડીને હરસુંદરી ઉપર પ્રમાણે પૂછતી હતી."

"હું જોશી નથી" એવો ઉત્તર સાંભળી વળી તે બોલી:—

"પ્રભો! મહાત્મા લોકો ત્રિકાળજ્ઞ હોય છે; તો દયા કરી મારી વિનતિ લક્ષ્યમાં લ્યો."

આ સાંભળી મંદહાસ્ય કરી પેલો વિરાગી બોલ્યો: " બેન! તારો રાજુ ક્યાં છે?"

આ સમયે રાજુ ત્યાં હાજર નહોતો. તેને શોધવાને હરસુંદરીએ આસપાસ રમતાં બાળકોને દોડાવ્યાં. રાજુ અસીમ સાહસિક બાળક હતો. એનો પગ ઘરમાં બહુજ ઓછો ટકતો. વગડામાં ક્યાં વાઘ રહે છે? ક્યાં રીંછની બખોલો છે? એ શોધવા રાજુ વગડામાં રખડયા કરતો. જે વાઘની સન્મુખ જવા મોટા મોટા યોદ્ધાઓ હિંમત કરી ન શકતા તેની સામે રાજુ એકલો તરવાર પકડી જતો. એવી વાત કહેવાય છે કે એકવાર વીરજાઉનમાં એક પ્રચંડ ઘોડો વેચાવા આવ્યો. એ ઘોડો એવો તો પાણીવાળો હતો કે તેનાપર સ્વારી કરવાને કોઈ શક્તિમાન થયું નહિ; પરંતુ બાળક કાળાચાંદ છલંગ મારી એ ઘોડાપર ચડયો. અને બેચાર ખેતરવા ખેલાવી ઘોડાને વશીભૂત કર્યો. કાલાચાંદની હિંમત અને શક્તિની આવી ઘણીવાતો લોકોમાં સાંભળવામાં આવેલી છે.

કાલાચાંદ અપાર હિંમતવાન હોવા છતાં પણ હિંદુધર્મ ઉપર ઘણો નિષ્ઠાવાળો હતો, અને એમાં કાંઈ આશ્ચર્ય જેવું પણ નથી.

કેમકે પંડિતકુળ તિલક સાયણાચાર્ય જેવા ભારતવિખ્યાત બ્રાહ્મણના વંશમાં કાળાચાંદનો જન્મ થયેલો હતો, એટલે આવા વંશમાં જન્મેલો માણસ ધર્મનિષ્ઠાવાળો હોય તો તેમાં વિસ્મય પામવા જેવું નથી. તે હમેશ સંધ્યા વિષ્ણુપૂજા ઈત્યાદિક આન્હિક કાર્યો અત્યંત શ્રદ્ધાભક્તિથી કરતો. અને તે વખતે તો તેને જોતાં એમજ લાગતું કે આવો શાંત અને શિષ્ટ છોકરો તો જવલ્લેજ મળી આવે.

પરંતુ ઘરબહારનું એનું વર્તન જોતાં તે મહા તોફાની જણાતો. ગામના તોફાની અને બલવાન છોકરાઓની કાલાચાંદે એક ટોળી બાંધી હતી. તેઓ સીમમાં ચરતાં ઘોડાં ઉપર બેસી તેને ખેલવતા. તથા સામસામે તલવારો વીંઝતા, વીરજાઉનમાં મુસલમાનની પણ વસ્તી હતી. અને કેટલાક મુસલમાન-બાલકો હિંદુઓનાં દેવસ્થાનોને અડપલાં કરતા; પણ કાલાચાંદને ભયે પલાયન કરી જતા.

એકલા શારીરિક બળથી અથવા હિંમતથીજ કાલાચાંદ બાલમંડળીનો નાયક બન્યો હતો એમ નહોતું. એનામાં ચારિત્ર્યબળ પણ પુષ્કળ હતું, તે કદિ અસત્ય બોલતો નથી. તેમ અધર્માચરણ કરતો નહિ. એણે જે કાર્ય કરવું ધાર્યું તે પુરૂં કર્યા વિના છોડતો નહિ. તેમજ કોઈ માણુસ કે જાનવરથી કદિ બ્હીતો નહિ, કાલાચાંદનું લલાટ વિશાળ, છાતી પણ પહોળી, બાહુ પણ જાનુએ અડે એટલા દીર્ઘ ને સર્વાંગ દૃઢ, તેજસ્વી ને બલપૂર્ણ હતું. મતલબ કે કાલાચાંદની શારીરિક કાંતિ તથા ઉન્નતચારિત્ર્ય જોઈને સૌના મનમાં તેના પ્રતિ એક પ્રકારની ભક્તિ તથા ભય ઉત્પન્ન થતાં.

પરંતુ એક છોકરો કાલાચાંદથી બ્હીતો નહિ. એનું નામ ગદાધર હતું. ગદાધર સાતોડના જમીનદારનો પુત્ર હતો. આથી ધનવૈભવમાં તેમજ માનમરતબામાં ગદાધર કાલાચાંદ કરતાં ચડીઆતો હતો તોપણ

વીર્ય તથા પરાક્રમમાં તેને કાલાચાંદ ચડી જતો તોપણ ગદાધર કોઈ કોઇ વાર કૌશલ્યમાં કાલાચાંદને મ્હાત કરતો.

આ રીતે આ બંનેમાં પરસ્પર પ્રતિપક્ષતા હોવા છતાં પણ સ્નેહભાવ હતો. બંને એક બીજાનું માન સાચવતા. જો કે તેમની વચ્ચે કોઇ કોઈવાર કલહ થતો; તોપણ કલહના હેતુરૂપ વાકયાલાપ બંધ થતાં બંને પાછા એકઠા થતા. એક મિત્ર બીજા મિત્રને પોતાને મકાને તેડી જતો. અને પોતાની સાથે જમવા બેસાડતો. પરંતુ જ્યારે તેઓ મલ્લયુદ્ધ કે પટ્ટાબાજી ખેલતા ત્યારે પ્રબલ પ્રતિપક્ષી હોય તેમ વર્તતા.

જ્યારે એ બાલકોની ટોળી બે વિભાગમાં વહેંચાઈ રમત કરતી ત્યારે એક વિભાગનો ઊપરી કાલાચાદ થતો ને બીજા વિભાગનો ઉપરી ગદાધર થતો. પણ કાલાચાંદ ઉદ્ધત અને ક્રોધી હતો. જે દિવસે તે હારતો તે દિવસે અત્યંત ક્રોધી બનતો. તોપણ ગદાધર એ વાત હસવામાં કાઢી નાંખતો.

રોજ સાંજ વખતે મલ્લક્રીડા ચાલતી તેમ આજે પણ ચાલતી હતી. એટલામાં બે ત્રણ નાના નાના છોકરાએ આવી કાલાચાંદને કહ્યું:—"રાજુ! જા તને તારી મા બોલાવે છે."

માતાનું ફરમાન સાંભળી કાલાચાંદ કાંઈપણ બોલ્યો નહિ. રમત એકદમ પડતી મૂકી તે ઘરભણી ચાલ્યો. કાલાચાંદને ઘેર જતો જોઇ તરત ગદાધર પણ રમત છોડી તેની પાછળ પાછળ ચાલ્યો.

પેલો ત્યાગી પુરુષ જ્યાં હરસુંદરીને ધર્મોપદેશ આપતો હતો ત્યાં એ બંને જણા આવી પહોંચ્યા. હરસુંદરી બોલી:—"આ મહાત્માને પગે લાગો" આ આજ્ઞા સાંભળી બંને જણાએ મહાત્માને પ્રણામ કર્યા.

સંન્યાસી કાલાચાંદનું લલાટ જોઇ કહેવા લાગ્યા. "આ બાળક મહાતેજસ્વી, અસાધારણ બુદ્ધિશક્તિ સંપન્ન અને અસ્ત્રશસ્ત્ર નિપુણ થશે."

હરસુંદરી વચ્ચેજ બોલી ઉઠી:—"મહાત્મન્! એ તો હું પણ જાણી શકી છું; પરંતુ આપ કૃપા કરી એનું ભાગ્ય કેવું છે તે કહો."

સંન્યાસી:—"ઉતાવળ કરો માં બેન! એ પણ કહું છું."

હરસુંદરી મૌન ધારી રહી.

કાલાચાંદનું લલાટ તથા મુખાકૃત્તિ નિહાળી વળી સંન્યાસીએ કહેવા માંડયું, "બેન! તારો પુત્ર મહાયશસ્વી થશે. રાજરાજેશ્વર એટલે કે રાજાઓનો પણ રાજા થશે."

કાલાચાંદ સંન્યાસીનું વચન પૂરૂં થતાં બોલ્યો:—"હું બંગાલા-માંથી કોઇ દહાડો મુસલમાનોને બહાર કાઢી શકીશ કે કેમ? તે કહો"

સંન્યાસી:—"તું પોતેજ એક દહાડો"..................

કાલાચાંદ—"હું પોતેજ એક દહાડો શું કરીશ? તે કહો."

સંન્યાસી ઉઠી ઉભો થયો. વળી તેણે ફરીવાર કાળાચાંદના લલાટનું નિરીક્ષણ કર્યું. પરંતુ એ નિરીક્ષણ કરતાં સંન્યાસીનું મોં લેવાઇ ગયું. અને તે કાંઇજ બોલ્યા નહિ.

આ જોઈ હરસુંદરી ચિંતાતુર બની ને બોલી:—"પ્રભો! આપનું મોં કેમ લેવાઇ ગયું?"

સંન્યાસી:—"બેન! તારા આ છોકરાને જલ્દી ઝેર આપી મારી નાંખ—મારી નાંખ."

આટલું કહી સંન્યાસીએ એકદમ તે સ્થાનનો ત્યાગ કર્યો. પરંતુ ગદાધર સંન્યાસીની પાછળ પાછળ ગયો અને બોલ્યો "ભગવન્!

પૂરેપૂરી વાત કહેતા જાઓ. મારો એ બન્ધુ એક દહાડો શું થશે? તે કહો.

સંન્યાસીઃ—" મુસ "...... આટલો ઉચ્ચાર કરી તુરતજ સંન્યાસી અટકી ગયા ને બોલ્યાઃ—" પંદર વર્ષમાં બધી હકીકત તમને પ્રારબ્ધ જણાવી આપશે."

---

## પરિચ્છેદ બીજો

# મૈત્રી–વિચ્છેદ

ત્યાર પછી સાત વર્ષ ચાલ્યાં ગયાં. અત્યારે કાલાચાંદ પૂરતી યુવાવસ્થામાં છે. એ જુવાનીએ ધીરે ધીરે કાલાચાંદના સુગઠિત શરીર ઉપર સુંદરતા પાથરેલી છે. અને જનેતા હરસુંદરી પણ પુત્રનો વિવાહ કરવા માટે ઉત્સુક થઈ રહેલી છે.

વીરજાકનથી થોડે છેટે 'શ્રીપુર' નામે એક ગામ હતું. તેમાં રહેતા રાધામોહન લાહીડીને બે પુત્રીઓ હતી. એ બંને પુત્રીઓ જો કે સુંદર હતી તો પણ નાની પુત્રીની પાસે મ્હોટી પુત્રી રૂપહીન લાગતી. મ્હોટીનું નામ ભૂપબાલા અને નાનીનું નામ વ્રજબાલા હતું. વ્રજબાલા સાથે પરણવાને અનેક પુરુષો અભિલાષા ધરાવતા હતા, પરંતુ જ્યાં લગી ભૂપબાલાનો વિવાહ થયો ન હોય ત્યાંલગી વ્રજબાલાનો વિવાહ થઇ શકે નહિ, માટેજ આજલગી વ્રજબાલા કુંવારી હતી. હરસુંદરીના મનમાં પોતાના રાજુનો વ્રજબાલા સાથે વિવાહ કરવાની ઘણી અભિલાષા હતી. તેમજ કાલાચાંદની પણ વ્રજબાલા સાથે વિવાહ કરવાની અભિલાષા હતી. પણ પૂર્વોક્ત કારણે આજલગી કશું થઇ શક્યું નહોતું.

એક દહાડો ગદાધરે પોતાના મિત્ર કાલાચાંદને કહ્યું:—" કાલાચાંદ ! તું ભૂપબાલા સાથે લગ્ન કર. "

કાલાચંદ હસતાં હસતાં બોલ્યો:—" એટલે તું વ્રજબાલા સાથે પરણવા ચાહે છે એમ ના ? "

ગદાધર:—" હા. "

કાલાચાંદ:—" એમ નહિ બને ગદા ! "

ગદાધર:—" શા માટે નહિ બને ? "

કાલાચાંદ:—" મેં પ્રતિજ્ઞા કરી છે કે મારે વ્રજબાલાને પરણવું. "

ગદાધર:—" ક્યારે પ્રતિજ્ઞા કરી છે ? "

કાલાચાંદ;—" જે દિવસે મેં તેને જોઈ તેજ દિવસે. "

ગદા:—" તેં એને કેટલીકવાર જોઇ છે ? "

કાલા:—" ઘણીવાર. "

ગદા:—" મેં પણ એવીજ પ્રતિજ્ઞા કરી છે. "

કાલા:—" ત્યારે હવે આપણે જોઇશું કે કોણ એને પ્રાપ્ત કરી શકે છે ? "

ગદા:—" હા, ઠીક છે. "

આ વાર્ત્તાવિલાપ ચાલતો હતો તે સમયે પાછલો પહોર ચાલતો હતો. બન્ને મિત્રો વનમાં ફરવા આવેલા હતા અને ચારે બાજુ વૃક્ષોએ ઝૂકી રહેલ જંગલ હતું. માથા ઉપર નીલાકાશ વિરાજી રહેલું હતું અને તેમાં શુભ્ર રંગનાં પક્ષીઓ ઉડી રહ્યાં હતાં. કાલાચાંદે પોતાનું ધનુષ્ય તાણી એક બાણ છોડયું. તરતજ એક પંખી ભોંયે પડયું. આ જાણે કાલાચાંદના શુકન પાધરા પડયા.

ગદાધર:—" કાલાચાંદ, વ્રજબાલા સાથે પરણવામાં હું ફતેહ-

મંદ થાઉં તો ?"

કાલાચાંદ:—"તો આ મુખ મારે ફરી કોઈ મનુષ્યને દેખાડવું નહિ."

ગદાધર:—"કાલાચાંદ, આવી સ્પર્ધા છોડી દે."

કાલાચાંદ:—"તો તું શા માટે સ્પર્ધા છોડતો નથી ?"

ગદાધર:—"જો હું છોડી શકું તેમ હોત તો તારે માટે તેમ પણ કરત."

કાલાચાંદ:—"મારે પણ એમજ છે."

"અભિલાષી એક બાતકો યામેં હોત બિરોધ" એ કહેવત પ્રમાણે બંને મિત્રો વચ્ચે અપ્રીતિ આવી ઉભી રહી. બાલ્યકાળનું સૌન્દર્ય તથા પ્રીતિનું બંધન શિથિલ થઈ ગયું.

ગદાધર:—"કાલાચાંદ, તું કોઈ રીતે તારો સંકલ્પ છોડીશ નહિ કે ?"

કાલાચાંદ:—"તેં મને કોઈ દહાડો મારા સંકલ્પમાંથી ચ્યૂત થયેલો જોયો છે ?"

ગદાધર:—"સ્નેહીને માટે પણ તું સંકલ્પ છોડશે નહિ કે ?"

કાલાચાંદ:—"ના, ના, ના. બંગાલાના સિંહાસનને માટે પણ નહિ."

ગદાધર:—"કાલાચાંદ, તું શું વ્રજબાલાને ચાહે છે ?"

કાલા:—"હા, હું તેને ચાહું છું, ને તે પણ મ્હને ચાહે છે."

ગદા:—"શું તે પણ તને ચાહે છે ?"

કાલા:—"હા, હા, તે પણ મ્હને ચાહે છે."

ગદા:—"જૂઠી વાત."

કાલા:—"સાવધાન ગદાધર, કાલાચાંદને જૂઠો કહેવાની હિંમત

હજુ લગી કોઈ કરી શક્યું નથી હોં."

ગદા:—"મને મારવો હોય તો ભલે માર, તો પણ કહીશ તો ખરો કે તું એ તદ્દન જૂઠી વાત બોલે છે."

કાલા:—"કાલાચાંદ જીવનમાં અત્યાર લગી કદિ જૂઠું બોલ્યો નથી. વળી સાંભળ, હું આજકાલની વાત કરતો નથી, પણ એક વરસથી અમે બંને જણાં એક બીજાને ચાહીએ છીએ. અને બંનેએ પરસ્પર પ્રતિજ્ઞાઓ પણ કરેલી છે."

ગદા:—"તો હું પણ તને એજ પ્રમાણે કહી શકીશ."

કાલા:—"શું બોલ્યો ?"

ગદા:—"જવા દે; અત્યારે એ વાતની આવશ્યકતા નથી. હવે હું જાઉં છું."

કાલા:—"વાત પૂરી કર્યા વિના હું તને જવા દેનાર નથી."

આટલું બોલી તલવાર કાઢી કાલાચાંદ ગદાધરનો રસ્તો રોકી ઉભો. ગદાધર બોલ્યો. "તું શું મને મારવા ચાહે છે ?"

કાલા:—"વ્રજમાલાને જે વ્યભિચારી કહેનાર છે તે મારે વધ કરવા યોગ્ય છે."

ગદા:—"તો મારો વધ કર. તો પણ હું જે એકવાર બોલ્યો છું તેમાં લેશ પણ ફેરફાર હજારો પ્રકારના ભય બતાવ્યા છતાં હું કરનાર નથી."

કાલા:—"ગદાધર !"

ગદા:—"કેમ શું છે ? આજથી તારો અને મારો સંબંધ પૂરો થાય છે, એટલે તારી મરજી હોય તો ભલે મારો વધ કર. તો પણ હું તને એક વાત કહી દઉં છું ને તે એ કે આ ગદાધર પણ કદિ જૂઠું બોલતો નથી હોં."

કાલાઃ—" તું શું એમ કહેવા ચાહે છે કે વ્રજબાલા તારી સાથે વિવાહ કરવા પણ પ્રતિજ્ઞાબદ્ધ થએલી છે ? "

ગદાઃ—" હા. "

કાલાઃ—" તું ભૂલ કરતો જણાય છે. વ્રજબાલા નહિ, પણ એનો બાપ પ્રતિજ્ઞાબદ્ધ થયો હશે. "

ગદાઃ—" એના બાપની વાત કોણ કરે છે ? એ તો બાપડો દરિદ્ર બ્રાહ્મણ છે. અને ધનનો દાસ છે. આજ્ઞા કરૂં તો હમણાંજ તે વ્રજબાલાને ખભે ઉપાડી મારે ઘેર મૂકી જાય. પણ હું એની વાત તો કહેતોજ નથી. હું તો વ્રજબાલાની પોતાની ઇચ્છાનીજ વાત કરૂં છું. "

કાલાચાંદ કાંઈજ બોલ્યો નહિ. તલ્વારનો છેડો ભોંયે અડાડી મૌન ગ્રહી વિચાર કરવા લાગ્યો. ઘણીવાર પછી માથું ઉંચું કરી તે બોલ્યોઃ—" જા ગદાધર દૂર થા. હવેથી તું કદિ મારી પાસે આવીશ માં. "

ગદાઃ—" નિષ્પ્રયોજન ગર્વ અને બળ બતાવવામાં કાંઈ પુરુષાર્થ નથી. કાલાચાંદ, તારા બાહુમાં જેવી શક્તિ છે તેવી શક્તિ બીજા પણ ઘણા પુરુષોના હાથમાં હશે હોં. "

કાલાઃ—" તો એક દહાડો આ હાથમાં કેટલી શક્તિ છે ? તે તને દેખાડીશ. "

આટલું બોલી ઉતાવળે પગલે કાલાચાંદે તે સ્થાનનો ત્યાગ કર્યો.



પરિચ્છેદ ત્રીજો

# વિવાહ-નિશ્ચય

કાલાચાંદ પાછો પોતાને ઘેર આવી માતાને કહેવા લાગ્યો:- " માજી ! હું તમારી વહુને લેવા માટે જાઉં છું. જો હું પ્રાતઃકાળ પહેલાં પાછો ઘેર ન આવું તો જાણી લેજો કે હવે તમારે તમારા પુત્ર સાથે આ જીવનમાં ફરી મેળાપ થવાનો નથી."

હરસુંદરી વિસ્મિત થઇ પૂછવા લાગી:-" કાં બાપુ ! શું બન્યું છે ? તે કહેતો ખરો ? " પરંતુ એ વાતનો ઉત્તર કોણ આપે ? કાલાચાંદ તો ઘોડે બેસી શ્રીપુર ભણી પલાયન કરી ગયો.

શ્રીપુર ગામના એક છેવાડા ભાગમાં રાધામોહન લાહીડીનું ઘર હતું. એ ઘર બહુજ સામાન્ય પ્રકારનું હોવા છતાં પણ તેમાં જે મહા મૂલ્યવાન રત્નો હતાં તે રત્નો અનેક ધનિક જાગીરદારોને ત્યાં પણ નહિ હોય. કાલાચાંદ એ રત્ન મેળવવાની અભિલાષાએજ શુધબુધ-રહિત બની ત્યાં દોડી આવવા નીકળ્યો હતો.

શ્રીપુરમાં પ્રવેશ કરતાંજ કાલાચાંદે જોયું કે છેટેથી બે બાલિકાઓ ચાલી આવે છે. તેમના કક્ષ ભાગમાં જળ ભરવાનાં પાત્રો ચળકી રહ્યાં છે. ને તે ગામ બહાર કૂવા તરફ જળ ભરવા વાસ્તે જાય છે.

તે સમયે પ્રત્યેક ગામે પુષ્કળ કૂવાઓ હતા. કેમકે કૂવા ગળાવવા એ તે સમયે પુણ્યનું કામ ગણાતું હતું. આજના લોકો પુણ્યને નહિ, પણ નામને માટે દોડે છે. તે વખતે પરોપકાર એજ લોકોનું લક્ષ્ય હતું. આજે કીર્તિ એ લોકોનું લક્ષ્ય છે. આથી અત્યારે જલા-

શય બંધાવાતાં નથી પણ દવાખાનાં બંધાવાય છે. અનક્ષેત્રો બંધાવાતાં નથી પણ અનાથાશ્રમો બંધાવાય છે.

શ્રીપુરમાં પ્રવેશ કરતાં કાલાચાંદને જે બે બાલિકાઓ સામે મળી તે બાલિકાઓ રાધામોહન લાહડીનીજ પુત્રીઓ હતી. ભૂપબાળાની ઉંમર સોળ વર્ષથી વધારે નહોતી, ત્યારે વ્રજબાલાની ઉંમર તેથી વરસ સવા વરસે ઓછી હતી. પણ ભૂપબાલા અભણ હતી અને વ્રજબાલા વિદુષી હતી. બંને બાલિકાઓ જો કે સુંદર હતી, પણ વ્રજબાલાને એકવાર જોયા પછી પણ ભૂપબાલાને જોવાની મરજી ન થાય એવું વ્રજબાલામાં આકર્ષણ હતું. ભૂપબાલા ગંભીર–મુખવાળી હતી અને વ્રજબાલા સદા હસતા મુખારવિંદવાળી હતી. ભૂપબાલા ધીરા હોવા સાથે સદા સંકુચિત જણાતી અને વ્રજબાલા ચંચળ હોવા સાથે સદા ગર્વિતા દેખાતી. ભૂપબાલા લજ્જાથી નમેલા મુખવાળી જણાતી અને વ્રજબાલા લજ્જા શું કહેવાય તે પણ જાણતી નહોતી. એક કન્યકા મલ્લિકા જેવી હતી અને બીજી કન્યકા સ્થલપદ્મિની જેવી હતી. અંધકારનું આવરણ પૃથ્વીને ન થાય ત્યાં લગી મલ્લિકા વિકસતી નથી એવા સ્વભાવવાળી ભૂપબાલા હતી. અને સૂર્યપ્રકાશે જગત્ હસવા લાગે નહિ ત્યાં લગી સ્થલપદ્મિની વિકાસ પામે નહિ એને અનુસરતા સ્વભાવવાળી વ્રજબાલા હતી. તાત્પર્ય કે વ્રજબાલા નયનરંજીની, ચિત્તોન્માદકારિણી અપાર લાવણ્યવતી રમણી હતી.

કાલાચાંદ અશ્વાર થઈને સામે આવે છે એમ જણાતાં વ્રજબાલાએ પોતાની ગતિ ધીરી કરી અને ભૂપબાલા તો પહેલાં ચાલતી હતી એજ ગતિએ ચાલવા લાગી. આથી એ બંને બેનો વચ્ચે કેટલુંક છેટું પડી ગયું. સામે કોઈ સ્વાર આવે છે એમ જાણતાં ભૂપબાલાએ પોતાનું મુખ નીચું રાખી ગતિ કરવા માંડી હતી. પણ

વ્રજબાલા તો મંદમંદ પગલે ચાલતી હતી ને વારંવાર કાલાચાંદના મુખારવિંદ તરફ નિહાળતી હતી. આ ચેષ્ટા ઉપરથી કાલાચાંદ સમજ્યો કે વ્રજબાલા મને ચાહે છે, ને તેથીજ તે મંથરગતિએ ચાલી મને નિહાળે છે.

વ્રજબાલાની સમીપ આવી કાલાચાંદ બોલ્યોઃ-" વ્રજબાલા ! " હું તારી પાસેજ આવ્યો છું."

વ્રજબાલાએ કાંઈ ઉત્તર આપ્યો નહિ. માત્ર એકવાર નીલકમલ જેવાં લોચનને તેણે કાલાચાંદ ભણી નિહાળ્યું. તેનાં લોચનોમાં કટાક્ષ નહોતા પરંતુ હાસ્ય હતું.

વ્રજબાલાનાં બંને લોચનો અણિઆળાં તથા કર્ણે અડે એટલાં લાંબાં હતાં. વળી તે અત્યંત સુંદર હતાં. જાણે નીલપદ્મ ઉપર ચંચળ શ્યામ ભ્રમર રસ ચૂસવા બેઠેલ હોયની ! કાલાચાંદ મુગ્ધચિત્તે એ લાવણ્યપૂર્ણ લોચનો નિહાળી રહ્યો. તથા બોલ્યોઃ-" વ્રજબાલા, તું મને ચાહે છે ? "

વ્રજઃ—" એની એ વાત કેટલીવાર બોલું ? "

કાલાઃ—" આજે એકવાર ફરી બોલ "

વ્રજઃ—" હા, ચાહું છું. "

કાલાઃ—" બીજા કોઈને તું ચાહે છે ? "

વ્રજબાલા એકદમ ચંચળ બની કાલાચાંદ તરફ નિહાળી રહી અને એક તીક્ષ્ણ કટાક્ષ નાંખી બોલી-" ના. "

કાલાઃ—" સાચેસાચું કહે છે ? "

વ્રજઃ—" હા "

કાલાઃ—" જો તારા માથા ઉપર નીલ આકાશ છે ને તેના ઉપર ભગવાન છે. એને મનમાં લાવીને બોલ કે તું સાચે સાચું કહે છે ?

વ્રજબાલાએ એકવાર ઉંચે આકાશ તરફ જોયું તો ત્યાં તેને બધુંજ ખાલી દેખાયું. પછી આગળ ચાલતી પોતાની બેન તરફ એકવાર દૃષ્ટિ નાંખી તે બોલી:—" હા, હા, હું સાચેસાચું કહું છું " આ વખતે ભૂપબાલા તો ઘણી આઘે નીકળી ગઇ હતી.

કાલાચાંદે તે વાત સાચી માની. પ્રેમથી આર્દ્ર થયેલે હૃદયે ને હસતે વદને તેણે ફરી પૂછ્યું " વ્રજ ! મારી સાથે વિવાહ કરીશ ? "

વ્રજબાલાએ કાંઇ ઉચ્ચાર ન કરતાં એકવાર સલજ્જ અને સહાસ્ય દૃષ્ટિએ કાલાચાંદ તરફ નિહાળ્યું; અને મંદહાસ્ય કર્યું. બસ. આટલું ઇંગિત ભાવ દર્શાવી તે જલાશય તરફ ત્વરિત પગલે ચાલવા લાગી. કાલાચંદ પણ એ મનમોહક દૃષ્ટિ તથા હાસ્યવદનનું ધ્યાન કરતો કરતો વ્રજબાળાના મકાન ભણી પ્રસ્થાન કરવા લાગ્યો.

---

પરિચ્છેદ ચોથો

## ઉભય સાથે ઉદ્ધાર

રાધામોહનને ઘેર કાલાચાંદ વારંવાર આવતો. એટલે કાલાચાંદને જોઇ રાધામોહનને જરા પણ આશ્ચર્ય થયું નહિ. પરંતુ જ્યારે કાલાચાંદે કહ્યું કે " લાહોડી મહાશય ! હું તમારી પુત્રી સાથે વિવાહ કરવા આવ્યો છું. " ત્યારે તેના આશ્ચર્ય તથા આનંદનો પાર રહ્યો નહિ. તે બોલ્યો:—" સારૂં બાપું સારૂં, તમારા જેવો જમાઇ મળવો એ મહાભાગ્યની વાત છે. અવશ્ય હું આપની સાથે મારી પુત્રીને પરણાવીશ. "

કાલાચાંદ:—" પણ તે આજેજ "

રાધામોહનઃ—" શું આજેજ ? "

કાલાચાંદઃ—" હા, આજેજ, અને તે આજની રાતમાંજ. "

રાધામોહનઃ—" બાપુ ! એ શી રીતે બને ? મારી પાસે વિવાહની કશી સગવડ નથી. "

કાલાચાંદઃ—" સગવડની કશી ચિંતા ન કરો. માત્ર એક શુક્લની જરૂર છે. ને તેનો આ ગામમાં કાંઇ અભાવ નથી. "

લાહીડીનો વ્યવહાર " નાગાને ખભે પોતીઆ " જેવો હતો. બંગાલામાં વરવિક્રયનો રિવાજ પ્રચલિત છે. અને તેને લીધે પુષ્કળ દ્રવ્ય ખરચ્યા વિના સારા ઘરનો જમાઇ મળી શકતો નથી. આજે વગર ખરચે સારા ઘરનો જમાઈ આવી પોતાની કન્યાને પરણુવા માગે એ લાહીડીને મન ઓછા આનંદની વાર્ત્તા નહોતી. એટલે જમાઇની મરજી સાચવી લઇ મળતો લાભ ન ખોવો એવો તેનો વિચાર હતો. આથી લાહીડી બોલ્યોઃ—" હાજી, આ ગામમાં શુક્લની તો ખોટ નથી. લાલમોહન શુક્લને મેં થોડીવાર પહેલાંજ ગામમાં જોયા હતા.

કાલાચાંદઃ—" તો લગ્ન કરવાની તૈયારી કરો. "

લગ્નની તૈયારીમાં શું શું જોઈએ ? તે લાહીડી જાણતો નહોતો. એ બિચારો ભલો માણુસ હતો. ને વ્યવહારના કામમાં બહુ થોડું જાણતો. સ્મૃતિના ગ્રંથો, તેમજ પુરાણુ ને ઈતિહાસના ગ્રંથો વાંચવામાં તે આખો દહાડો મશગૂલ રહેતો. એટલે ઘરની લેવડદેવડની બધી ભાંજગડ તેની પત્ની કરતી. આથી પુત્રીના વિવાહ પ્રસંગે શું શું કરવાનું છે તે જાણવા લાહીડી પોતાની પત્ની પાસે ગયો.

લાહીડીની પત્ની અત્યારે ગોશાળામાં ગાયને દોહવાના કામમાં

જાગેલી હતી. પતિએ જઈ તેને સમાચાર આપ્યા કે " પુત્રીના વિવાહનું નક્કી થયું છે. "

આ સાંભળતાં સ્ત્રી આશ્ચર્યમયી બની ગઈ. ને ગાય દોહવાનું કામ પડયું મૂકી ઉભી થઈ ગઈ. આથી ગાય અને વાછડી બંનેને આનંદ થયો. વાછડીને તેણે ધાવવા મૂકી દીધી અને બોલીઃ— " વર કોણ મળ્યો ? "

રાધામોહનઃ—" કાલાચાંદરાય "

ગૃહિણીઃ—" બહુ સારૂં, વર બહુ સારો છે. ભૂપ પણ કાલાચાંદને ચાહે છે. "

રાધામોહનઃ—" એ વાત તેં શી રીતે જાણી ? "

ગૃહિણીઃ—" કેમ, હું કાંઈ આંધળી કે અણસમજુ છું ? મેં શું એવો પ્રસંગ અનુભવ્યો નથી ? "

લાહીડી સમજી ગયો કે " પોતાની પત્ની કહે છે તે સત્ય છે. કેમકે તે ચાલાક છે. ને પોતાની સાથે વિવાહ થયા પહેલાં તે પ્રેમ વ્યાપારમાં પલોટાએલી છે. " તો પણ પત્નીએ પોતાની વાત છોડી નહિ. તે અવિવાહિતા હતી ત્યારે છૂપી રીતે સંતાતી સંતાતી શી રીતે રાધામોહનને નિહાળ્યા કરતી ? ને જો તે એક બે દહાડા રાધામોહનને ન દેખે તો કેવી વિવિધ યુક્તિઓનું અવલંબન કરતી તે વાત હસતાં હસતાં વર્ણવા લાગી.

પત્નીની વાતમાં વિઘ્ન નાંખી પતિ બોલ્યોઃ—" એ બધી વાતો હમણાં જવા દે. સમય ટૂંકો છે તો તું હમણાંજ વિવાહની તૈયારી કર. "

ગૃહિણીઃ—" શું હમણાંજ વિવાહની તૈયારી કરવાની છે ? "

રાધામોહનઃ—" હા. "

ગૃહિણીઃ—" એ શી રીતે બને ? "

રાધામોહનઃ—" તો એમાં હું શું કરું ? એણે હઠ લીધો છે ને મેં એમાં સંમતિ આપી છે. "

ગૃહિણીઃ—" સંમતિ આપી તેથી શું થઇ ગયું ? ઘરમાં શું છે ? કાંઇક આપવા કરવાનું પણ જોઇશે ના ? આપણી પાસે કાંઈજ તૈયાર નથી. "

રાધામોહનઃ—" જમાઇ કહે છે કે કાંઈ તૈયારીની પણ જરૂર નથી. તેમ મને બીજું કાંઇ આપવાની જરૂર નથી, માત્ર પરણાવનાર શુકલને બોલાવો એટલે વધું પૂરતું છે."

ગૃહિણીઃ—" આજનો દિવસ સારો છે ? કાંઈ અવયોગ તો નથી ના ? "

રાધામોહનઃ—"હા. આજનો દિવસ બહુ સારો છે. આજે અમૃતસિદ્ધ યોગ છે. "

ગૃહિણીઃ—" એ તો ઠીક, પણ આપણે એને કાંઇજ આપવું નહિ પડે ? "

રાધામોહનઃ—" હા, આપણે એને બીજું કાંઇજ આપવું નહિ પડે ? "

આ વાત સાંભળતાં ગૃહિણીના આનંદની સીમા રહી નહિ. યોગ્ય ઉંમરની થયેલી કન્યાનું વગર ખરચે સારા વરને પરણાવવાનું થયું. વળી એ વર પણ કેવો ? રૂપમાં, ગુણમાં ને કુલમાં ઇંદ્ર જેવો ! ગૃહિણીનો આનંદ જોઇ રાધામોહન પણ હસવા લાગ્યો. અને હાથમાં ખલતો લઈ તમાકુ ચાવતો ચાવતો શુકલને ઘેર બોલાવવા ચાલ્યો.

પુષ્પ, ચંદન, દર્ભ આદિ સામગ્રી લઈ શુકલજી લગ્ન કરવા આવ્યા. અને મૃતિકાનું સ્થંડિલ કરવા લાગ્યા. શુકલજી આવી સ્થંડિલ શામાટે બાંધે છે ? એ જાણી આડોશીપાડોસી પૂછપાછ કરવા મંડયાં. આસપાસની સમાન વયની બાલિકાઓ પણ ગુપચુપ વાતો

કરવા લાગી કે કાલાચાંદ સાથે ભૂપબાલાનો આજે વિવાહ થવાનો છે; વ્રજબાલાએ પણ એ વાત સાંભળી. આથી તે દુઃખી તો ન થઇ, પણ બહુજ વિસ્મય પામી ક્રોધી બની. કોઇ વાઘણ ઉપર અચાનક તીર વાગે ને તે જેમ ગર્જી ઉઠે તેમ વ્રજબાલા પણ ગર્જી રહી. પરંતુ તેની ગર્જના કોઇએ સાંભળી નહિ. અને ક્રોધ પણ કોઇએ જોયો નહિ. તે હસતી હસતી મંગલદ્રવ્યો એકત્ર કરવા લાગી. અને બાજઠની બીજી બાજુ ઉપર વરમચી ( લાલ મૃતિકા ) વડે નીચે પ્રમાણે લખ્યું.

* विलोक्य परदारप्रेमाभिमत्तं, चन्द्रमसं तं प्रफुल्लमनसं ।
विदीर्य शतधा क्रोधनो गदापाणिः, समाकिरन्नभसि ह्यमातिमिरावृते ॥

વ્રજબાલાએ આશું લખ્યું ? તે કોઇ સ્ત્રી સમજી શકી નહિ. અત્યારે તો બધી સ્ત્રીઓનું ધ્યાન કન્યાને શણગારવામાં તથા વરને જોવામાં હતું. કન્યાને શણગારવામાં આવી. પણ પુષ્પચંદન સિવાય બીજું શણગારવાનું તો કશું હતું નહિ. કન્યાને સુંદર પુષ્પમાળા પહેરાવવામાં આવી. વળી તેના લલાટમાં સુંદર પિયળ કરી ચંદ્રક કરવામાં આવ્યો. પરંતુ આ કરતાં બીજી એક વસ્તુ એવી હતી કે તેનાવડે કન્યા અપાર શોભતી હતી. એ વસ્તુ કઈ ? એ વસ્તુ તે ભૂપબાલાનો અપૂર્વ આનંદોલ્લાસ હતો.

ભૂપબાલાને શણગારીને વરની સમીપ લાવી બેસારવામાં આવી.

કાલાચાંદ બોલ્યોઃ—" આ કોને લાવ્યા ? વ્રજબાલા ક્યાં ? "

રાધામોહન ત્રિસ્મિત થઇને બોલ્યોઃ—' વ્રજબાલા ?

* પરદારાના પ્રેમમાં આસક્ત થયેલા, પ્રફુલ્લિત મનવાળા ચંદ્રને નિહાળીને ક્રોધી ગદાધરે ( પ્રભુએ ) તેના સેંકડો ટૂકડેટૂકડા કરી નાંખ્યા; જે ટૂકડાઓ અંધકારે વીંટાએલા આકાશમાં અમાવાસ્યાએ તારકોને રૂપે જોવામાં આવે છે.

અકસ્માત્ વીજળીનો કડાકો થયો હોય એવી વાણીએ કાલાચાંદ બોલ્યોઃ-"હા, હા, વ્રજબાલા! આને પરણવાને કોણ ના કહે છે?"

એ વીજળીનો કડાકો ભૂપબાલાના માથા ઉપર પડ્યો પરંતુ તેથી તે મરણ પામી નહિ. મરણ પામી હોત તો સારૂં થાત. હતભાગિની ભૂપબાલા નીચે મોંએ, મૌન ધારણ કરી બેઠી રહી. રાધામોહન મનમાં મનમાં વિચારવા લાગ્યો. કાલાચાંદ ભૂપબાલાને ઓળખતો નથી તેથી બોલ્યોઃ-"એજ મારી કન્યા ભૂપબાલા છે"

કાલચાંદ સ્વભાવે બોલ્યોઃ-"તમારી ભૂપબાલાને ગમે તેને પરણાવો. હું તો વ્રજબાલાને પરણવાજ તૈયાર છું."

આ વચને રાધામોહનના માથા ઉપર જાણે પર્વત તુટી પડયો હોય એવી વેદના થઈ. હવે શું કરવું તે ન સમજવાથી તે શુકલની સામે તાકી રહ્યો. શુકલ તટસ્થ થઈને બોલ્યોઃ—"મોટી કન્યાનો વિવાહ થયા પહેલાં નાની કન્યાનો વિવાહ થઈ શકે નહિ."

આ નિયમ કાલાચાંદના જાણવામાં નહોતો. આજે ગદાધરે શા માટે મને ભૂપબાલા સાથે પરણવાનું કહ્યું હતું તે હવે કાલાચાંદના સમજવામાં આવ્યું, હવે શું કરવું એ વિચારમાં કાલાચાંદ મગ્ન બની ગયો.

આ વખતે સૌએ જોયું તો ભૂપબાલા બેભાન બની જાંય ઢળી પડી. તેનાં સગાંવહાલાં તેને ઉપાડી ઘરમાં લઇ ગયાં અને ઘણી સરભરા કર્યા પછી તેને ભાન આવ્યું. ત્યારે તે બહુજ ધીરે સ્વરે પોતાની માતાને કહેવા લાગીઃ—"મા!"

માતઃ— 'શું છે બાપુ?"

ભૂપબાલાઃ —"મા, હું જીવીશ ત્યાં લગી આવી સ્થિતિમાંજ રહીશ તું વ્રજબાલાનો ખુશીથી વિવાહ કર."

માતાઃ—"એવું કાં બોલ બાપું!"

ભૂપબાલાઃ—"કાં, હું આખું જીવતર તમારી પાસેજ રહીશ. એમાં શી હરકત છે?"

માતાઃ—"અમે કાંઇ બધો ભવ પહોંચવાનાં છિએ!"

ભૂપબાલા કાંઇક બોલવા જતી હતી એટલામાં રાધામોહન હાંફતો હાંફતો ઘરમાં આવ્યો. ગૃહિણીએ તેને પૂછ્યું "કાં શું છે વળી?"

રાધામોહનઃ—"કાલાચાંદ બન્ને કન્યાઓ સાથે પરણવા ચાહે છે."

ગૃહિણીઃ—"બંને સાથે?"

રાધામોહનઃ—"હા."

ગૃહિણીઃ—"એમાં તમારો મત શો છે?"

રાધામોહનઃ—"એમાં મને તો કાંઇ હરકત જેવું જણાતું નથી. કુલીન ગૃહસ્થોને ત્યાં બે બે સ્ત્રીઓ તે હોય છે. જો તમને ઠીક લાગતું હોય તો મને તો એમાં કાંઈ હરકત જેવું જણાતું નથી."

ગૃહિણી નિરુત્તર રહી. ઘરમાં એક ખૂણે દીવી ઉપર માટીના કોડીઆમાં સળગાવેલો દીવો મંદમંદ બળતો હતો. એ દીવાભણી જોઇ ગૃહિણી કાંઇક વિચારવા લાગી. તેના મનમાં ગદાધરનું સ્મરણ થયું. એના મનમાં અભિલાષા હતી કે નાની પુત્રીનું ગદાધર જેવા ધનવાન્ સાથે લગ્ન કરવું. એ અભિલાષાએ એણે ગ્રામદેવના ભીમેશ્વર મહાદેવની કાંઈ કાંઈ માનતાઓ માની હતી. એક જોશીએ ગૃહિણીને કહ્યું હતું કે વ્રજબાલા રાજરાણી થશે. પરંતુ અત્યારે એ બધી અભિલાષા ચૂર્ણ થઈ ગઈ. ગૃહિણી દીર્ઘનિઃશ્વાસ નાંખી છેલ્લે બોલીઃ—"ભલે એમ કરો."

રાધામોહન બહાર ગયા પછી ભૂપબાલા બોલીઃ—"મા!"

જનેતા ઉત્તર ન આપતાં ભૂપબાલાના મોં સામું જોઈ રહી.

ભૂપબાલા બોલી:—" છિ ! છિ ! એવું ન કરો: "

જનેતાએ પોતાની નજર બીજી બાજુ ફેરવી. વળી ભૂપબાલા બોલી:—" મા ! હજુ પણ મારા પિતાને પાછા બોલાવો. "

જનેતા:—" નશીબની ગતિને કોણ અટકાવી શકે ? "

ભૂપબાલા:—" માણુસ પોતેજ નશીબને ઘડે છે. "

જનેતા:—" હવે કશો ફેરફાર થઇ શકે નહિ; વાગ્દાનની વિધિ હમણાંજ થઇ છે. "

વાગ્દાનની વિધિ પૂરી થયા પછી કન્યાદાન અપાયું. અને કાલાચાંદે બંને બેનો સાથે વિવાહ કર્યો. પ્રાતઃકાલે એક શિબિકા મંગાવી કાલાચાંદે તેમાં વ્રજબાલાને બેસાડી અને પોતે ઘોડેસ્વાર થઇ પોતાના ઘરભણી વિદાય થયો. ભૂપબાલાને સાથે લઈ ગયો નહિ. તેને તો પિએરમાંજ રહેવા દીધી.

બીજે દહાડે સવારે ગદાધર રાધામોહનને ઘેર આવ્યો ને જોયું તો ઘર આખું શોકાતુર હતું. તેણે સાંભળ્યું કે કાલાચાંદ ગઇ રાત્રે આવી વિવાહ કરી વ્રજબાલાને લઇ ગયો છે. અને રાધામોહનને આંગણે શુષ્ક ફૂલો, ચોખા અને દર્ભપત્રાદિ આમ તેમ પડેલાં છે. એક બાજઠ ભીંતે અઢીંગીને મૂકેલો છે. ને તેમાં લાલ વરમચીના અક્ષરોથી નીચે પ્રમાણે લખેલું હતું.

विलोक्य परदारप्रेमाभिमत्तम्  
चन्द्रमसं तं प्रफुल्लमनसम् ।  
विदीर्य शतधा क्रोधनो गदापाणिः  
समाकीरजभासि ह्यमा तिमिरावृते ॥

પરિચ્છેદ પાંચમો

## પત્ની પલાયન

ત્યાર પછી બીજાં બે વર્ષો પણ વીતી ગયાં. કાલાચાંદને સમજાણું કે વ્રજબાલા મળવાથી જેવો સુખી થવાની આશા રાખતો હતો, તેવો સુખી હું થઈ શક્યો નથી. કેમકે વ્રજબાલા ક્રોધી, ગર્વિષ્ટ, બહુબોલી અને ઉદ્ધત છે. વળી તે આત્મસુખપરાયણા, સમતારહિત, અભિમાનભરિત અને લજ્જારહિત તથા સંકોચરહિત છે. જો એનામાં હોય તો માત્ર રૂપ છે. અને એ રૂપ યૌવનસાથે દિનપ્રતિદિન વૃદ્ધિ પામતું જાય છે. વિધાતાએ જાણે સૌંદર્યનાંજ રજકણો લઇને એનું તમામ અંગ બનાવેલું છે. પરંતુ માનવના હૃદયમાં રૂપની તૃષ્ણા તથા રૂપનો મોહ શું ચિરકાલ ટકે છે? તરસ મળ્યા પછી તો ભાગીરથીનું સ્વચ્છ અને પવિત્ર જળ પણ પીવું ગમતું નથી. પરંતુ હવે કહેવું શું? બે વરસે કાલાચાંદની ભૂખ ભાગી.

વ્રજબાલાએ માન્યું હતું કે રૂપના મોહમાં એ સદાકાલ કાલાચાંદને પોતાને વશીભૂત રાખી શકશે. પણ હવે તેને લાગ્યું કે કાલાચાંદ પોતાનો ઉપાસક નથી, પણ ઉપાસ્ય થવા ચાહે છે. ત્યારે તેનો ક્રોધ ગર્જી ઉઠયો. તેનું આત્માભિમાન તેને ધૂણાવવા લાગ્યું. એ અભિમાનને યોગે વ્રજબાલા જ્યારે કાલાચાંદની અવજ્ઞા કરવા લાગી ત્યારે કાલાચાંદ તેનાથી દૂર થવા લાગ્યો. છેલ્લે એવો સમય આવી ગયો કે "મેં હાથે કરીને અગ્નિના તણખાને ઘરમાં ઘાલ્યો છે એ અઠીક કર્યું છે." એમ કાલાચાંદને થવા લાગ્યું.

હવે કાલાચાંદને ભૂપબાલાનું સ્મરણ થયું. એ વખતે ભૂપબાલા પોતાને પીએર હતી. પરણ્યા પછી એક દહાડો પણ તેને સાસરામાં લાવવામાં આવી નહોતી. એ નિર્ભાગી કુસુમકલિકા જ્યાં ઉગી ત્યાંજ

સુકાતી હતી. અનાઘ્રાત વનકુસુમકલિ નિર્જનમાં વિકસી નિર્જનમાંજ કરમાતી હતી. એ બિચારીએ એક દહાડો પણ સાસરાનું નામ લીધું નહોતું. તેમ એક દહાડો પણ પોતાનું દુઃખ બીજાની પાસે ગાયું નહોતું.

એ ચિરકાળથી વિસ્મૃત થએલી ભાર્યાનું બે વર્ષે કાલાચાંદને સ્મરણ થયું. ચોમાસામાં ઘોર ઝંઝાવાતવાળી કેટલાક દહાડાની હેલી પછી જેમ સૂર્યનું સ્મરણ થાય છે તેમ કાલાચાંદના હૃદયમાં વ્રજબાલાનું સ્મરણ થયું. પરંતુ આટલા સમય પછી તો તેનું મુખ પણ કેવું છે? તે કાલાચાંદને સાંભરી શકયું નહિ.

એક દહાડો કાલાચાંદ પલંગ ઉપર બેઠેલો હતો. પાછલા પહોરનો ઉન્હાળાના દહાડાનો સમય હતો. અને વ્રજબાલા તેની સામે એક આરામખુરશીમાં પડેલી હતી. તે સમયે કાલાચાંદ બોલ્યોઃ—"વ્રજબાલા! મને ભૂપબાલા સાંભરે છે.!"

વ્રજબાલા પડી પડી મેઘદૂત વાંચતી હતી. ચોપડીમાંથી પોતાનું મુખ બહાર કાઢી તે બોલીઃ—" શું કહ્યું?"

કાલાચાંદઃ—" મને ભૂપબાલા સાંભરે છે ને હું તેને તેડી લાવવા ધારૂં છું."

વ્રજબાલાઃ—" કયાં?"

કાલાચાંદઃ—" અહીંઆં."

વ્રજબાલા પુસ્તકને ભોંયે પછાડી બોલીઃ—" જ્યાંલગી હું અહીં છું ત્યાંલગી તો બીજાને અહીં પેસવા દેવાની નથી."

કાલાચાંદઃ—" એ વાત હું જાણું તું શું સમજે? એને અહીંઆં પેસવા ન દેનાર તું કોણ?"

વ્રજબાલાઃ—" હું કોણ? એટલું પણ સાંભરતું નથી કે હું કોણ? ઠીક છે, સાંભરતું ન હોય તો તમને યાદ દેવડાવું છું કે હું

તમારી સ્ત્રી છું. હું તમારી સહધર્મિણી છું ને હું ઘરની માલીક છું."

કાલાચાંદઃ—"ભૂપબાલા પણ મારી સ્ત્રી છે અને મારી સહધર્મિણી છે."

વ્રજબાલાઃ—"કદિ નહિ, તે તમારી ઉપપત્ની છે."

કાલાચાંદઃ—"ચૂપ કર વ્રજબાલા !"

વ્રજબાલાઃ—"શું ભય દેખાડો છો ? હા, પણ તમે ભૂલોમાં કે ભય કોને કહેવાય તે આ વ્રજબાલા જાણતી પણ નથી. હું સોવાર કહીશ કે ભૂપબાલા તમારી ઉપપત્ની છે, ઉપપત્ની છે, ઉપપત્ની છે."

કાલાચાંદઃ—"તું નિર્લજ્જ છે."

વ્રજબાલાઃ—"સાચું કહે તે નિર્લજ્જ કે ? તમે કેવુંક સત્ય બોલનાર છો તે કહોને ? માથા ઉપર આકાશ છે તે તેના ઉપર ભગવાન છે. તમેજ ભગવાન માથે રાખીને કહોને કે તમે માત્ર વ્રજબાલાનેજ પરણવા આવ્યા હતા કે નહિ ?"

કાલાચાંદઃ—"હા, આવ્યો હતો તેથી શું ?"

વ્રજબાલાઃ—"તમે મારે માટેજ તમારા બાલ્યમિત્ર ગદાધરની સાથે કલહ કર્યો હતો કે નહિ ? તમેજ એક દહાડો સંધ્યાકાલે ઉન્મત્ત બની મારા પિતાની પાસે હાથ જોડી આ વ્રજબાલાની ભિક્ષા માગી હતી કે નહિ ? અને તમેજ વિવાહમંડપમાં ભૂપબાલાનો તિરસ્કાર કરી વ્રજબાલા માટે કાલાવાલા કર્યા હતા કે નહિ ?"

કાલાચાંદઃ—"એ ઠીક, પણ મેં પહેલાં કાંઈ તારી સાથે વિવાહ કર્યો નહોતો. પહેલાં તો મેં ભૂપબાલા સાથે વિવાહ કરેલો છે.

વ્રજબાલાઃ—"ઠીક, ત્યારે તમે જેની સાથે પહેલાં વિવાહ કર્યો તેજ તમારી સ્ત્રી કે ?"

કાલાચાંદઃ—"હા, એજ મારી સહધર્મિણી."

વજબાલા:—“ અને જેની સાથે પછી વિવાહ કર્યો તે ? ”

કાલાચાંદ:—“ એ...એ...એ મારી...”

વજબાલા:—“ ઉપપત્ની એમ કહેવું છે ના ? ”

કાલાચાંદ:—“ હા, એમ. ”

વજબાલા:—“ ઠીક, હું ઉપપત્ની છું એમ કે ? સારૂં. તો જે તમારી સ્ત્રી છે તેને તમારા ભેગી રાખોને. ઉપપત્નીને રજા આપો. એક ઘરમાં પત્ની અને ઉપપત્ની બંને ભેગાં રહી શકશે નહિ. ”

કાલાચાંદ:—“ વજબાલા ! તું પાપણી છે. ”

વજબાલા:—“ અને તમે તો ધાર્મિકચૂડામણિ છો એમ કે ? પેલી એક સ્ત્રીનું હૃદય ચૂર્ણ કરી તેનો પરિત્યાગ કરી ચાલ્યા આવ્યા છો અને હવે આ બીજી સ્ત્રીનું બલિદાન આપવા તેને યજ્ઞકુંડ પાસે લઈ જાઓ છો. વાહરે ધર્મસ્થંભ વાહ ! ”

કાલાચાંદ કશું બોલ્યો નહિ. શય્યા છોડી તે બારી પાસે જઈ ઉભો રહ્યો. ત્યાંથી તે જંગલ, નદી અને છેલ્લે આકાશ ભણી તાકી રહ્યો. વજબાલા વળી ફેંકી દીધેલું મેઘદૂતનું પુસ્તક ઉપાડી તેનાં પાનાં ફેરવવા લાગી.

કાલાચાંદે જોયું તો દૂર આકાશ જાણે પૃથ્વી ઉપર નમી ગયું છે. પર્વતમાલાઓ પોતાનાં મસ્તક ઉંચાં કરી આકાશને ઝીલી રાખવાનો પ્રયત્ન કરે છે. પરંતુ આકાશ કોઇથી ઝીલાતું નથી. ને નીચું નીચું ઢળી પડવા તથા પૃથ્વીને દાબી મારવાનો પ્રયત્ન કરે છે ! એમ કરતાં કરતાં જાણે બધું આકાશ પૃથ્વી ઉપર તૂટી પડયું. ને તેને લીધે પૃથ્વી દબાઈ ગઈ. પર્વતમાલા કયાંઈ અદશ્ય થઇ ગઇ. માત્ર તેજરહિત ધૂમ્રકાય આકાશજ બાકી રહ્યું. કાલાચાંદ જે દિશામાં જુએ એ દિશામાં આકાશજ વિલસી રહ્યું. કાલાચાંદ અવલંબન શોધવા

લાગ્યો. પરંતુ તેની દૃષ્ટિ રૂંધાઈ ગઈ! શ્વાસ પણ જાણે બંધ થતો હોય એવો તેને આભાસ થયો!

કેટલીકવાર પછી કાલાચાંદને સંજ્ઞા આવી. પછી તે બારી પાસેથી આઘો જઈ વ્રજબાલાને નિહાળી બોલ્યો:—"વ્રજબાલા! મનમાં ઘણી ઘણી આશાઓ બાંધી, બધું ઠેલી મેં તારી સાથે વિવાહ કર્યો હતો."

વ્રજબાલા:—"અને મેં પણ ઘણી ઘણી આશાઓ બાંધી બધાને ઠેલી તમારી સાથે વિવાહ કર્યો હતો."

કાલાચાંદ:—"બધાને ઠેલીને?"

વ્રજબાલા:—"હા, તમે જેમ એક દહાડો મારા ઉપાસક હતા, તેમ બીજા પણ ઘણા હતા."

કાલાચાંદ:—"ગદાધરની વાત કહે છે ના?"

વ્રજબાલા:—"નામ આપવાનું શું પ્રયોજન છે?"

અત્યારે ગદાધરે કહેલી વાત કાલાચાંદને સાંભળી આવી. વગડામાં વનરાજથી વીંટાએલા વનમાં-ઉભા રહીને ગદાધરે કાલાચાંદને કહ્યું હતું કે:—"આ ગદાધર પણ કદિ જૂઠું બોલતો નથી હો?" એ વાતનું સત્યપણું કાલાચાંદને પ્રતીત થયું. પરંતુ વધારે ખાત્રી કરવા તે બોલ્યો:—"શું ગદાધર તારી સાથે વિવાહ કરવા ઈચ્છતો હતો?"

વ્રજબાલા:—"એકવાર નહિ, પણ સોવાર ઇચ્છતો હતો."

કાલાચાંદ આ સાંભળી સ્તંભિત થઈ ગયો. ત્યાંથી તે ખસી ગયો ને પાછો બારી પાસેજ ઉભો રહ્યો. ઘણીવાર અંધકાર તરફ જોઈ રહ્યા પછી તે પાછો વ્રજબાલાની પાસે ગયો. અને તેના મોં

પાસે પોતાનું મોં લઈ જઈ દાંત પીસી પૂછવા લાગ્યો. " તું શું તેને ચહાતી હતી ?"

વ્રજઃ—" તમને દિનદશાનું લગારે ભાન લાગતું નથી. તમે નાદાન છો."

કાલાચાંદઃ—" સોવાર નાદાન છું. નહિતો તારી સાથે વિવાહ કરૂં?"

વ્રજઃ—" તમે કૃતઘ્ન છો."

કાલાચાંદઃ—' હું કૃતઘ્ન નથી પણ તું કૃતઘ્ન છે વ્રજબાલા! મનુષ્ય મનુષ્યને જેટલું આપી શકે, તેટલું બધુંજ મેં તને આપેલું છે. પણ તું અસંતુષ્ટ રહે છે; એ તારી નીચતા જણાવે છે."

આટલું બોલી કાલાચાંદે એ ઓરડાનો ત્યાગ કર્યો. સ્ત્રીની સાથે કલહ કરવો એવો તેનો અભિપ્રાય નહોતો. તેણે ઘણું વેઠ્યું હતું. વ્રજબાલાના સેંકડો અપરાધો તેણે ક્ષમા કરેલા હતા. પરંતુ આજે તે સહન કરી શક્યો નહિ. એનું ધૈર્ય નષ્ટ થઇ ગયું. તે પોતાની માતાની પાસે જઇને બોલ્યોઃ—" મા! મોટી વહુ શું બધા દહાડા પીએરમાંજ રહેશે ?"

શા અપરાધે મોટી વહુને પીએરમાં મુકી છે એ વાત માતાના જાણવામાં નહોતી. એક બે વાર મોટી વહુને તેડી લાવવાને માતાએ પુત્રને કહેલું હતું. પણ પુત્રે એ વાત કાનપર લીધી નહોતી એટલે માતા મૌન ધારી રહી હતી; પરંતુ અત્યારે જ્યારે પુત્રેજ તેને તેડી લાવવાની ઇચ્છા બતાવી ત્યારે તો માતાના હર્ષનો પાર રહ્યો નહિ. તે બોલીઃ—" બેટા ! હું તો તને કહેતી આવી છું કે એને પીએરમાં ન રાખ્ય તો સારૂં. ચાલ, તેને તેડાવવા હમણાંજ હું મુહૂર્ત જોવરાવું છું. ને સારે મુહૂર્ત્તે તેડાવવા વ્યવસ્થા કરૂં છું."

જનેતાએ તરતજ જોશી મહારાજને બોલાવવા માણસ મોકલ્યું.

રાત્રે શું કામ હશે ? એવા એવા વિચારો કરતા જોશી મહારાજ આવ્યા. ટીપણું તો તેમના માથામાંજ હતું. વહુને તેડી લાવવાનું શુભ મુહૂર્ત ક્યારે છે ? એવો પ્રશ્ન સાંભળી તેમણે મેષ, વૃષભ, મિથુન આદિ રાશિઓ ગણવા, ચંદ્રમાનું ઘર જોવા અને સારાં ચોઘડીઆં જોવા માંડયાં. ઘણી ગણત્રી પછી તેમણે ઠરાવ આપ્યો કે કાલે દશઘડી દહાડો ચડયા પછી શુભ મુહૂર્ત છે. આ વખતે મોટીવહુને ઘેર તેડી લાવવાનું નક્કી થયું. આ વાત સૌ આડોશી. પાડોશીએ પણ જાણી. તેમ વ્રજબાલાએ પણ જાણી, પરંતુ તેણે કોઇને કશું કહ્યું નહિ. પોતાના સ્વામીની સાથે પણ તે ફરી મળી નહિ, ગંભીર રાત્રિએ જ્યારે સૌ ઉંઘી ગમાં ત્યારે તે પોતાના અલંકારો તથા દ્રવ્ય લઈ ઘર છોડી ચાલી ગઇ,

પરિચ્છેદ છઠ્ઠો

## ક્રોધાંધનું કૃત્ય

બીજે દહાડે પ્રભાતમાં ઉઠતાં કાલાચાંદે જોયું તો ઓરડામાં ભોંયતળીએ એક પત્ર પડેલો જોયો. એ પત્ર વ્રજબાલાએ લખેલો હતો. તે ઉપાડી લઈ કાલાચાંદ વાંચવા લાગ્યો. એમાં લખેલું હતું કેઃ—

"કાલાચાંદ! તું શું એમ ધારે છે કે આ વ્રજબાલા તારૂં એક રમકડું છે? અથવા તો આ વ્રજબાલા તારૂં એક વિલાસનું સાધન છે? જો એવું ધારતો હોય તો એમાં તારી મૂર્ખાઈ છે. વ્રજબાલાએ દાસી થવાને જન્મ ધારણ કર્યો નથી પરંતુ વ્રજબાલાએ તો શિર ઉપર રાજમુકુટ ધારણ કરી રાજસિંહાસને બેસવાને જન્મ લીધેલો છે."

"જે રૂપ આ પૃથ્વીમાં પ્રાપ્ત થવું દુર્લભ—અરે જે રૂપ પ્રાપ્ત કરવાને દિલ્લીશ્વર પણ આકાંક્ષા રાખે, તે રૂપ તને પ્રાપ્ત થયું હતું. પરંતુ તું તેનો ઉપભોગ કરવા યોગ્ય પાત્ર નીવડયો નથી. એ રૂપ પ્રાપ્ત કરી તું પોતાને ભાગ્યવાન્ સમજી શક્યો નથી. ઉલટું તારી ભાગ્યલક્ષ્મીને તેં પોતેજ લાત મારી છે."

"હું જાઉં છું. તારૂં પાપી ઘર છોડીને તથા તારો નીચસંસર્ગ છોડીને હું સદાને માટે જાઉં છું. પણ મને ભરોંસો છે કે તારી સાથે મારો હજુ એકવાર મેળાપ થશે. પરંતુ તે વખતે તું જોશે કે આપણા બેમાં કોણ બલવાન છે? અને કોણ કોને દુર્બલ ગણી પીડા પમાડી શકે છે?"

પત્ર નીચે કોઈની સહી નહોતી. અને સહીનું પ્રયોજન પણ નહોતું પત્ર વાંચતાં વાંચતાં તે ક્રોધે રાતોચોળ થઇ ગયો. એનો ક્રોધાગ્નિ જ્વાલામુખીના અગ્નિ જેવો પ્રચંડ હતો. આટલા દહાડા લગી તે ગુપ્તપણે ઢંકાયેલો હતો. પરંતુ અત્યારે તે પ્રકટ થયો. ને એ ક્રોધાગ્નિની જ્વાલામાં કાલાચાંદનું ધૈર્ય તથા હિતાહિત જ્ઞાન ભસ્મીભૂત થઇ ગયું. કોઇને કશું ન કહેતાં હાથમાં તલવાર લઇ, ઘોડે બેસી તે ઘર છોડી ચાલી નીકળ્યો. એનો ભયંકર ચહેરો જોઈ કોઇને તેને કાંઈ પૂછવાની હિંમત થઈ નહિ.

કાલાચાંદ ગદાધરના મકાન ભણી દોડયો. રસ્તામાં જતાં જતાં તેને ભાન થયું કે આટલા દહાડા લગી હું દુર્બળ હતો, પણ આજે જાણે મારામાં અપાર બળ આવ્યું છે.

ત્વરાથી તે ગદાધરના મકાન પાસે આવી પહોંચ્યો. પૂછતાં જણાયું કે ગદાધર મકાનમાં નથી. ને એ વાત સત્ય હતી. ગદાધર હવે વીરજાઉનમાં ઝાઝું રહેતો નહિ. પ્રયોજન હોય એટલો સમય

રહી તે સાંતાડમાંજ ઝાઝો સમય વ્યતીત કરતો. ગદાધરની વીરજા-ઉનમાં પુષ્કળ જમીન હતી એ સાચું. તોપણ સાંતાડ એ એના નાનકડા રાજ્યની રાજધાની હતી. વીરજાઉનમાં જમીન હોવાથી ત્યાં ગદાધરનો નાનકડો મહેલ બંધાવેલો હતો, પણ અત્યારે તો તેમાં તેનો એક કામદાર રહતો.

ગદાધરનો પિતા હજુ જીવતો હતો. ને તે કુટુંબ સાથે સાંતાડમાં રહેતો. ગદાધરને એક મોટો ભાઈ હતો; તેનું નામ શક્તિધર હતું. એ શક્તિધર અત્યારે ગૌડમાં સુલતાન પાસે નોકર રહ્યો હતો. પિતાની વૃદ્ધાવસ્થા હોવાથી જમીનદારનું તમામ કામ ગદાધરજ કરતો હતો ને તે પહેલાં તો વીરજાઉનમાં ઘણું રહેતો. પરંતુ એક વર્ષથી તે વીરજાઉનમાં ભાગ્યેજ આવતો.

કાલાચાંદે જોયું કે ગદાધર અત્યારે વીરજાઉનમાં નથી ત્યારે તેણે સાંતાડનો રસ્તો પકડ્યો. વીરજાઉનથી સાંતાડ દશબાર ગાઉ છેટું હતું. કેટલેક દૂર ગયા પછી કાલાચાંદે જોયું કે સામે કેટલાક સ્વારો આવે છે. ને તેની સાથે કેટલાંક પગપાળાં માણસો પણ છે. જ્યારે તેઓ સમીપમાં આવ્યા ત્યારે જણાયું કે તેમાંનો એક તો ગદાધર છે. તેની સાથે તેના અંગરક્ષક તરિકે બીજા બે સ્વારો તથા પગપાળા સિપાઇઓ છે. ને તે બધાની સંખ્યા વીશેક માણસની છે. થોડીવાર કાલાચાંદનો તેમની સાથે ભેટો થયો.

કાલાચાંદે બે વર્ષે ગદાધરને જોયો. પણ અનંત સમયસાગરમાં બે વર્ષનો શો હિસાબ ! સમયસમુદ્રનાં અનંત ટીપાંમાંનાં બે વર્ષો તો જાણે બે ઝીણાં ટીપાં ! અસ્તુ. ભલે ટીપાં હોય તોપણ તે પોતાની નિશાની મૂકી ગયાં હતાં ! ગદાધરમાં હવે પહેલાંના જેવું તેજ નહોતું તેમ પહેલાંના જેવું ચાંચલ્ય પણ નહોતું. તેનું મુખ મ્લાન હતું. તથા

શરીર કૃશ થઈ ગયું હતું. ગદાધરે જોયું તો કાલાચાંદનું રૂપ છલકાઈ જતું હતું. જાણે સુખથી, સમૃદ્ધિથી, બળથી અને લાવણ્યથી કાલાચાંદનું અંગ મહા તેજસ્વી થયું હોય તેમ સહજ ભાન થતું હતું. કાલાચાંદને જોયા છતાં ગદાધર કશું બોલ્યો નહિ. અને રસ્તો તરી ચાલવા લાગ્યો. પરંતુ કાલાચાંદ રસ્તામાં આડો આવી બોલ્યો "ગદાધર !"

ગદાધર કંઇક વિચારમાં લીન થયેલો હતો. સાદથી તે ચમકી ગયો. ને કાલાચાંદના મોંભણી તાકી રહ્યો.

વળી કાલાચાંદ રુદ્રસ્વરે બોલ્યો:—"ગદાધર ! વ્રજબાલા ક્યાં છે?"

ગદાધર કાંઇ ન બોલતાં વિસ્મયચકિત લોચનોએ કાલાચાંદ ભણી જોઇજ રહ્યો.

કાલાચાંદ ગર્જના કરી બોલ્યો:—"ગદાધર ! શઠતા છોડી દે. અને સાચીવાત કહે."

ગદાધર:—"શું કહું ?"

કાલાચાંદ:—"વ્રજબાલા ક્યાં છે ?"

ગદાધર:—"એ તને ખબર. હું શું જાણું ?"

કાલાચાંદ:—"વળી શઠતા ?"

ગદાધર:—"ગદાધર શઠતા શીખ્યો નથી. તેમ જૂઠું એટલે શું તે પણ ગદાધર જાણતો નથી. એતો સદા નિર્ભય તથા સત્યવાદી છે."

કાલાચાંદ:—"બે વર્ષ પહેલાં પેલા જંગલમાં ગદાધર જૂઠું બોલ્યો નહોતો કે ?

ગદાધર:—"ના."

કાલાચાંદ:—"ને આજ જૂઠું બોલતો નથી કે ?"

ગદાધર:—"ના."

કાલચાંદ:—"ધર્મથી બોલે છે ?"

ગદાધરઃ—"હા."

કાલાચાંદઃ—"તું ધર્મદ્રોહી તથા જૂઠો છે."

ગદાધરઃ—"જે પોતે જૂઠો ને ધૂર્ત્ત હોય તે જગતને એવુંજ માની લે છે."

કાલાચાંદ.—"તું ભલે તે દિવસે સત્ય બોલ્યો હોઇશ તો પણ આજે જૂઠું બોલે છે."

ગદાધરઃ—"ત્હારી બુદ્ધિનો લોપ થયો લાગે છે."

કાલાચાંદઃ—"ગદાધર અગ્નિ સાથે રમત કરવી મૂકી દે."

ગદાધરઃ—"તું કોને બ્હીવરાવે છે? ચાલ, આઘો ખસ."

ગદાધરના અંગરક્ષકો સાથે કાંઇક રકઝક કરી કાલાચાંદે રસ્તો છોડયો. પણ જતી વખતે બોલ્યો કે "ગદાધર! જો હું ધારૂં તો આટલા બધા અંગરક્ષકો વચ્ચે પણ તારો જીવ લઉં હો."

આ શબ્દો સૌ અંગરક્ષકોએ તથા ગદાધરે સાંભળ્યા. એક વૃદ્ધસૈનિકનું લોહી આથી તપી ગયું. બાલ્યકાળથીજ તે સાંતાડનાં નાનકડા રાજ્યની નોકરી કરતો હતો. પોતાના રાજકુમાર ગદાધરને આજે અપમનિત થયેલો જોઇ તે ધૈર્ય રાખી શકયો નહિ. ધનુષ્યમાં તીર મૂકી તેણે શરસંધાન કર્યું. કાલાચાંદ હજી બહુ આઘો ગયો નહોતો. તીર લાગતાંજ કાલાચાંદનો ઘોડો ભોંયે ઢળી પડયો. અને કાલાચાંદ પણ તેથી ભોંયે ગબડી પડયો.

ગદાધરે જોયું તો કાલાચાંદ ધૂળ ધૂળ થઇ ગયો છે. ને પેલો વૃદ્ધ અંગરક્ષક કાલાચાંદ ઉપર બીજું તીર છોડી કાલાચાંદનું કપાળ વીંધવા ચાહે છે! તરતજ ગદાધર મોટી ચીસ પાડી ઉઠયો. અને પેલા અંગરક્ષક તથા કાલાચાંદની વચ્ચે આવી ઉભો રહ્યો કે જેથી તીર છૂટે તોપણ કાલાચાંદને ન વાગતાં પોતાનેજ વાગે!

પોતાના રાજકુમારનું આવું વર્તન જોઈ પેલો અંગરક્ષક વિસ્મય પામ્યો, અને પોતાનું તીર પાછું ધનુષ્ય ઉપરથી નીચે ઉતારી નાંખ્યું.

ગદાધર બોલ્યોઃ—"જમાદાર! જાઓ આ મારો ઘોડો હવે કાલાચાંદને આપો."

સૈનિક શરમાઈ ગયો. કાંઈ પણ ન બોલતાં તેણે ધણીની આજ્ઞા માથે ચડાવી. કાલાચાંદે અશ્વને ગ્રહણ કર્યો. પણ તરત તેના ઉપર તે ચડયો નહિ. અને વિસ્મિત લોચને તે ગદાધર સામું તાકી રહ્યો.

ગદાધરે તેના સામું જોયું નહિ, પણ કહ્યું:—"જાઓ! વ્રજબાલાના સ્વામી! સિધાવો. તમને હવે કોઈ કાંઈ નુકશાન કરશે નહિ."

જ્યારે ગદાધર અદૃશ્ય થયો ત્યારે કાલાચાંદ પણ વગર બોલ્યે અશ્વ ઉપર ચડયો. ગદાધર જે તરફ ગયો તે તરફ તેણે એકવાર દૃષ્ટિપાત કર્યો. અને પછી પોતાના ગામભણી ન જતાં તેણે ગૌડનો રસ્તો પકડયો.

---

પરિચ્છેદ સાતમો

# ચિંતા

થોડુંક ચાલ્યા પછી ગદાધર રસ્તામાં ઉભો રહ્યો. ને કાંઈક વિચારવા લાગ્યો. કેટલીકવાર વિચાર કર્યા પછી તે જે રસ્તેથી આવ્યો હતો તે રસ્તે પાછો ફર્યો. વીરજાઉન જવાનો વિચાર તેણે માંડી વાળ્યો. આ વખતે કાલાચાંદ તો અદૃશ્ય થયો હતો.

વિચાર કરતાં ગદાધરને લાગ્યું કે કાલાચાંદે મને વ્રજબાલાના સમાચાર શામાટે પૂછ્યા? હવે વ્રજબાલા સાથે મારે સંબંધ શો છે? કાંઈજ નહિ. એ તો હવે મને ભૂલી ગયેલી હોવી જોઇએ. પણ મને

સમાચાર પૂછ્યા તેપરથી જણાય છે કે સ્વામી સાથે કલહ કરી તે કાલાચાંદને ઘેરથી ભાગી ગયેલી હોવી જોઇએ ને પોતાને પીએર જઇ ત્યાં સંતાઇ ગઇ હોવી જોઇએ.

સાંતાડ પાછાં પહોંચતાં ગદાધરને ખરા મધ્યાન્હ થયા. સાંતાડ એક નાનકડું શહેર હોઇ ગદાધરના પૂર્વજોના સમયથી તેમની રાજધાની હતું. એ શહેરની નજીકમાં એક વિશાળ ઉદ્યાન હતું. વિવિધ સુંદર સુગંધી પુષ્પોથી મહેંકતા એ ઉદ્યાનની વચ્ચોવચ્ચ શ્વેત આરસપહાણથી બંધાવેલો એક બંગલો હતો. નક્ષત્રવિભૂષિત આકાશમંડળમાં જેવો ચંદ્રમા શોભે છે તેવો એ બંગલો ઉદ્યાનમાં શોભાતો. એ બંગલો નાનકડો છતાં બહુજ સુંદર હતો. નિપુણ કારીગરોને રોકીને ઘણે ખરચે એ બંગલો બંધાવવામાં આવ્યો હતો. અને સુંદર સુંદર સામાને તેને શણગારવામાં આવ્યો હતો. ગદાધરે એ બંગલાનું નામ શ્વેતપ્રાસાદ પાડેલું હતું અને તેમાંજ તે ઘણો કાળ ગાળતો હતો.

ગદાધર હજુ લગી અવિવાહિતજ રહેલો હતો. ઘણું ઘણું સમજાવ્યા છતાં તે વિવાહ કરવા સંમત થયો નહોતો. પોતાની ચંદ્રવદના પુત્રીઓને લાવી કેટલાએ પિતાઓ ગદાધરને દેખાડવા આવ્યા હતા. તેમજ તે કન્યા ઉપરાંત ઘણું દ્રવ્ય આપી ગદાધરને વિવાહિત કરવા તેમણે ઇચ્છા બતાવી હતી. પણ ગદાધર લગ્ન કરવા સંમત થયો નહોતો. જગત્ ઉપર જાણે તે નિસ્પૃહ હોય તેમ વર્તતો. સંસારનાં કાર્યોમાં પણ તે આસક્તિરહિત દેખાતો. રમતગમત, મલક્રીડા, હાસ્યવિનોદ કાંઇજ તેને ગમતું નહિ. તોપણ માતાપિતાના સંતોષ ખાતર તે જમીનદારીનું કાર્ય જેવું તેવું કરતો. અને બાકીનો બધો વખત તે શ્વેતપ્રાસાદમાં બેસીને ગાળતો.

સાંતાડમાં પહોંચતાં ગદાધરે શરીરરક્ષકોને રજા આપી. અને પોતે

એકલો શ્વેતપ્રાસાદમાં આવ્યો. એ પ્રાસાદની ચારે દિશાએ ઉદ્યાન-ઉદ્યાનમાં પુષ્પો અને પુષ્પે પુષ્પે ભ્રમર હતાં. પરંતુ એ તરફ દૃષ્ટિપાત ન કરતાં ગદાધરે પ્રાસાદમાં પ્રવેશ કર્યો. ને મહા વિચારમાં પડ્યો.

પ્રાસાદ અતિ સુંદર હતો. એની ભીંતોએ સુંદર ચિત્રો ચીતરેલાં હતાં. એક બાજુની ભીંતે અનેક મોટાં મોટાં વૃક્ષો ચીતરેલાં હતાં. કેટલાંક વૃક્ષોની છાયામાં બેસી થાકેલા મુસાફરો વીસામો ખાતા ચીતર્યા હતા. કોઇ તરની શાખાતળે બેસીને કૃષિકાર પત્ની પોતાના ક્ષુધાર્ત સ્વામીને ભાત પીરસતી હતી. બીજી તરફની ભીંતે એક નદી ચીતરેલી હતી. તેમાં નીલજલ દેખાડવામાં આવ્યું હતું. નદી વાંકીચૂકી વહી ગામ અને જંગલમાં થઇને વહેતી હતી. ગામ નાનાં નાનાં ઘરોથી પરિપૂર્ણ ચીતરેલું હતું અને જંગલ ધાન્ય અને વૃક્ષોથી પરિપૂર્ણ ચીતરેલ હતું. વળી એમાંનાં વૃક્ષો પ્રફુલ્લ કુસુમોએ વિરાજી રહેલાં હતાં ને તે નીલાકાશમાં ચમકતાં નક્ષત્રવૃન્દો જેવાં લાગતાં હતાં. વનમાં શ્યામરંગી સંતાલબાલિકા ખુલ્લે શરીરે ફરતી અને પુષ્પો ચૂંટી માથામાં ગુંથતી ચીતરી હતી. કોઈ બાલિકા ગાયો તથા ભેંસોને નદીમાં પાણી પાતી ચીતરેલી હતી. નદીને તટે ચીતરેલા ગામમાં કેટલીક કુલવધૂઓ નદી તટે જળ ભરવા આવેલી આલેખેલી હતી. તે સ્ત્રીઓ અસ્ત પામતા સૂર્યનારાયણને નિહાળતી હતી. સૂર્ય પૂરેપૂરો અસ્ત પામેલો નહોતો. તેનું અર્ધું બિંબ જળમાં ડૂબેલું અને અર્ધું ક્ષિતિજમાં દેખાતું ચીતરેલું હતું. એ બિંબ જાણે નીલ જળ ઉપર સિંદુરનો રસ પાથરતું હોય એવું દેખાતું હતું. જાણે જળ સળગતું હતું અને એ દેખાવ જોઈ રમણીઓ હસતી હતી. પક્ષીગણો આકાશમાં આમતેમ ઉડાઉડ કરતાં ચીતરેલાં હતાં.

એક ભીંતે દશાવતાર પ્રભુનાં ચિત્રો હતાં. તેની એક તરફ દશ

મહાવિદ્યાની છબીઓ ચીતરેલી હતી. બીજી બાજુ વનરાજીથી વિંટેલો ધવલ શિખરોવાળો હિમાલય ચીતરેલો હતો ને તેમાં યોગીન્દ્રભૂષણ મહાદેવને ધ્યાનમગ્ન ચીતરેલા હતા. એમનાથી થોડે અંતરે પુષ્પનું ધનુષ્ય ખેંચતાં મન્મથ ચીતર્યો હતો ને એ દેખાવ જોતા, આકાશમાર્ગમાં ઈન્દ્ર ચન્દ્રાદિ દેવો ઉભેલા ચીતર્યા હતા. ચોથી ભીંતે વાલ્મીકિનો સુંદર આશ્રમ આલેખેલો હતો. ને તેની પાસેના નિબિડ અરણ્યમાં રૂદન કરતી ભયચકિત સીતાદેવીનું ચિત્ર હતું. લક્ષ્મણ સીતાને વનમાં મૂકી પાછા વળ્યા પછી સીતાની શી સ્થિતિ થએલી તે વૃત્તાન્ત એ ચિત્રમાં આબેહૂબ દર્શાવવામાં આવ્યું હતું.

આ પ્રમાણે વિવિધ ચિત્રો ભીંતો ઉપર ચીતરેલાં હતાં. ગદાધરની દૃષ્ટિ આજે ચિત્ર ઉપર ઠરી નહિ. ધીરે ધીરે જઈ તે એક પાષાણનિર્મિત આસન ઉપર જઇ બેઠો. અને પ્રહરો ઉપર પ્રહર જવા લાગ્યા. પણ તે ત્યાંથી ખસ્યો નહિ. અને સંધ્યાસમય થયો. એક નોકરે આવી દીપક સળગાવ્યો ત્યારે ગદાધરની નિંદ્રા ઉડી.

ગદાધરે ઉભા થઇ એક પેટી ખોલી. તેમાં એક ગજદન્તનિર્મિત નાનકડી ડાબલી હતી. ગદાધરે એ ડાબલીમાંથી ત્રણ પત્રો બહાર કાઢયા. ને પછી તે એક એક વાંચવા લાગ્યો. છેલ્લા પત્રમાં લખ્યું હતું કે જ્યાંલગી ચોરે ચોરેલું રત્ન પાછું મેળવાયું નથી ત્યાં લગી શું છાનાંમાનાં બેસી રહેવું યોગ્ય છે ? ગદાધર ! હું તમારીજ વાટ જોઇને તનમન લઇને બેઠી છું.

લિ. તમારી વ્રજસુન્દરી.

ગદાધરે એ પત્ર બે ત્રણવાર વાંચ્યો. પછી તેના ટૂકડે ટૂકડા કરી બારીમાંથી ફેંકી દીધો.

પરિચ્છેદ આઠમો

# પરદારાનો અસ્વીકાર

એ સુંદર કલરવ કયા પંખીએ કર્યો ? સુંદર કલરવ કરતું કરતું અને દિગંતોને નિનાદિત કરતું કરતું એ પંખીડું કયાં અદૃશ્ય થઇ ગયું ? જે વાત ઘણા દિવસથી મારા હૃદયમાં છૂપાઈ રહી હતી તે વાત—"ચક્ષુ ગઇ" "ચક્ષુ ગઇ" ગાતું ગાતું પંખીડું કયાં ચાલ્યું ગયું ? રે ખેચર પંખીડા ! તું પણ શું મારી પેઠે રૂપજ્વાલામાં પડી ચક્ષુ ખોઈ બેઠું છે ?

રે નભવિહારી પંખીડા ! જે રૂપ જોઇને તેં તારી આંખો ગુમાવી છે એ રૂપને તેં કદિ લોચનો ભરીને નિહાળ્યું છે ? ના, ના, તેમ થયું લાગતું નથી. જો તેં એ રૂપને લોચનો ભરીને નિહાળ્યું હોત તો તું પલાયન કરી શકયું નહોત. એ રૂપજ્વાલામાં પડી તું ભસ્મીભૂતજ બન્યું હોત. ના, ના, મને લાગે છે કે એ રૂપને શોધવા માટેજ તું આકાશમાં ભ્રમણ કરે છે.

હા, પણ હું તે રૂપને શોધી શકયો નથી. મારા પ્રાણની આ મહાવ્યથા પણ હું તેને દર્શાવી શકયો નથી. તારી પેઠે મને આકાશમાં ઉડવાની પાંખો મળી હોત તો હું પણ એ રૂપને નિહાળવા વિયતગામી બનત. અથવા તારી પેઠે મને પણ સુંદર કંઠ મળ્યો હોત અને તારા જેવું નિર્લજ્જ હૃદય પ્રાપ્ત થયું હોત તો હું પણ "ચક્ષુ ગઇ" "ચક્ષુ ગઇ" એવો ધ્વનિ કરી વિશ્વને નિનાદિત કરત."

આવા આવા વિચારો ગદાધર ઉધાનમાં બેઠો બેઠો એક પંખીનો "કૂહકૂ" એવો અવાજ સાંભળ્યા પછી કરતો હતો. આ સમયે પ્રાતઃકાલ પૂરો થઇ અરુણોદય થયો. આકાશ પંખીમય બને

ઉધાન પુષ્પમય બની રહ્યાં. ગદાધર "કુહૂકૂ" નાદને સ્થાને "ચક્ષુ ગઇ" એવો ઉચ્ચાર સમજી પંખીને શોધતો હતો. પરંતુ કલરવ કરનારૂં પંખીડું ક્યાંઇ ઉડી ગયું હતું, એટલે ગદાધર અનંત આકાશમાં મૌન ધરી તાકી રહ્યો હતો.

કેટલીકવાર પછી ગદાધરે નીચે જોયું તો એક માનવની આકૃતિ પોતાના આસનં પાસે આવી ઉભેલી છે. ગદાધરે તેના તરફ તાકીને જોયું તો તેને જણાયું કે એક અપરિચિત વ્યકિત પોતાની પાસે ઉભેલી છે અને તેના હાથમાં એક પત્ર છે. ગદાધરે એ પત્ર લઇને વાચવા માંડયો. એમાં લખેલું હતું કેઃ—

"જો તમારા હૃદયમાં તમારી વ્રજસુન્દરીનું સ્મરણ હોય તો આ પત્ર લાવનારની સાથે સાથે આવશો."

આ વાંચી ગદાધર સ્તંભિત થઇ ગયો, આ તો વ્રજમાલાનો પત્ર ! અને તે શું આટલા બધા દહાડા પછી ? ગદાધરે એ પત્ર પાંચ છ વાર વાંચ્યો તો પણ તેને તૃપ્તિ થઈ નહિ ! જે માણસ આ પત્ર લઇને આવ્યો હતો તેના તરફ ગદાધરે દૃષ્ટિપાત કર્યો. વળી પત્રમાં જોઈ પુનઃ પત્ર વાંચ્યો, ત્યાર પછી કંપતે હૃદયે તે ઉઠી ઉભો થયો ને પત્ર લાવનારને કહેવા લાગ્યોઃ—"તમને અહીં કોણે મોકલ્યા ?"

પત્રવાહકઃ—"સ્વર્ગની દેવીએ."

ગદાધરઃ—"એ દેવી ક્યાં છે ?"

પત્રવાહકઃ—"પર્વત ઉપર"

ગદાધરઃ—"તમે મને એની પાસે લઈ જઇ શકશો ?"

પત્રવાહકઃ—"હા જી."

ગદાધરઃ—"તમારી પાસે ઘોડો છે કે ?"

પત્રવાહકઃ—" ના જી. "

ગદાધરે પોતાની ઘોડારમાંથી બે અશ્વો મંગાવ્યા. અને બંને જણા સ્વાર થઇ પર્વતની ટોચે જવા લાગ્યા. એ પર્વત બહુ ઉંચો નહોતો તેમ ગામથી બહુ દૂર પણ નહોતો. પર્વતની તળેટીએ પહોંચ્યા એટલે બંને જણા અશ્વ ઉપરથી નીચે ઉતર્યા અશ્વોને એક એક ઝાડે બાંધી તેઓ પર્વત ઉપર આવા લાગ્યા. પત્રવાહક આગળ ચાલતો હતો અને ગદાધર તેની પાછળ પાછળ ચાલતો હતો. પર્વતની ટોચે પહોંચ્યા પછી પેલો પત્રવાહક ચાલ્યો ગયો અને ગદાધર એકલો ઉભો ઉભો વિચારવા લાગ્યો. " અહો ! હું પરપત્ની બનેલી વ્રજબાલાના તેડાવવાથી અહીં શામાટે આવ્યો ? મારે અને એને હવે સંબંધ શો ? કાંઇજ નહિ. ત્યારે એણે મને શા માટે બોલાવ્યો હશે ? હા, પણ એમ બને કે વ્રજબાલા કાંઇ વિપત્તિમાં પડી હોય અને તેથી તેણે કાંઇ સહાય–પ્રાર્થના માટે મને તેડાવ્યો હોય, અથવા એ રસ્તો ભૂલી ગઇ હોય અને એને વીરજાઉન જવું હોય એ માટે પણ સહાયની જરૂર હોય. ત્યારે વ્રજબાલા ક્યાં છે ?

ગદાધર આમ તેમ જોવા લાગ્યો. તો એક વૃક્ષની ડાળીને ઝાલીને એક શિલાતલ ઉપર જાણે સાક્ષાત્ વનદેવી ઉભેલી હોય તેવું તેણે સુંદર દૃશ્ય જોયું ! એ દેવીનાં બંને ચરણતલો શિલાતલ ઉપર હતાં; અને મૃણાલ દંડ જેવો વામબાહુ ઝાડની શાખાને ઝાલી રહ્યો હતો, દેવીનાં અંગ ઉપર સ્થાને સ્થાને વૃક્ષપલ્લવો વિરાજી રહેલાં હતાં. એ વૃક્ષ કદમ્બનું હતું. એટલે એ કદમ્બ વૃક્ષની પુષ્પ ભરેલી શાખા જાણે રમણીના માથા ઉપરનું છત્ર બનેલ હતી. બાલ્યકાલમાં ગદાધરે પોતાની બાલ્ય સહચરી વ્રજબાલાને જોયેલી હતી. પરંતુ અત્યારે જોતાં તો તેમાં ઘણોજ તફાવત જણાયો. અત્યારે તો જાણે

સાક્ષાત્ સ્વર્ગમાંથીજ કોઈ સ્વર્ગાંગના ઉતરી આવી હોય એવો ગદાધરને ભાસ થયો. જેમ કોઇ જન્માંધને એકદમ લોચનો પ્રાપ્ત થાય અને તે જેમ નવા ઉદિત થયેલા સૂર્યને આશ્ચર્ય ભાવે નિહાળી રહે તેમ ગદાધર નિસ્પન્દ નયને ને મુગ્ધચિત્તે વ્રજબાલા ભણી તાકી રહ્યો. ગદાધરે જોયું તો જણાયું કે તેણે મનમાં અંકિત કરેલી પ્રતિમા કરતાં વ્રજબાલા અનંતગણી લાવણ્ય પૂર્ણ છે, કિશોરી વ્રજબાલાના કરતાં નવયૌવના વ્રજબાલા અનંતગણી સુંદર છે.

વ્રજબાલા બોલી:—" કુમાર ! "

ગદાધર ચમકી ગયો. સંગીતના મધુર ઝંકારથી તેની તંદ્રાનો ભંગ થયો. વ્રજબાલા બોલી " કુમાર ! મને ઓળખી શકો છો ? "

ગદાધરનું અંગ કાંઈક કંપ અનુભવવા લાગ્યું. કેટલીકવારે તે સ્વસ્થ થઇ બોલ્યો:—" વ્રજ............"

વ્રજબાલા:—" બોલો, બોલો ફરી વ્રજસુંદરી કહીને બોલાવો."

ગદાધરના હૃદયનું લોહી જાણે સ્થિર થઇ ગયું હોય એવો તેને પોતાને ભાસ થયો. તેને લાગ્યું કે:—" હું આ કોની સાથે વાર્તાલાપ કરૂં છું ? આ તો મારી વ્રજસુંદરી ન હોય મારી વ્રજ તો ઘણા દિવસ પહેલાં મરી ગઇ છે આ તો કાલાચાંદની વ્રજબાલા છે."

વ્રજબાલા શિલા ઉપરથી નીચે ઉતરી. ગદાધરે પૂછ્યું:—" મને શા માટે તેડાવ્યો છે વ્રજબાલા ? "

વ્રજબાલા:—" નહિ, હું વ્રજબાલા નથી; હું તો તમારી વ્રજસુન્દરી છું. "

ગદાધર:—" છટ્ છટ્ એવું ન બોલો. ? "

વ્રજબાલા ગદાધરભણી ચાલી.

ગદાધર:—" તમે વીરજાકુન જવાનો રસ્તો ભૂલી ગયાં છો ? "

વ્રજબાલાઃ—"ના, ના ત્યાં હવે જવું નથી."

ગદાધરઃ—"ત્યારે શું તમારે પીએર જવું છે?"

વ્રજબાલા ભ્રકુટિ કુંચિત કરી બોલીઃ—"મારે કયાંઇ જવું નથી. હું તો માત્ર તમારીજ પાસે આવેલી છું કુમાર!"

ગદાધર કંપી ઉઠયો ને બોલ્યોઃ—"શું મારી પાસે આવેલ છો?"

વ્રજબાલાઃ—"હા, તમારી પાસે આશ્રય આપતાં તમે શું બ્હીઓ છો?

ગદાધર શિલા ઉપર બેસી ગયો. તેના મનમાં વિચારોનું પ્રબળ તોફાન મચી રહ્યું. કેટલીકવારે ચિત્તને શાંત કરી તે બોલ્યોઃ—"વ્રજબાલા, તમારે ઘેર પાછાં જાઓ, હજુ પણ સમય છે."

વ્રજબાલાઃ—"જે ઘરનો ત્યાગ કર્યો છે તે ઘેર હવે જવું નથી."

ગદાધરઃ—"શા માટે ઘરનો ત્યાગ કર્યો? વ્રજબાલા! ઘર એ પવિત્ર દેવાલય છે."

વ્રજબાલાઃ—"મેં શા માટે ઘરનો ત્યાગ કર્યો તથા મેં શા માટે માતા પિતા, સ્વામી, સગાં વહાલાં, લજ્જા, કુળ અને માન ત્યજ્યાં તે કહું? એ તમારે સાંભળવું છે? કુમાર હું તમારી......

ગદાધરઃ—"બસ કરો; હું વધારે સાંભળવા ચહાતો નથી, તમે તમારે ઘેર પાછાં જાઓ."

વ્રજબાલાઃ—"મેં કહ્યું ના કે હવે હું ઘેર પાછી જવાની નથી. તમે આશ્રય નહિ આપો તો હું શેરીએ શેરીએ ભટકીશ."

ગદાધરઃ—"તમારો આવો અધઃપાત થશે એવું મ્હેં કદિ પણ ધાર્યું નહોતું વ્રજબાલા! મ્હેં મ્હારા મનમાં ઉચ્ચ સિંહાસન કલ્પી તેના ઉપર તમારી પ્રતિમાની પ્રતિષ્ઠા કરી હતી, ને એ રોજ હું

પ્રતિમાની માનસિક પૂજા કરતો હતો વ્રજબાલા ! તમે એ પ્રતિષ્ઠાની આજે વિપરીત દશા કરી છે. તો હજુ પણ મારી વિનતી છે કે તમે તમારા સ્વામીને ઘેર પાછાં જાઓ."

વ્રજબાલા:—"તમે પણ તિરસ્કાર કરી મારી ઉપેક્ષા કરો છો કે ગદાધર ! તો પણ સ્મરણ રાખજો કે હું અધર્માચરણી કે પાપાચરણી થતી હોઇશ તે પણ તમારે વાસ્તે છે હોં. બસ હવે હું જાઉં છું. જીવનમાં તમને એકવાર ફરી મળીશ."

બોલતાં બોલતાં એકદમ વ્રજબાલા પર્વત ઉપરથી ઉતરવા લાગી. ને જોતજોતામાં અદૃશ્ય થઈ ગઇ. ગદાધર એકદમ ઉભો થયો. ને વ્રજબાલા તરફ હાથ લંબાવ્યો. તો વ્રજબાલા ત્યાંથી અદૃશ્ય થઇ ગઇ હતી. ગદાધર ચીત્કાર કરી બોલ્યો. "વ્રજબાલા ! વ્રજસુંદરી !" પણ હવે વ્રજબાલા ક્યાંથી મળે ? ગદાધર આશાભંગ બની શિલા ઉપર બેસી ગયો.

## પ્રથમ ખંડ સમાપ્ત



# ખંડ બીજો

## પરિચ્છેદ પહેલો

## ફોજદારી સ્વીકારી

આપણી નવલકથાને સમયે બંગાલાની ગાદી ઉપર સલિમન (સુલેમાન) કરાણી પાદશાહ હતો. એ પાદશાહ બણો શૂરવીર હતો. બંગાલાનું રાજ્ય તેણે પોતાને બાહુબળે પ્રાપ્ત કરેલું હતું. જ્યારે બહાદુરશાહ અને જલાલુદ્દીન મરણ પામ્યા ત્યારે સલીમનશાહ બાજ પેઠે બંગાલા ઉપર તૂટી પડ્યો, ને બંગાલા જીતી તેણે દિલ્લીના પાદશાહ સાથે મિત્રભાવ સ્થાપન કર્યો. સલીમશા પરદેશી અને પરધર્મી હોવા છતાં પણ ન્યાયી અને પ્રજારંજક પાદશાહ હતો.

એ સમયે બંગાલાની રાજધાની ગૌડમાં હતી. એ ગૌડ આદિશૂરનું કે બલ્લાલસેનનું ગૌડ નહિ, પણ મુસલમાન સમયનું હતું. એવું સમૃદ્ધિવાળું વિશાળ નગર તે સમયે ભારતવર્ષમાં એકે નહોતું. લક્ષ્મણાવતી નગરીને છિન્નભિન્ન કરીને તથા રત્નપ્રસૂતા બંગભૂમિની સંપત્તિ લૂટીને મુસલમાનોએ આ ગૌડ નગરીને શણગારી હતી. ને તે શણગારવાનું કાર્ય એક દહાડો કે એક વર્ષ લગીજ ચાલેલું હતું એમ નહિ, પણ ત્રણુસો વર્ષ લગી ચાલેલું હતું. તોપણ એ ગૌડ આજે ભૂતલ ઉપર દેખાતું નથી. વસુધરાની વિશાળ છાતીમાં એણે પોતાનું મોં સંતાડી દીધું છે! સર્વભક્ષી કાળ એને પણ ગળી ગયો છે!

જો કે આજે તો એ ગૌડે પોતાનું મોં સંતાડી દીધેલું છે, તો પણ એક વખતે એ ગૌડે ગર્વથી ઉછળતી છાતીએ દુર્ગ ઉપર અર્ધ-

ચન્દ્રાંકિત પતાકા ફરફરાવી દિલ્લીનો ઉપહાસ કર્યો હતો. અમે જે કાળની નવલકથા લખીએ છીએ તે કાળે મોગલોનું દિલ્લી બંધાતું હતું. તે કાળે મોગલ અમલનો પ્રારંભ હતો. ભારતવર્ષમાં તે સમયે ચારે દિશામાં અશાંતિનો અગ્નિ પ્રજ્વલિત થયેલો હતો. અને એ આગ્નમાં ઓઢીઆ, કૂચબિહાર, આસામ, પડેલાં હોવા છતાં પણ ત્યાંના હિંદુરાજાઓ પોતાની સ્વાધીનતા સાચવી શકયા હતા. અનેક યત્નો કર્યા છતાં પણ મુસલમાનો પોતાની ઈસ્લામપતાકા ત્યાં ચલાવી શકયા નહોતા. પરંતુ જે કામ બખ્તીઆર ખીલજી, શૂરવંશી શેરખાં અને મોગલપ્રધાન બહેરામખાં કરી શકયા નહિ તે કામ એક વીરપુરુષે કર્યું ને એ વીરપુરુષ તે સલીમશા કરાણી હતો.

સલીમન રાજ્યકાર્યમાં બહુજ કાળજી રાખનારો પાદશાહ હતો. હમેશાં તે દરબારમાં રત્નમંડિત સિંહાસન ઉપર બેસતો અને પ્રજાની જરૂરીઆતો તથા ફરિઆદોનો વિચાર કરતો. એક દહાડો તે પોતાના સિંહાસન ઉપર બિરાજેલો હતો તે વખતે એક અરજદાર આવી તેના સિંહાસન સન્મુખ ઉભો રહ્યો. સુલતાનના મુખ્ય કર્મચારીએ ઉભાં થઈ અરજદારને પૂછ્યું:—“ તું શી પ્રાર્થના કરવા ચાહે છે ?”

અરજદાર:—“ હું તમારી પાસે કાંઇ પ્રાર્થના કરવા આવેલો નથી. ”

મુખ્ય કર્મચારી:-“ ત્યારે કોની પાસે પ્રાર્થના કરવા આવેલ છે ? ”

અરજદાર:-“ બંગાલાના અધિપતિ સુલતાનની પાસે. ”

મુ. કર્મચારી:-“ એ બધું એકજ છે જે કાં કહેવાનું હોય તે નિવેદન કર. હું તે હજુરની ખિજમતમાં રજુ કરૂં છું. ”

અરજદાર એ વાત ઉપર લક્ષ્ય ન આપતાં સુલતાન તરફ જોઇને બોલ્યો. " નામદાર ! મારી એક પ્રાર્થના છે. "

સુલતાન સમજ્યો કે અરજદાર નિર્ભય, બલવાન ને તેજસ્વી પુરુષ છે. તરતજ સુલતાનનું મન અરજદાર તરફ આકૃષાયું. તે બોલ્યોઃ—" શી અરજ છે ? કાંઈ ઇનસાફ કરાવવાનો છે ? "

અરજદારઃ-" જી ના. "

સુલતાનઃ—" કાંઈ જાગીર જોઇએ છીએ ? "

અરજદારઃ—" ના, હું કામ માગવા આવ્યો છું. "

સુલતાનઃ—" શેનું કામ ? વહીવટી ખાતામાં નોકરી જોઇએ છીએ ? "

અરજદારઃ—" જી ના. "

સુલતાનઃ—" મંત્રીપદ જોઇએ છીએ ? "

અરજદારઃ—" જી ના, હું એક સાધારણ સૈનિકની નોકરી માગું છું. "

સુલતાનઃ—" તરવાર વાપરતાં આવડે છે ? "

અરજદારઃ—" જી હા. "

સુલતાનઃ—" એની પરીક્ષા આપવા તું તૈયાર છે ? "

અરજદારઃ—" શસ્ત્ર વિદ્યામાં મારી પરીક્ષા લઈ શકે એવો એક પણ માણસ આખા બંગાળામાં હું જોતો નથી. "

સુલતાન પોતાના મનમાં મનમાં જરા હસ્યો. કેમ કે તે પોતેજ મહા બળવાન યોધ્ધો હતો. આદિલશા જેવા મહાન પાદશાહનું પણ તેણે એકવાર માથું નમાવી અભિમાન ઉતાર્યું હતું. આવા પરાક્રમી યોદ્ધાની પાસે યુવકે આવું બોલવું તે માત્ર વાતુલપણુંજ કહી શકાય

આથી સુલતાનને જરા હાસ્ય આવ્યું. એનું હાસ્ય જોઇ સભાસદો પણ સહજ હસ્યા.

સુલતાન:-" તમારૂં નામ ?"

અરજદાર:-" કાલાચાંદરાય. "

સુલતાન:-" તમારા પિતાનું નામ ? "

અરજદાર:-" નયનચાંદરાય. "

સુલતાન:—" એ નયનચાંદ કયો ? "

અરજદાર:-" જે નયનચાંદે મોગલ સેનાપતિ જહાંગીર કુલીબેગને મારી કાઢી ગૌડની લજ્જા રાખી હતી તે ?"

સુલતાન:-" ઓળખ્યો ઓળખ્યો. ત્યારે તો એ ફોજદાર નયનચાંદના પુત્ર ! જે વંશમાં તમે જન્મ ગ્રહણ કર્યો છે તે વંશની મહત્તા સાચવવી એ તમારૂં કર્ત્તવ્ય છે કાલાચાંદ ! તમને હું તમારા પિતાને સ્થાને ગોઠવું છું. આજથી તમે ગૌડ નગરીના ફોજદાર છો. મને આશા છે કે તમે તમારા પિતાનું નામ કલંક્તિ કરશો નહિ.

કાલાચાંદે પોતાની કટિમાંથી તરવાર કાઢી અને એ ઝગઝગતી તરવાર ત્રણવાર ભોંયે તથા પોતાને મસ્તકે અડાડી સલામો કરીને બોલ્યો:-" જનાબ ! હું આપનો સદાનો આભારી થયો."

વજીરે ઉઠીને સુલતાનની આજ્ઞાથી એક તરવાર કાલાચાંદને અર્પણ કરી, એ તરવાર વિનયભાવે ગ્રહણ કરી કાલાચાંદે પુનઃ મસ્તક નમાવી વંદન કર્યું. .

ફોજદારનો હોદ્દો તે સમયે ઘણો મોભાવાળો ગણાતો. પહેલાંના સેન રાજાઓના સમયમાં જે કામ નગર પાલકો કરતા તે કામ મુસલમાની અમલમાં ફોજદારો કરતા. નગરનું રક્ષણ કરવાનો તથા

ગુન્હેગારોને ફેંસલો આપવાનો ભાર મુસલમાની અમલમાં ફોજદારને માથે હતો. રાજધાનીનું તમામ સૈન્ય ફોજદારના તાબામાં ગણાતું. આવો મોભાવાળો હોદ્દો મળતાં કાલાચાંદ અત્યંત પ્રસન્ન થયો. અને સહી સીક્કાવાળો હુકમ લઈ તે પોતાને દરબારી ઉતારે ગયો.

---

પરિચ્છેદ બીજો

## નવો નોકર

ફોજદારને રહેવા વાસ્તે એક અટ્ટાલિકા સુલતાન તરફથી બંધાવવામાં આવેલી હતી. કાલાચાંદને ત્યાં માનપૂર્વક લઈ જવામાં આવ્યો. એ અટ્ટાલિકા પાદશાહી મહેલની સમીપ હતી. એ સ્થાનથી થોડે છેટે મહાનન્દા નદી વહેતી. કાલાચાંદે મુસલમાની નોકરી સ્વીકાર્યા છતાં પોતાનું હિંદુત્વ તજ્યું નહોતું. રોજ પ્રાતઃકાળમાં ઉઠી બ્રાહ્મ મુહૂર્ત્તમાં તે મહાનન્દામાં સ્નાન કરવા જતો: સ્નાન કરી લલાટે મૃતિકા ચર્ચતો અને વિષ્ણુ સ્તોત્રનો પાઠ કરતો કરતો પોતાને ઉતારે આવતો. ત્યાં આવી દેવ સેવા કરી કચેરીમાં જતો.

એ સમયે કચેરી સવારમાં ભરવામાં આવતી. લગભગ સવારના આઠ વાગે કચેરીનો પ્રારંભ થતો. અને મધ્યાન્હે સમાપ્તિ થતી. એ પ્રથા સારી હતી કે નઠારી તે વિવાદાસ્પદ વિષય છે; તો પણ એ પ્રથા આરોગ્યતા વધારનારી હતી એની તો ના કહેવાશે નહિજ. આપણા આ ઉષ્ણતા પ્રાધાન્ય મુલકમાં જમ્યા પછી પરિશ્રમ કરવો અનુકૂળ નથી. જમ્યા પછી શારીરિક અથવા માનસિક પરિશ્રમ કરવાનો નિષેધ છે. આપણો મુખ્ય આહાર મધ્યાન્હકાળે છે. અને શીત

પ્રાધાન્ય મુલકના રહેવાશીઓનો મુખ્ય આહાર સાયંકાળે છે. આપણે મધ્યાન્હ સમયે મુખ્ય આહાર કરી કામમાં ગુંથાઇએ છીએ ને યુરોપીઅન લોકો સાયંકાલે મુખ્ય આહાર કર્યા પછી આમોદ પ્રમોદમાં જોડાય છે, આનું પરિણામ એ આવે છે, કે આપણે અમ્લપિત રોગને આમંત્રણ કરીએ છીએ ને યુરોપીઅનો તંદુરસ્ત અને શક્તિવાન બને છે.

સવારમાં કચેરી ભરવાની પ્રથા સારી હોય કે નઠારી હોય, તો પણ તે હિંદુ રાજ્યના સમયથી ચાલી આવતી હતી ને મુસલમાનોએ તેમાં કાંઈ ફેરફાર કર્યો નહોતો. આથી કાલાચાંદને પ્રભાતમાં ઉઠી સ્નાનાદિ આન્હિક સમાપ્ત કરી કચેરીમાં જવું પડતું. મધ્યાન્હે તે કચેરીથી પાછો ફરતો ને સ્નાન કરી ભોજન કરતો. કેમકે કચેરીમાં મુસલમાન વગેરેનો સ્પર્શ થતાં હું અપવિત્ર થયો છું એવું તેને લાગતું. કાલાચાંદ શુદ્ધ આચાર પાળનારોને દેશ વિધિનાં કર્મો કરનારો પરમ વૈષ્ણવ હતો. હમેશાં તે હવિષ્યાન્ન જમતો. ને વિષ્ણુ પૂજા તથા ભાગવતનો પાઠ એ તેનાં પરમપ્રિય નિત્યકર્મો હતાં.

તે સમયે હિંદુઓ જે વેશે કચેરીમાં આવતા એ પહેરવેશ પણ અત્યારે લોપ થયો છે. ધોતીઉં એ તો હિંદુઓ ઘણા પ્રાચીન કાળથી પહેરતા આવ્યા છે. તોપણ મુસલમાની અમલમાં હિંદુઓએ ધોતીઆ ઉપર સુરવાલ પહેરવા તથા લાંબો અંગરખો પહેરવા માંડયો. અને માથા ઉપર પાઘડી પહેરવા માંડી. અત્યારે અંગ્રેજી અમલમાં તો એ પહેરવાનું પણ પરિવર્ત્તન થઇ ગયું છે. અત્યારે તો ઘણા હિંદુઓએ ધોતીઆનો પરિત્યાગ કરી પાટલૂનનો સ્વીકાર કર્યો છે. અને અંગરખાં તથા પાઘડીને દેશવટો આપી કોટ અને ટોપીને દાખલ કરેલાં છે.

કાલાચાંદ અંગરખો તથા પાઘડી પહેરતો. અને કમરે ભેટ બાંધી તેમાં તરવાર લટકાવતો.

એક દહાડો કાલાચાંદ મધ્યાન્હ સમયે કચેરીમાંથી પોતાના મકાન તરફ આવતો હતો. તેણે પોતાને મકાને આવતાં જોયું કે એક બાળક તેની વાટ જોઇને બેઠેલો છે. કાલાચાંદે તેને પૂછ્યું "તું ક્યાંથી આવે છે ?"

બાળકઃ—"વીરજાઉનથી."

વીરજાઉનનું નામ સાંભળતાં કાળાચાંદ કાંઇક ઉદ્વિગ્ન બન્યો પોતાની જનેતાનું સ્મરણ થયું. સાથે સાથે પાપિણી વજબાલાની વાત પણ સાંભરી આવી. પરંતુ અભાગિની ભૂપબાલાની વાત જરાપણ સાંભરી નહિ. કાલાચાંદ એ બાળકને પોતાના મકાનમાં લઇ ગયો ને પૂછવા લાગ્યોઃ-"તને શું મારી જનેતાએ મોકલેલ છે ?"

બાલકઃ—"હા."

કાલાચાંદઃ—"શામાટે ?"

બાલકઃ—"આપ શું હવે દેશમાં પાછા પધારશો નહિ ?"

કાળાચાંદઃ—"ના, આ જીવનમાં તો નહિજ."

આ સાંભળી બાળકનું મન ઉદ્વેગગ્રસ્ત બન્યું. કાલાચાંદ તે નિહાળી રહ્યો ને કેટલીક વારે બોલ્યો "મેં તને ક્યાંઇ જોયેલ હોય છે એમ લાગે છે, પણ ક્યારે ક્યાં જોએલ છે એ સાંભરતું નથી. તારૂં મકાન ક્યાં વીરજાઉનમાંજ છે ?"

બાલકઃ—"ના, ત્યાંથી ઘણે છેટે મારૂં મકાન છે. હું તો કેટલાક દિવસથી વીરજાઉનમાં આવેલ છું."

કાલાચાંદ પોતાનાં કપડાં ઉતારવા લાગ્યો.

બાલકઃ—"તો આપનાં માતુશ્રીને અહીં શામાટે તેડાવતા નથી?"

કાલાચાંદઃ—"અહીંઆ તેડાવવાં ? ના, ના, એ તો અશક્ય છે."

બાળકઃ—"અશક્ય શામાટે ?"

કાલાચાંદઃ—"મુસલમાનોની બીકે હિંદુઓ અહીંઆં સહકુટુંબ રહેવું ઉચિત માનતા નથી."

બાલકઃ—" તમે તો ફોજદાર છો. તમને શી બીક છે ? "

કાલાચાંદઃ—" મને બીક કાં નહિ ? જે જે મુહૂર્ત જાય છે તેમાં હું ક્યારે સ્થાન ભ્રષ્ટ થઈશ અથવા ક્યારે કેદી થઈશ તે કોણ જાણી શકે તેમ છે ?

બાલકઃ—" ત્યારે તમે મને અહીંઆં રાખશો ?"

કાલાચાંદઃ—" કાં, શામાટે ? "

બાલકઃ—" માતુશ્રીએ મને એ પ્રમાણે આજ્ઞા કરેલી છે. "

કાલાચાંદઃ—" મારી પાસે રહીને તું શું કરીશ ? "

બાલકઃ—" આપની સેવા ચાકરી કરીશ. "

કાલાચાંદઃ—" દેશ મૂકી વિના કારણે તારે અહીં પરદેશમાં હેરાન થવાનું શું કારણ છે ?

બાલકઃ—" સેવકને તો દેશ કે પરદેશ બધું સમાનજ છે. "

કાલાચાંદઃ—" તું શી નાતે છે "

બાલકઃ—" બ્રાહ્મણ. "

કાલાચાંદઃ—" તને રાંધતાં આવડે છે ? "

બાલકઃ—" જી હા. "

કાલાચાંદઃ—" તો સારૂં. હું એક બ્રાહ્મણ રસોઇઓ શોધતો હતો. મધ્યાન્હે આવી હાથે રાંધવામાં હું હેરાન થતો હતો. તો આ તો ઠીક થયું તારૂં નામ શું ? "

બાલકઃ—" મારૂં નામ ? લોકો મને 'ખૂના' કહીને બોલાવે છે.

કાલાચાંદઃ—" તારૂં આખું નામ વનવિહારી હશે એમ લાગેછે."

બાલકઃ—" હશે. "

કાલાચાંદઃ—" ખુના ! ઠીક છે, તો તું મારી પાસે ખુશીથી રહે.

## પરિચ્છેદ ત્રીજો.

### જૂનાનો પુરાણુપાઠ.

**रूपसंपन्नमग्राम्यं प्रेममार्यं प्रियंवदम् ।**
**कुलीनमनुकूलं च कलत्रं कुत्र लभ्यते ॥सुभाषित॥**

જૂના જેવો સુશીલ નોકર મળવાથી કાલાચાંદની ઘણી મહેનત ઓછી થઈ. કાલાચાંદ મધ્યાન્હે કચેરીમાંથી ઘેર પાછો આવતો; તેટલામાં જૂનો વિવિધ પ્રકારનાં ભોજનો તૈયાર કરી રાખતો. વળી માત્ર રસોઈ કરીનેજ જૂનો અટકતો નહિ. કાલાચાંદ મધ્યાન્હ કાળે મધ્યાન્હસંધ્યા તથા દેવપૂજા કરતો. આથી જૂનો મધ્યાન્હસંધ્યા કરવાનાં પાત્રો સ્વચ્છ કરી યથાસ્થાને ગોઠવી રાખતો. વળી દેવપૂજામાટે ચંદન તુલસી અને પુષ્પદીપાદિ તૈયાર રાખતો. આ ઉપરાંત કાલાચાંદનાં વસ્ત્રો ધોઇ, સંકેલી યોગ્ય સ્થળે તૈયાર રાખતો. વળી કાલાચાંદની શય્યાતો જૂનો બહુજ સાવધાનીથી પ્રેમપૂર્વક પાથરતો. અને શયનનો ઓરડો તો અત્યંત સુંદર રાખતો. અને કાલાચાંદ જમી ઉઠે ત્યાર પહેલાં તો જૂનો સુંદર પાન બીડું બનાવી તેની શય્યા ઉપર મૂકી આવતો. મતલબ કે કાલાચાંદની જે જે આવશ્યકતાઓ હતી તે વગર કહ્યે જ જૂનો તૈયાર રાખતો. જ્યાંલગી કાલાચાંદ ઘરમાં રહેતો ત્યાંલગી તેની છાયા પેઠે જૂનો પાસેનો પાસેજ રહેતો. કાલાચાંદ રોજ સાંજે પુરાણોમાંથી કાંઈ કાંઇ વાંચતો ત્યારે જૂનો સમીપમાં બેસી તે શ્રદ્ધાભક્તિથી સાંભળતો. કાલાચાંદ જ્યારે શયન કરતો ત્યારે જૂનો રસોડામાં જઇને ભોજન કરતો.

થોડા દહાડામાંજ જૂનાને ગુણે કાલાચાંદ મુગ્ધ બની ગયો. જૂનાની રાંધેલી રસોઈ જમવાથીજ કાલાચાંદને તૃપ્તિ થતી જૂનાની કરેલી

ગૃહવ્યવસ્થા જોવાથીજ કાલાચાંદને તૃપ્તિ થતી હતી અને ખૂનાને પુરાણનું શ્રવણ કરાવવાથીજ કાલાચાંદને આનંદ થતો હતો. જે કામ ખૂનાને હાથે થયેલું ન હોય તે કાલાચાંદને ગમતુંજ નહિ, કામકાજથી પરવારી જ્યાં લગી ખૂનો પુરાણ સાંભળવા ન આવે ત્યાંલગી કાલાચાંદ પુરાણ વાંચતોજ નહિ, પોથી છોડી રાહ જોઇ બેઠોજ રહેતો. જમી આવી ખૂના જ્યાંલગી પોતાની પગચંપી ન કરે ત્યાંલગી કાલાચાંદને નિદ્રાજ ન આવતી ! અને વારંવાર ખૂનાને જોયા વિના કાલાચાંદને આનંદ ન થતો. તાત્પર્યકે અલ્પ સમયમાંજ ખૂનાને ગુણે કાલાચાંદ વશીભૂત બની ગયો.

એક દહાડો કાલાચાંદે ખૂનાને કહ્યું:—" ખૂના ! તારા જેવો માણસ મળવાથી હું બહુ સુખી થયો છું. મને છોડી તું કયાંઇ જઇશ માં."

ખૂનાએ કાંઈ ઉતર આપ્યો નહિ. મુખ નીચું કરી કરી પગને અંગુઠે તે પૃથ્વી ખણવા લાગ્યો.

કાલાચાંદઃ—" ખૂના ! હું બહુ સ્વાર્થી છું. ત્હારાં સગાંવહાલાં કયાંઇ હશે અને હું તને અહીંઆં રહેવાનું કહું છું; એ મ્હારી સ્વાર્થ પરાયણતા નહિ તો બીજું શું ?"

ખૂનો નીચું મુખ કરી બોલ્યોઃ—" મ્હેં મ્હારાં ગુરુજનો પાસેથી સાંભળ્યું છે કે જે અન્નદાતા છે, તેનેજ શ્રેષ્ઠ આત્મીયજન માનવું."

કાલાચાંદઃ—" ખૂના ! તારે અમનો ક્યાં તોટો છે ? તારા જેવો નોકર મળતાં તો પાદશાહ પણ પોતાને કૃતાર્થ સમજે. "

ખૂનાએ નીચું બદન કરી મૌનજ ગ્રહણ કર્યું.

કાલાચાંદઃ—" ખૂના ! તને નોકર ગણવો યોગ્ય નથી. તું મ્હારો

આત્મીયજન છે: ખૂના ! મ્હારે ભાઇ કે બેન કાંઇ નથી. આખા સંસારમાં માતા સિવાય મ્હારે બીજું કોઈજ નથી. તોપણ સંતોષની વાત હોય તો માત્ર એટલીજ છે કે આટલે બધે દૂર દેશાવરમાં આવી હું ત્હારા જેવું આત્મીય–મનુષ્ય પામતાં બધાં દુ:ખો ભૂલી ગયો છું."

ખૂનો એ સ્થળે હવે વધારે બેઠો નહિ. ત્યાંથી ઉઠી તે બીજે કામે વળગ્યો.

એક દહાડો કાલાચાંદે ખૂનાને કહ્યું;—

" ખૂના ! ઘોડા ઉપર બેસતાં આવડે છે ? "

" ના. "

" હથિયાર વાપરતાં આવડે છે ? "

" ના. "

" ત્હને શીખવાની મરજી છે ? "

" તમારી મરજી, એ મ્હારી મરજી. "

કાલાચાંદ ખૂનાને બંને વિદ્યા શીખવવા લાગ્યો. અસ્ત્ર વિશારદ ગુરુના શિક્ષણને પ્રભાવે ખૂનાએ કેટલેક મહિને અશ્વારોહણ–વિદ્યામાં તથા શસ્ત્ર વાપરવાની વિદ્યામાં નિપુણતા મેળવી.

આ ઉપરાંત ખૂનાએ એક વધારે વિદ્યા પણ પ્રાપ્ત કરી. અને એ વિદ્યા તે લખવા વાંચવાની વિદ્યા હતી. એ વિદ્યા પ્રાપ્ત કરવાનું નીચે પ્રમાણે કારણ મળ્યું હતું. ખૂનાએ એક દહાડો જોયું કે, આજે કાલાચાંદને કચેરીના કામથી એટલો થાક લાગેલો છે કે તે નિત્યનિયમ પ્રમાણે સાંજે પુરાણ વાંચન કરી શકશે નહિ. જો એને કોઇ બીજું માણસ પુરાણ વાંચી સંભળાવે; તો સાંભળવા અભિલાષા છે. ખૂનાને ઇચ્છા થઈ કે હું પુરાણ વાંચી કાલાચાંદને સંભળાવું. પણ તેને વાંચતાં લખતાં તો આવડતું નહોતું. આથી ખૂનાએ વાંચતાં લખતાં શીખ-

વાનો સંકલ્પ કર્યો. કાલાચાંદને ત્યાં એક ભણેલો વૃદ્ધ હિંદુ સિપાઇ કોઇ કોઇવાર પહેરો ભરવા આવતો. તેની મદદ લઇ બુનાએ મૂળાક્ષરો, બારાક્ષરી વગેરે શીખવા માંડયાં. તે છ મહિનામાં તો તેણે ગમે તે બંગાલી–લિપિનો ગ્રંથ વાંચવા માંડયો. કાલાચાંદની ગેરહાજરીમાં તેણે એક દહાડો પુરાણની પોથી છોડી જોયું તો એ બંગાલી લિપિમાં લખેલું મહાભારતનું ભાષાંતર હતું. બુનાએ તે વાંચવા માંડયું ને વાંચી શકાયું. આથી તેના મનમાં અપાર આનંદ થયો. આ પ્રમાણે કાલાચાંદની ગેરહાજરીમાં કેટલાક દહાડા તેણે મહાભારત વાંચવા તથા સમજવાનો મહાવરો કર્યો.

વળી એક દિવસે આ પ્રમાણે બન્યું. રોજનાં નિયમ પ્રમાણે સાંજના ભોજનના કાર્યથી નિવૃત્ત થયા પછી કાલાચાંદે મહાભારત વાંચવા માંડયું.

" યુધિષ્ઠિરે પૂછ્યુ:—" હે શુભ આચરણને જાણનારા પિતામહ ભીષ્મ ! રાજા કેવાં આચરણોવડે દંડનીતિનો સારી રીતે ઉપયોગ કરીને આ લોકમાં તથા પરલોકમાં ગયા પછી પણ જેના ફળમાં સુખ છે એવા અર્થની પ્રાપ્તિ કરી શકે ? " ભીષ્મ બોલ્યા:—" હું તને આ છત્રીશ ગુણ યુક્ત છત્રીશ ગુણોનો સમુદાય કહું છું જેને આચરવાથી પુરુષને મહાલાભ થાય છે તે ગુણ સાંભળ ( ૧ ) રાગદ્વેષનો ત્યાગ કરી સર્વ ધર્મોનું આચરણ કરવું ( ૨ ) આસ્તિક થવું અને સ્નેહ તજવો નહિ. એટલે કે પરલોકની કામના રાખીને સ્નેહ કરવો. પણ લોભાદિને વશ બની સ્નેહ કરવો નહિ (૩) દ્રવ્ય ઉપાર્જન કરવું પણ ક્રૂર થવું નહિ (૪) ધર્મ અને અર્થનો નાશ ન કરીને ઇંદ્રિયોને તૃપ્ત કરવી. (૫) મીઠું બોલવું પણ દીનતા દર્શાવવી નહિ. (૬) શૂરા થવું પણ આત્મશ્લાઘા કરવી નહિ (૭) દાતા થવું પણ કુપાત્રને આપવું

નહિ. (૮) બહાદુર અને દૃઢ થવું પણ નિર્દય થવું નહિ (૯) સંધિ કરવી પણ સજ્જન સાથેજ કરવી. (૧૦) વિગ્રહ કરવો પણ બાંધવો સાથે નહિ; અર્થાત્ બાંધવો સાથે વેર ન કરવું (૧૧) પુષ્કળ ભોજનાદિ પદાર્થો આપ્યા વિના ગુપ્તદૂતોને કાર્યમાં જોડવા નહિ; તેમજ સ્વામી ભક્તિ વિનાના માણસને ગુપ્તદૂત બનાવવા નહિ. (૧૨) પોતાનું કાર્ય કરી લેવું પણ બીજાને પીડા આપ્યા વિના. (૧૩) ઇચ્છા જણાવવી હોય તો સજ્જનપણાની પરીક્ષા કરીને સજ્જનને જ જણાવવી. (૧૪) ગુણો વર્ણવવા હોય તો બીજાનાજ વર્ણવવા; પણ પોતાના ગુણોનું વર્ણન ન કરવું. (૧૫) દ્રવ્ય હરણ કરવું તો સત્પુરુષોનું નહિ; પણ અસત્પુરુષોનુંજ. (૧૬) અસત્પુરુષોનો આશ્રય કરવો નહિ (૧૭) તપાસ કર્યા વિના દંડ કરવો નહિ. (૧૮) મંત્ર એટલે ગુપ્તવાર્તા પ્રકટ થવા દેવી નહિ."

કાલાચાંદે મહાભારતના શાંતિપર્વમાના સિત્તેરમા અધ્યાયમાંનો આટલો ભાગ વાંચ્યો. પણ આખા દહાડાના કચેરીના કાર્યના શ્રમને લીધે તે થાકી ગયો હતો. એટલે તે આખો અધ્યાય પૂરો કરી શક્યો નહિ. ને પોથીનું પાનું નીચે મૂકી તકીએ અઢંગીને પડ્યો.

જૂના:—"કાં, આગળ વાંચો ને."

કાલાચાંદ:—"ના, જૂના! આગળ આજે વાંચી શકીશ નહિ. મને થાક લાગ્યો છે. પણ તને જો વાંચતાં આવડતું હોત તો..

જૂના:—"તો શું તમે સુખા થાત ?"

કાલાચાંદ:—"હા, જૂના; તો હું બહુ સુખી થાત.

જૂના:—"તો પાનાં લાવો; હું વાંચું.

કાલાચાંદ:—"તને તો વાંચતાં આવડતું નથી ને ?"

જૂના:—"હમણાં થોડું થોડું શીખેલ છું."

કાલાચાંદઃ—"હમણાં શીખ્યો ? ઠીક. મેં તો તને કોઇવાર વાંચતાં જોયેલ નથી."

કાલાચાંદ બોલ્યોઃ—"લે વાંચ જોઇએ" આટલું બોલી તેણે ખૂનાને મહાભારતનાં પાનાં આપ્યાં.

ખૂનાએ એ પાનાં હાથમાં લીધાં. એને હિંમત હતી કે હું જરૂર વાંચી શકીશ. અને કાલાચાંદે પણ તેમાં કાંઈ અડચણ નાંખી નહોતી, તોપણ કોઇરીતે ખૂનો એક પણ ઉચ્ચાર કરી શક્યો નહિ. કેમ જાણે તેની જીભ ગળામાં ચોંટી જતી ન હોય એવો તેને અનુભવ થયો. ખૂનો જેમ જેમ વધારે તાણીને વાંચવા શ્રમ કરતો તેમ તેમ તેનો કંઠ વધારે રૂંધાઇ જતો. એને આખે શરીરે પરસેવો છૂટયો. થોથરાતાં થોથરાતાં મહા મહેનતે તેણે એક બે અક્ષરોના ઉચ્ચાર કર્યા, પણ ત્યાં તો તેની આંખમાં ઝળઝળીગાં આવી ગયાં. આથી પાનું પડતું મૂકી ધડકતી છાતીએ તે સ્થાનમાંથી ખૂનો બીજા ઓરડામાં ચાલ્યો ગયો.

---

પરિચ્છેદ ચોથો.

## મન્મથનો ઉન્માદ.

उडुराजमुखी मृगराजकटि गजराज विराजित मन्दगतिः ॥
यदि सा वनिता हृदये निहिता क्व जपः क्व तपः क्व
समाधिरतिः ॥

( सुभाषित )

આ નવલકથામાં અમે સુલતાનની બેગમનું વર્ણન કરીશું નહિ; પરંતુ તેની પુત્રીનું વર્ણન કરીશું. એમ કરવાનું કારણ એ છે કે તે યુવતી છે; વળી પરમ લાવણ્યવતી છે. જો નવલકથામાં સૌંદર્યમયી

યુવતી ન લઇએ તો નવલકથાનાં અંગો પરિપૂર્ણ થાય નહિ વળી જો અમે નવલકથામાં પ્રૌઢ ઉમરની સુલતાનાને તાણી લાવીએ તો અનેક યુવક વાંચકો અમને અરસિક ગણી અમારા ઉપર ગુસ્સો કરે ને આ નવલકથા વાંચવી બંધ કરે. એ પણ અમને બીક છે. આવાં કારણો હોવાથી અમે વૃદ્ધા બેગમને છોડી દઇ તરુણ શાહજાદીનેજ આ નવલકથામાં લઇએ છીએ.

બંગાલાના ઇતિહાસમાં એ શાહજાદીનું જે નામ છે; તેજ નામ અમે પણ કાયમ રાખીશું. કારણ કે એ નામ વાચકોને મધુરૂં લાગે તેમ છે. શાહજાદીનું નામ દુલારી બીબી છે. અને એ દુલારી બીબી હજુ લગી અવિવાહિતા છે.

દુલારી સત્તરવર્ષની સર્વાંગ સુંદર રમણી છે. એ રમણી વિકસિત યૌવનવાળી કૃશ શરીરવાળી, કર્ણસુધી અડે એવાં લાંબાં અણિયાળાં લોચનોવાળી, ધોળી ધોળી સુંદર દંતપંક્તિવાળી, સ્થૂળ જઘન પ્રદેશવાળી, પકવબિંબસમાન અધરોવાળી અને શશકરહિત શશાંકવદનવાળી છે.

રાજમહેલની જોડમાંજ આવેલા એક મહાભવ્ય બંગલામાં દુલારીનો નિવાસ છે. એ બંગલાના અગ્રભાગમાં એક પરમરમણીય ઉદ્યાન છે. એ ઉદ્યાનમાં એક સંધ્યાકાળે દુલારી ફરતી હતી; એટલામાં ત્યાં એક પ્રકારની ગડબડ મચી રહી. એ ગડબડ શાની હતી, તે આપણે જોઇએ. દુલારીની સાથે તેની બે સહચરી દાસીઓ હતી. એ દાસીઓનાં ખરેખરાં નામો તો ગમે તે હો, પણ દુલારીએ બીજાંજ પાડયાં હતાં. એક દાસીને તે " મેના " કહી બોલાવતી ને બીજી દાસીને તે " ચંદનલતા " ને નામે પોકારતી. એ બંને દાસીઓ ઉચ્ચ કુલીન વંશની તથા સુશિક્ષિતા હતી. ને તેમની વચ્ચે આ પ્રમાણે વાર્ત્તાલાપ ચાલતો હતો.

ચંદનલતા બોલી;—" નવાબપુત્રી ત્યારે શું તમે કદિ પણ વિવાહ કરશો નહિ ?"

શાહજાદીઃ—" શા માટે વિવાહ કરું ? શું દાસી બનવા વિવાહ કરવો ?"

ચંદનલતાઃ—" વિવાહ કરવાથી દાસી બનાય છે ? ના, ના. હિંદુસ્ત્રીઓ તો એવું માનતી નથી."

દુલારીઃ—" ચંદના ! એ જંગલી લોકોની વાત જવા દે. મ્હેં સાંભળ્યું છે કે હિંદુપુરુષો સહધર્મિણી સહધર્મિણી એવું બોલે છે ખરા પણ તેને રાખે છે દાસીની પેઠે. અને હિંદુસ્ત્રીઓ પણ એવી મૂર્ખ છે કે " સ્વામીનાથ " " સ્વામીનાથ " બોલીને તથા " દેવ " " દેવ " કરીને ગાંડીઘેલી બની જાય છે ! એવી સાથે મુકાબલો શો કરવો ?

ચંદનાઃ—" ત્યારે શું તમે તમારે માટે સ્વામી શોધશો નહિ ?"

દુલારીઃ—" નહિ, કદિ નહિ. હું શાહજાદી છું, હું નવાબપુત્રી છું. હું સ્વામી નહિ, પણ સેવક શોધુંછું."

એટલામાં થોડે છેટે આવેલી કુંજમાં સંતાઈ રહેલો એક જુવાન બહાર નીકળ્યો. એ યુવક અત્યંત સુંદર હતો. એના સુંદર મુખારવિંદ ઉપર મૂંછનો ઝીણો દોરો ફૂટેલો હતો. એનું શરીર ગૌર, હાથ જાનુની આડે એવડા લાંબા ને છાતી વિશાળ હતી. કુંજમાંથી નીકળીને એ સુંદર યુવક બોલ્યોઃ–" શાહજાદી ! આ સેવક હાજર છે."

શાહજાદી અત્યંત વિસ્મિત થઈ તીક્ષ્ણ નયનેં એ યુવક સામે તાકી રહી. જોયું તો એ યુવાન પુરુષનું શરીર ઘણુંજ રૂપાળું હતું. એનો પોશાક મુસલમાનો પહેરે તેવો હતો.

શાહજાદીઃ—" તું કોણ છે ?"

યુવક:—" શાહજાદીનો ગુલામ, શાહજાદીના રૂપથી વેચાએલો એનો બંદો. એ સિવાય અત્યારે બીજું કશું ઓળખાણ અપાય તેમ નથી. "

શાહજાદી:—"અહીંઆં તું શું મરવાને આવેલો છે ?"

યુવક:—"હા, શાહજાદીના રૂપે બળી મરી ગયેલો તો છુંજ; તો પણ હજુ ભસ્મીભૂત તો થયો નથી."

શાહજાદી:—"બેશીકર રહે, હમણાંજ તને બાળી ખાખ કરાવુંછું."

આટલું બોલી શાહજાદીએ મેનાને ઇસારો કર્યો. મેના પહેરેગીરને બોલાવવા દોડી.

આ સમયે પૃથ્વી અંધકારે પૂરેપૂરી ઘેરાઈ ગએલી નહોતી; કારણ કે સૂર્ય થોડીવાર પહેલાંજ પશ્ચિમ ક્ષિતિજ નીચે અદૃશ્ય થયો હતો. અને નભમંડળમાં વિવિધ રંગી વાદળાં ચમકી સંધ્યાની મનોહર શોભા ખીલી નીકળી હતી. હજુ શહેરમાં સ્ત્રીગણોએ પોતાનાં મંદિરોમાં દીપકો પ્રકટાવ્યા નહોતા. અને નીલ નભમંડળમાં દેવાંગનાઓએ પણ તારક દીપકો પ્રકટાવ્યા નહોતાં. હજુ મલ્લિકા વિકસિત થઇ નહોતી. હજુ કોકિલાઓ પોતાનું ગાન કરતી વિરમતી નહોતી અને હજુ ચોગમ કિલકિલાટ કરતા પંખીડાંનું ગાન વસંતના અનિલ ઉપર તરતું તરતું આવી મલ્લિકાને વિકસાવવા યત્ન કરતું હતું. અત્યારે પશ્ચિમ ભૂમિમાં પ્રભાત હતું ને પૂર્વ ભૂમિમાં સાયંકાલ હતો. એક ભૂમિમાં આશાનો ઉદય થયો હતો. બીજી ભૂમિમાં સ્મૃતિ હતી. પરંતુ નિર્વાણ ક્યાંઇજ નહોતું !

પરંતુ પેલો યુવક તો નહોતો જોતો આકાશને, કે નહોતો જોતો પૃથ્વીને. એ તો માત્ર દુલારીનેજ નિહાળી રહ્યો હતો ! ઘણીવાર દુલા-

રીને જોઇ રહ્યા પછી છેલ્લે તે યુવક બોલ્યો "શાહજાદી! હું બહુ દૂરનો રહેવાશી છું. ત્યાં મેં ત્હારા રૂપનાં વખાણ સાંભળ્યાં હતાં. તેથીજ જીવતરને સંકટમાં નાંખી ત્હને જોવાને આવ્યો છું. અત્યારે જોઉં છું કે તું અત્યંત સુંદર છે. તો મારૂં જીવન અને યૌવન ગ્રહણ કરી મને કૃતકૃત્ય કર શાહજાદી!"

દુલારી કાંઇ બોલે ત્યાર પહેલાંજ ચંદના બોલી:—"ઉતાવળો થા માં. હમણાંજ તારૂં જીવન અને યૌવન બંને ગ્રહણ કરાવશે."

એટલામાં છેટે તાતારી પ્રહરીઓનાં પગલાં સંભળાયાં. યુવક પ્રહરીઓના આગમનનો હેતુ સમજી ગયો. તો પણ બોલ્યો "શાહજાદી! મ્હેં અપરાધ કર્યો છે એમ લાગતું હોય તો તું પોતેજ મને સજા કર."

કશો ઉત્તર ન આપતાં દુલારી ત્યાંથી જવા લાગી. તેને જતી જોઇને યુવક બોલ્યો:—"શાહજાદી! મ્હને જલ્લાદના હાથમાં સોંપવો છે? શું તને તે ઘટે છે? જે ત્હને ચાહે છે તેને રડાવ માં. જે તને ચાહે છે તેને માર માં. યાદ રાખજે કે તું પણ એક દહાડો કોઇના ઉપર આસક્ત થઇશ હો. તું પણ એક દહાડો કોઇને ચાહીશ હો. તે સમયે ત્હને મારી પીડાનું ભાન થશે."

દુલારી:—"લવારી મૂકી દે. ભલે હું કોઇને ચાહીશ; તોપણ ત્હારા જેવા કૂતરાને તો નહિજ."

યુવકનું મુખ લાલ થયું. તે કશું વધારે બોલ્યો નહિ. ને તાતારી પ્રહરીઓના પાછળ પાછળ ત્યાંથી ચાલ્યો ગયો.



# પરિચ્છેદ પાંચમો.

## ન્યાય.

**मनस्वी म्रियते कामं कार्पण्यं न तु गच्छति ।**
**अपि निर्वाणमायाति नानलो याति शीतताम ॥**

( સુભાષિત. )

સવારનો સમય છે. કચેરીના ભવ્ય મકાન આગળ સિપાઇઓ આમતેમ ટેલી રહ્યા છે ને કાલાચાંદ ન્યાયાસન ઉપર બેસી ન્યાય આપવાનું કામ કરે છે.

એ સમયે ન્યાય આપવાનું કામ બહુ વિચિત્ર રીતે ચાલતું. આજની પેઠે અનેક જાતના કાયદા કાનુનો તે વખતે નહોતા. વળી કાયદાને છણનારા વકીલ–બારીસ્ટરો પણ તે સમયે નહોતા. તે વખતે તો ન્યાયાધીશની ન્યાયબુદ્ધિ, હિંમત અને ઇચ્છા ઉપરજ ગુન્હેગારોને સજા પામવાનું કે છૂટવાનું હતું. વળી ન્યાયનું કામ ચાલતું હોય તેમાં વચ્ચે વચ્ચે મોલવીઓ તથા અમલદારો આવી “ આ ગુન્હેગારને અમુક પ્રકારનીજ સજા કરજો ” એમ ન્યાયાધીશને આજ્ઞા કરી જતા. આથી ન છૂટકે ન્યાયાધીશને નિર્દોષીને સજા કરવી પડતી. પરંતુ કાલાચાંદની પદ્ધતિ જૂદી હતી. એ કોઇની એવી આજ્ઞા માનતો નહિ, પણ પોતાની બુદ્ધિ ઉપરજ આધાર રાખી અપરાધીને ન્યાય આપતો. આમ હોવાથી તે અમલદાર વર્ગમાં તેમજ મોલવીઓમાં અકારો થઇ પડયો. સ્વતંત્ર ન્યાયાધીશ તો આજે પણ અપ્રિય કયાં નથી થતો ?

આજે એક હિન્દુ યુવકને ગુન્હાહિત ગણી કચેરીમાં લાવવામાં આવ્યો હતો. અને કાલાચાંદને તેનો ન્યાય કરવાનો હતો. ગુન્હો

કેરીઓની ચોરીના હતો. ફરિયાદી એક પઠાણ અમીર હતો. કાલાચાંદે ફરિયાદીને સવાલ પૂછવા માંડયા.

કાલાચાંદઃ—" આપ ગુન્હેગારને ઓળખો છે ?"

અમીરઃ—" હા–ના–ઓળખતો નથી."

કાલાચાંદઃ—( કેરીઓ બતાવીને ) "આ કેરીઓ કયાં હતી?"

અમીરઃ—" મ્હારા બગીચામાં."

કાલાચાંદઃ—" આ ગુન્હેગારને ચોરી કરતાં કોણે જોએલ છે?"

અમીરઃ—" મ્હેં અને મ્હારે સાથીએ."

કાલાચાંદઃ—" એ સાક્ષી કયાં ?"

અમીરઃ—" એ અહીં આવી શકયો નથી. ભાંગ ચડવાથી પોતાને મકાને સૂતો છે."

કાલાચાંદઃ—" તમારો સાક્ષી ભાંગ પીનારો છે ?"

અમીરઃ—" એ પૈસાદાર છે, એટલે પીએ છે."

કાલાચાંદઃ—"તમે એને કેટલા સમયથી પિછાનો છે ?"

અમીરઃ—" દશ વરસથી."

કાલાચાંદઃ—" તમારે એની સાથે કોઇ જાતનો સંબંધ છે ?"

અમીરઃ—" હા, મ્હારે એની સાથે નાણાંની લેવડ દેવડનો સંબંધ છે."

કાલાચાંદઃ—" એણે કેરીઓની ચોરી કયારે કરી ?"

અમીરઃ—કાલે રાત્રે, મધ્યરાત્રિ પછી લગભગ એક પહોરે."

કાલાચાંદઃ—" તે વખતે તમે કયાં હતા ?"

અમીરઃ—" તે વખતે હું મ્હારા મકાનથી અગાશી ઉપર ફરતો હતો."

કાલાચાંદઃ—" તમે ગુન્હેગારને કેરીઓ તોડતાં શી રીતે દીઠો?"

અમીરઃ—" એ વખતે અજવાળી દૂધજેવી રાત્રિ હતી. "

કાલાચાંદઃ—" ગઈ કાલે શુદિ ત્રીજ હતી. એટલે અજવાળું તો માત્ર છપડી લગી હતું. ને તમે મધ્યરાત્રિ પછી ગુન્હેગારને શી રીતે દીઠો ? "

અમીરઃ—" નહિ સાહેબ, કાલે મધ્યરાત્રિ પછી અજવાળું હતું. આકાશમાં વચ્ચોવચ્ચ આખો ચંદ્ર હતો ને અજવાળી દૂધ જેવી રાત હતી. મેં તોહમતદારને કેરીઓ તોડતાં નજરોનજર જોયો છે. "

કાલાચાંદઃ—" તમે જૂઠું બોલો છો. હું તોહમતદારને છોડી મૂકું છું. "

અમીર ક્રોધ કરીને બોલ્યોઃ—" શું હું જૂઠું બોલું છું ?"

કાલાચાંદઃ—" હા, તદ્દન જૂઠું. "

એટલામાં નવાબનો બક્ષી કચેરીમાં આવ્યો. અને કાલાચાંદને કહેવા લાગ્યોઃ—" તહોમતદારને મેં પણ ઝાડ ઉપર ચડી કેરીઓ પાડતાં જોએલો છે. વળી જીગર સાહેબે પોતે પણ જોયો છે ને તેમણે કહેવરાવ્યું છે કે તહોમતદારને શૂળીએ ચડાવવાનો છે. કેમકે એ ભયાનક ચોર છે. "

કાલાચાંદ સ્વસ્થ ચિત્તે બોલ્યોઃ—" બક્ષી ! તમારી વાત ઉપર હું વિશ્વાસ રાખી શકતો નથી." આટલું કહી તેણે તહોમતદારને છોડી મૂક્યો.

આ જોઈ અમીર તથા બક્ષીના ક્રોધનો પાર રહ્યો નહિ. તેઓ બડબડતા બડબડતા કચેરીમાંથી ચાલ્યા ગયા.

એટલામાં બે તાતારી પ્રહરીઓએ એક અપરિચિત મુસલમાન યુવકને લઇ કચેરીમાં પ્રવેશ કર્યો. કાલાચાંદે પેલા મુસલમાન યુવકને પૂછવા માંડ્યું.

કાલાચાંદઃ—" તમે કોણ છો ? "

યુવકઃ—" તમારો બન્દી. "

કાલાચાંદઃ—" એ સિવાય બીજું. ઓળખાણ આપી શકશો નહિ ? "

યુવકઃ—" જી ના. બીજું ઓળખાણ છે; પણ આપી શકું તેમ નથી. "

કાલાચાંદ મુંઝવણમાં પડયો. એ બન્દીવાન યુવકના તેજપૂર્ણ લોચનો અને ભવ્ય લલાટ જોતાં લાગતું હતું કે એ કોઇ સામાન્ય મનુષ્ય નથી. જો એ સાધારણ મનુષ્ય હોત તો પોતાનું ઓળખાણ આપવામાં સંકોચ કરત નહિ. એવો પણ કાલાચાંદના મનમાં વિચાર ઉદ્દભવ્યો. તે તીક્ષ્ણ નજરે બન્દીવાનને પગથી માથા લગી નિહાળી રહ્યો. અને પછી બોલ્યો,

કાલાચાંદઃ—" તમારો નિવાસ આ દેશમાં હોય એમ લાગતું નથી. કહો તમે ક્યાં રહો છો ?"

યુવકઃ—" અત્યારે તો આપની કચેરીમાં. "

કાલાચાંદઃ—" તે પહેલાં ? "

રૂવકઃ—" શાહજાદીના બગીચામાં. "

કાલાચાંદઃ—" તમે તમારો અપરાધ સ્વીકારો છો ? "

યુવકે કશો ઉત્તર ન આપતાં પોતાનાં ભવાં ચડાવ્યાં.

કાલાચાંદઃ—" સમજાય છે કે તમે સહજમાં તમારૂં નામઠામ જણાવશો નહિ. "

યુવકઃ—" નામ ઠામની શી જરૂર છે ? "

કાલાચાંદઃ—" બહુજ જરૂર છે. અમીર ઉમરાવના છોકરાને

જુદા પ્રકારની સજા થાય અને નાદાન ખેડુતના છોકરાને બીજા પ્રકારની સજા થાય.

યુવકઃ—"મ્હારે સ્થળે નાદાન ખેડુતનો છોકરો હોય તો શી સજા કરો ?"

કાલાચાંદઃ—"સાધારણ સજા, જેમકે નેતરના ફટકા વગેરે."

યુવકઃ—"અને હું જો અમીર ઉમરાવનો બાળક હોઉં તો ?"

કાલાચાંદઃ—"મૃત્યુદંડ"

યુવકઃ—"ઉત્તમ વાત; અને આપ મને કોણ ધારો છો ?"

કાલાચાંદઃ—"અમીર ઉમરાવનું સંતાન"

યુવકઃ—"શા ઉપરથી ધાર્યું ?"

કાલાચાંદઃ—"તમારી નિર્ભય તેજસ્વી વાણી, તમારૂં લલાટ ને તમારાં લોચનો ઉપરથી."

યુવકઃ—મારા પોશાક ઉપરથી આપે શું ધાર્યું ?"

કાલાચાંદઃ—"તમે છદ્મવેશ ધારણ કરેલો છે."

યુવકઃ—"સારૂં. તો આપ મને મૃત્યુદંડ આપો."

કાલાચાંદઃ—"પરંતુ તમારી તરૂણ ઉમર જોઈ દયા આવે છે. મોહવશ થઇ તમે આ કૃત્ય કર્યું લાગે છે."

યુવકઃ—"ફોજદાર સાહેબ ! હું દયા યાચતો નથી."

એ વખતે મેનાએ કચેરીમાં પ્રવેશ કર્યો. કાલાચાંદે પહેલાં કદિ મેનાને જોઇ નહોતી. તેથી પુછ્યુંઃ—"તમે કોણ છો ?"

કચેરીના નિયમ પ્રમાણે સલામ કર્યા વિનાજ અક્કડપણે ઉભી રહી મેના બોલીઃ—"નવાબપુત્રીની બાંદી,"

કાલાચાંદઃ—"અહીંઆં શા માટે આવેલ છે ?"

મેનાઃ—"શાહજાદીએ આજ્ઞા કરી છે માટે."

કાલાચાંદઃ—" તમારી સાક્ષીની જરૂર નથી. બંદીવાને ગુન્હો કબૂલ કર્યો છે."

મેનાઃ—" હું સાથી આપવા આવેલી નથી."

કાલાચાંદઃ—" તો શા માટે આવેલ છે ?"

મેનાઃ—" શાહજાદીનું તમને ફરમાન સંભળાવવા."

પોતાની ભ્રકુટિ ચડાવી કાલાચાંદ બોલ્યોઃ–"ફરમાન ? શું ફરમાન?"

મેનાઃ—" શાહજાદીએ ફરમાવ્યું છે કે ચોરની પેઠે શાહજાદીના બગીચામાં પેસી જેણે શાહજાદીનું અપમાન કરેલું છે તેને મોતની સજા કરજો."

આ સાંભળતાં કાલાચાંદના મુખ ઉપર લાલાશ પથરાઇ.

પેલો યુવક બંદીવાન મેના તરફ જોઇ બોલ્યોઃ—" બાંદી ! તું નવાબપુત્રીને કહેજે કે તેના રૂપ ઉપર મોહિત થઇ હું તેને ચહાતો હતો. હું સમજતો નહોતો કે એનું હૃદય આટલું બધું તુચ્છ હશે. જે તુચ્છ છે તેના ઉપર હવે મારો ચાહ રહ્યો નથી.

કાલાચાંદ ગંભીર સ્વરે બોલ્યોઃ—" બન્દી !"

યુવકઃ—" મ્હારો તિરસ્કાર શા માટે કરો છો ફોજદાર સાહેબ! આપના માલિકની પુત્રીનું હૃદય તુચ્છ છે એમ કહુંછું. એજ મારો અપરાધ છે ના ? ભલે. મ્હને દંડ આપો. દંડ ગ્રહણ કરવા હું તત્પર છું. મૃત્યુ કરતાં વધારે સજા મનુષ્યોથી શી થવાની છે? પણ તેથી હું લેશમાત્ર બ્હીતો નથી. અફસોસની વાત એજ છે કે હું જ્યાં દેવી જોવાને આવેલો ત્યાં મેં ડાકિણી જોઇ છે. વળી કચેરીમાં પણ ધર્મ-રાજાને સ્થાને જલ્લાદને જોઉં છું. દંડ આપો. સાધારણ અપરાધને માટે ભલે મૃત્યુની શિક્ષા કરો, મને જીવતરની અભિલાષા નથી."

આ શબ્દો ફોજદારના કર્ણો ઉપર પડયા કે કેમ ? તે અમે જા-

ભુતા નથી. પરંતુ તે વખતે ફોજદારનું મુખ લાલચોળ થયેલું હતું; ભ્રકુટિ પણ ચડેલી હતી ને અધરો કંપતા હતાં. તે તીક્ષ્ણ દૃષ્ટિએ મેનાને નિહાળી રહી બોલ્યોઃ—" બાંદી ! તું ! નવાબ પુત્રીને કહેજે કે અત્યારે હું બંદીવાનને કાંઇ સજા કરી શકતો નથી. જ્યારે હું એનો પરિચય પામીશ ત્યારેજ હું એનો ન્યાય કરીશ. ત્યાં લગી તે મ્હારા મેમાનરૂપે મારે ત્યાંજ સ્થિતિ કરશે. હું એને કેદખાનામાં પણ મોકલી શકીશ નહિ. હવે તું ચાલી જા. "

મેના અતિશય વિસ્મિત તથા ક્રુદ્ધ થઇ; અને બોલી " ઠીક છે હું નવાબપુત્રીને જણાવીશ કે તમે તેનું ફરમાન કેટલે અંશે પાળેલું છે." ફોજદાર રોષથી પરવશ બની બોલ્યોઃ—" ઠીક છે, એમને એટલું પણ કહેજે કે ફોજદાર સ્ત્રીઓનો નોકર નથી. "

મેના કાંઈક ઉત્તર આપવા જતી હતી; પરંતુ ફોજદારના મુખનો ગંભીર ભાવ જોતાં તેને વધારે બોલવાની હિંમત થઈ નહિ. પણ જતી વખતે તે કહેતી ગઇ કે " ચેતતો રહેજે ફોજદાર; આ અપમાનનું ફળ તરતજ મળશે."

ફોજદાર એ વચન ઉપર લક્ષ્ય ન આપતાં બન્દી તરફ જોઇને બોલ્યોઃ—" યુવક ! તમે અતિથિ તરિકે મારે મકાને આવી શકશો?"

બંદી બોલ્યોઃ—" ફોજદાર સાહેબ ! હિંદુજાતિ ઉપર આજલગી મને વિશ્વાસ નહોતો. તોપણ હિંદુઓ કેટલા મોટા હૃદયના હોય છે; તે આજે તમે મને પ્રત્યક્ષ દેખાડયું છે. હું વચનથી બંધાઉં છું કે જ્યાં લગી તમે રજા આપશો નહિ, ત્યાં લગી તમારા ઘર બહાર હું એક ડગલું પણ મૂકીશ નહિ. "



## પરિચ્છેદ છઠ્ઠો.

### આ શું બોલે છે દુલારી ?

**न तेजस्तेजस्वी प्रसृतमपरेषां प्रसहते**
**स तस्य स्वो भावः प्रकृति नियतत्वादकृतकः ।**

**( उत्तररामचरितम् । )**

મેનાએ નવાબપુત્રી પાસે જઈ બનેલી બધી વાત કરી. એ સાંભળી નવાબપુત્રી ક્રોધાતુર બની ગઈ. તોપણ એકદમ તો કશું કરી શકી નહિ. ત્રણ દિવસ પહેલાં નવાબનાં દર્શન થાય તેવું નહોતું. આથી દુલારીએ પિતા ઉપર પત્ર લખ્યો ને તેમાં રૂબરૂ મળવાની અરજ કરી. પોતાની એકની એક વ્હાલી પુત્રીને નવાબ આવી મળ્યો તે વખતે નવાબપુત્રી દુલારી બોલીઃ—

" પિતાજી ! આપની પુત્રીના અંતઃપુરમાં જો કોઇ અજાણ્યો યુવક વગર પરવાનગીએ પ્રવેશ કરે તો તેને શી સજા કરો ?"

નવાબઃ—" મૃત્યુદંડ. "

દુલારીઃ—" અને જો કોઇ આપની પુત્રીનું અપમાન કરે તો તેને શી સજા કરો ? "

નવાબઃ—"મ્હારી પુત્રી કહે તે સજા કરૂં."

દુલારીઃ—"ઉત્તમ વાત. તો હવે સાંભળો. એક અજાણ્યા પરદેશી યુવકે મ્હારા અંતઃપુરમાં પ્રવેશ કર્યો હતો; તેને મૃત્યુની સજા કરો. વળી જે માણુસે એને આશ્રય આપેલો છે ને તેમ કરી મ્હારું અપમાન કરેલું છે તેને હમણાંજ નોકરી ઉપરથી બરતર્ફ કરો. "

નવાબઃ—" એ આશ્રય આપનાર માણુસ કોણુ ?"

દુલારીઃ—" આપનો ફોજદાર."

આ સાંભળી નવાબ આશ્ચર્યચકિત થયો. પોતાનો પરમ પ્રીતિપાત્ર ફોજદાર આવું કામ શી રીતે કરી શકયો ? એ વાત તેના સમજવામાં આવી નહિ. તોપણ "કાફર હિંદુઓ ન કરી શકે એવું કાંઇજ નથી." એ વિચારે તેમજ ફોજદારની વિરુદ્ધમાં અનેક અમીર ઉમરાવોએ, બક્ષીસો ને મોલવીઓએ અરજ ગુજારી તેને બરતર્ફ કરવાની વિનતિ કરેલી હતી એ વાતને સ્મરણે નવાબ બોલ્યોઃ–" અપરાધી ગમે તે કાં ન હોય ? તેને હું અવશ્ય સજા કરવાનો."

દુલારીઃ–"તો આપે શું ધાર્યું ?"

નવાબઃ–"તું ફોજદારને કેવું માણસ ધારે છે ?"

દુલારીઃ–"એ એક કાફર છે; એમાં તો સંદેહજ નથી."

નવાબઃ–"કાફર કહીને એનું અપમાન કરવું લાજમ નથી. જે વંશ સાથે વિવાહ સંબંધ જોડતાં આપણા વડીલોને સંકોચ થયો નથી તે વંશનો અલંકારરૂપ ફોજદાર કાલાચાંદ છે"

દુલારીઃ–"ત્યારે એ વંશની કુલીનતા શું નવાબની પુત્રીના કરતાં પણ ચડી જશે ?"

નવાબઃ–"ના, હું એમ કહેવા ઇચ્છિતો નથી."

દુલારીઃ–"તો જે નોકરે પ્રભુ પુત્રીનું! અપમાન કરેલું છે તેને દૂર કરો."

નવાબઃ–"હમણાંજ હું ફોજદારને બોલાવું છું."

આટલું કહી નવાબે એ ઓરડો છોડયો; ને પાસેના ઓરડામાં પોતાની સ્થિતિ કહી. તથા ફોજદારને બોલાવવા સિપાઇને દોડાવ્યો.

થોડીવારમાં ફોજદારે આવી નવાબને સલામ ભરી.

નવાબઃ–"કોઇ પણ માણસે નવાબજાદીના અંતઃપુરમાં પ્રવેશ કર્યો હતો ?"

ફોજદાર:—"અંતઃપુરમાં નહિ, પણ બગીચામાં પ્રવેશ કર્યો હતો."

નવાબ:—"એ બધું એકનું એકજ છે."

ફોજદાર:—"એમ કેમ કહેવાય? કોઈ પરદેશી ભૂલથી બગીચામાં જઈ ચડયો હોય એમ કેમ ન મનાય?"

નવાબ:—"એ વાત જવા દો. તેને શી સજા કરી છે?"

ફોજદાર:—"એનો ફેંસલો આપવો બાકી છે."

નવાબ:—શા માટે?"

ફોજદાર:—"હજુ એ માણસ કોણ છે; એ વાત જણાઇ નથી."

નવાબ:—"એ વાતની શી જરૂર છે? ગુન્હેગાર બધી અવસ્થામાં ગુન્હેગારજ છે."

ફોજદાર:—"ના, એમ નથી જનાબ! એક ખેડુતના છોકરાને જે વાંકને માટે ફટકા મારી શકાય તેજ વાંકને માટે અમીરના છોકરાને ફટકા મારી શકાય નહિ. જે સજા ખેડુતનો છોકરો સહન કરી શકે તે અમીરનો છોકરો સહી ન શકે. ખુદાએ જેને મોટો બનાવ્યો છે તેને મોટો સમજવો. વગર વિચારે એકનું અપમાન કરતાં વખતે મોટી સલ્તનતનું અપમાન થઇ જાય."

નવાબ:—"ત્યારે તમે શું એમ ધારો છો કે એ ગુપ્તવેશમાં રહેલો કોઇ શાહજાદો છે?"

ફોજદાર:—"જી હા; મારી એવી અટકળ છે."

હવે ફોજદારનો તિરસ્કાર કરવાનો નવાબને એકે રસ્તો રહ્યો નહિ. પણ ફોજદારની નિર્ભયતા ભરેલી, વિચારવા જેવી વાત સાંભળી ઉલટી તેના મનમાં ખુશાલી ઉપજી. આથી નવાબ કાલાચાંદને રજા આપવા ચહાતો હતો. એટલામાં સમીપના ઓરડાના જરા ખૂલેલા

દ્વારમાંથી નીલકમળ જેવાં બે ચક્ષુઓ નવાબના જોવામાં આવ્યાં. નવાબ સમજ્યો કે દુલારી બારણાંની તરડોમાંથી નિહાળે છે!

દુલારીને માઠું લાગ્યું હશે એમ લાગવાથી નવાબે પોતાનું મુખ કાલાચાંદ તરફ ફેરવીને કહ્યું:—"તમે એ માણસને તમારે ઘેર આશ્રય આપ્યો છે?"

કાલાચાંદે પોતાનું માથું હલાવી હા પાડી.

નવાબ:—"એ તમે અન્યાય કર્યો છે."

ફોજદાર:—"અન્યાય? એક ઉંચ વંશમાં જન્મેલા યુવકને ચોર કે લૂંટારા જેવા હરામખોરીની ભેગો કેદખાનામાં ન રાખ્યો એ શું અન્યાયનું કામ કર્યું કહેવાય?"

નવાબ:—"પણ જો તે તમારે ઘેરથી ભાગી જશે તો?"

ફોજદાર:—"તો મ્હેને બદલે આપ મને કેદખાને મોકલી સજા કરજો."

નવાબ હવે શું બોલે? એની વાણી બંધ થઇ ગઈ.

ફોજદાર:—"આપનું કાંઇ વિશેષ ફરમાન છે?"

નવાબે પોતાની દૃષ્ટિ પાછી પેલા બારણાતરફ ફેંકી જોયું તો હવે એ દ્વારો વધારે ઉઘડેલાં હતાં; ને તેમાંથી દુલારીનું આખું શરીર દેખાતું હતું. નવાબે ધાર્યું કે દુલારી વધારે ક્રોધી બનેલી છે. આથી કૃત્રિમ ક્રોધે તેણે ફોજદારને કહ્યું:—

"એનુ ગમે તેમ હો. હું તમારે માટે નારાજ થયો છું. ને શાહજાદીની મરજી છે કે તમને બરતર્ફ......"

આ વાક્ય પૂરું થયું નથી; ત્યાં તો ફોજદાર વચ્ચેજ બોલી ઉઠ્યો:—"બહુ સારૂં; હું હમણાંજ મારી નોકરી છોડી ચાલ્યો જાઉંછું,"

નવાબઃ—" એમ ઉતાવળ ન કરો; હું મારી પુત્રીને સમજાવી જોઉં છું."

ફોજદારઃ—" માફ કરો જનાબ! હું સ્ત્રીઓના તાબામાં નોકરી કરવા આવ્યો નથી."

આટલું કહી તરતજ કાલાચાંદે એ ઓરડાનો ત્યાગ કર્યો. નવાબ કાંઇક ખીજવાયો, પણ એ ખીજ કેવળ કાલાચાંદ ઉપરજ નહોતી; તેમાંની કાંઇક ખીજ તો દુલારી ઉપર પણ હતી.

નવાબ એ ઓરડામાંથી ઉભો થવા જતો હતો, એટલામાં તરતજ ત્યાં દુલારી આવી. ને નવાબના બંને ચરણો પકડી તે ચરણોમાંજ બેસી ગઇ.

નવાબ વિસ્મય પામી બોલ્યોઃ—" આ શું કરે છે દુલારી?"

દુલારીએ નવાબના ચરણો છોડયા નહિ. પરંતુ વારંવાર નમન કરતી કરતી બોલીઃ–" પિતાજી! ફોજદારને પાછો બોલાવો, અને તેની જગોપર કાયમ રાખો."

નવાબ આશ્ચર્યચકિત થઈ બોલ્યોઃ—" આ શું બોલે છે દુલારી? મ્હેંજ એને બરતર્ફ કરવાની પ્રાર્થના કરી છે."

દુલારીઃ—" મ્હારી ભૂલ થઇ છે પિતાજી! મ્હને જણાયું છે કે ફોજદાર નિર્દોષ છે ને હું જ દોષી છું. મ્હને માફ કરો. અને ફોજદારને એની જગો ઉપર ફરી બહાલ કરો."

નવાબ મનમાં મનમાં વિચારવા લાગ્યો કે 'ભલે પુરુષો મહેનત કરી કરીને મરી જાય; તોપણ તે નારી ચરિત્ર સમજી શકવાના નહિજ" ત્યારપછી તે પ્રકટપણે બોલ્યો " ઠીક છે; ત્હારી ઇચ્છા પ્રમાણે બંદોબસ્ત કરું છું."

---

## પરિચ્છેદ સાતમો.

### દુલારીની દુરાશા.

**एकं वस्तु द्विधा कर्तुं बहवः सन्ति धन्विनः ।**
**धन्वी स मार एवैको द्वयोरैक्यं करोति यः ॥**
**॥ सुभाषित ॥**

પ્રેમની લાગી જહીં લગની, તહીં પ્રેમભર્યું સઘળુ જગ ભાસે,
પ્રેમની લાગી યદા લગની તવ જાત કજાત વિચારજ નાસે—
" પ્રસ્તાવિક કાવ્ય. "

કાલાચાંદ નોકરી છોડી શક્યો નહિ; કેમકે નવાબે તેને છોડયો નહિ. વળી છદ્મ વેશી બન્દીવાનનો પણ ન્યાય ચૂકવાયો નહિ. મેમાનરૂપે તે કાલાચાંદના મકાનમાંજ રહેવા લાગ્યો.

એક દિવસ પ્રભાતનો સમય હતો. અસણનાં લાલકિરણોની છટા વૃક્ષો ઉપર, ભૂતલ ઉપર અને નભમંડળમાં છવાઈ રહી હતી. તે સમયે કાલાચાંદ મહાનન્દામાં સ્નાન કરી મંદમંદ પગલે પોતાના મકાન ભણી આવતો હતો. તેની પાછળ તેના બે નોકરો હાથમાં જળપાત્ર અને પુષ્પોના પડા ઝાલી મંદમંદ પગલે ચાલતા હતા. કાલાચાંદના સુંદર કટિ પ્રદેશ નીચે પીળું પીતાંબર શોભેલું હતું. વળી તેના વિશાળ ભવ્ય લલાટ ઉપર તથા બંને સ્કંધો ઉપર ચંદન ચર્ચેલું હતું. ને તેના ચંપકવિનિન્દિત ગૌર અંગ ઉપર યજ્ઞોપવિત તથા હરિનામાવલિ ઝુલી રહ્યાં હતાં. આ સમયે કાલાચાંદનું રૂપ જાણે છલકાઇ જતું જતું. સાક્ષાત્ કામદેવજ જાણે મૂર્તિમાન બની ત્યાં આવ્યો હોય એમ જોનારને ભ્રાંતિ થતી હતી.

કાલાચાંદને ઘેરથી નદીએ જવાનો રસ્તો દુલારીના બગીચા

પાસે થઇને જતો હતો. તે દહાડો પ્રાતઃકાળમાં દુલારી બીજી અગાશી ઉપર ચડી ઉદય પામતા સૂર્યને નિહાળતી હતી ત્યાં અચાનક તેણે કાલાચાંદની ચંદ્રસમાન સુંદર મૂર્ત્તિને રસ્તામાં ગમન કરતી નિહાળી. એટલે ઉદય પામતા ભાનુને મૂકીને તે આ રમણીય ચંદ્રને જોવા લાગી. દુલારીની પાસે ચંદનલત્તા ને મેના એ બંને સખીઓ હાજર હતી. મેનાએ રસ્તે ચાલ્યો જતો કાલાચાંદને જોયો એટલે તરત તે બોલી ઉઠીઃ-"શાહજાદી! જોયો પેલો કાફર?"

દુલારી પોતાનું મુખારવિંદ પાછું વાળી કાંઇક જુસ્સાથી મેના પ્રતિ બોલીઃ–"કયો કાફર મેના!"

મેના આશ્ચર્ય પામી દુલારીના વદનભણી નિહાળી રહી. તે દુલારીનો મનોભાવ બરાબર સમજી શકી નહિ. તેથી બોલીઃ–"જેણે તમારૂં અપમાન કર્યું હતું તે કાફર!"

દુલારીઃ—"મારૂં અપમાન! કોનું ગજું છું કે મારૂં અપમાન કરી શકે?"

મેનાઃ—"જેણે તમારૂં અપમાન કરવાનો યત્ન કર્યો હતો તે."

દુલારીઃ—"તું ફોજદારની વાત કરે છે ના? તેણે તો મ્હારૂં કોઇ દહાડો અપમાન કરેલું નથી. એ તો ત્હારી સમજવામાં ભૂલ થાય છે. તેણે તો પોતાનું કર્ત્તવ્ય અચ્છી રીતે બજાવેલું છે."

મેનાના આશ્ચર્યનો હવે પાર રહ્યો નહિ. તે કાંઇજ બોલી નહિ, પણ તીક્ષ્ણ નજરે દુલારી ભણી નિહાળી રહી. જોયું તો દુલારી એકીટસે કાલાચાંદને નિહાળી રહેલી છે! તેનાં લોચનો નિમિષોન્મેષનું પણ ભાન ભૂલી ગયા છે!

હજી ફોજદાર નયનપથમાંથી દૂર ગયો નહોતો અસ્ત પામતા ચંદ્રાની પેઠે તે ધીરે ધીરે પોતાના મકાન ભણી જતો હતો.

મેનાના હૃદયનો અંધકાર હવે તરત દૂર થયો. દુલારીનો મનોભાવ તેના જાણવામાં આવ્યો. ને શાથી ફોજદાર આજે તેની નજરે નિરપરાધી જણાયો તે મેના સમજી. આ વિચારથી મેનાના અધરો ઉપર કાંઇક હાસ્ય ફરક્યું. પરંતુ ત્યાં રહેલાં કોઇએ તે જોયું નહિ. પણ મનોભાવ વધારે જાણવાને માટે કાલાચાંદ તરફ આંગળી કરી મેના બોલીઃ—"જુઓ તો ખરાં? એ કાફર કેવો બદશીકલ જણાય છે? ડીલે ઉઘાડો છે ને વળી તેના ઉપર માટી ચોપડી છે! કેમ ચટ્ટાપટ્ટા પાડી વાઘ બન્યો હોયની!!

આ સાભળતાં દુલારીને ક્રોધ ચડયો; પરંતુ તે કશું બોલી નહિ. માત્ર એકવાર તીક્ષ્ણ કટાક્ષે તેણે મેના તરફ જોયું.

મેના સમજી ગઈ કે દુલારી મારા ઉપર ગુસ્સે થઇ છે, તોપણ તેણે મજાક છોડી નહિ. તે બોલીઃ—"તમે ગુસ્સે થવું હોય તો ભલે ગુસ્સે થાઓ, પણ હું તો સાચું લાગે તેજ કહેવાની."

ચન્દાનાઃ—"ફોજદારને તું બદશીકલ કહે તેમાં શાહજાદીને ગુસ્સો શા માટે ચડે?" મેના એ વાકયનો ઉત્તર ન આપતાં બોલીઃ—"જો જો પેલો કાફર, ભિક્ષુક, ગુલામ! તે કેવો બદશીકલને બેવકુફ છે.

દુલારીઃ—"મેના!"

મેનાઃ—"શું છે શાહજાદી?"

દુલારીઃ—"તું પોતેજ બેવકુફ છે"

મેનાઃ—"આટલે દહાડે સમજ્યાં?"

દુલારીઃ—"હાં, વળી તું જૂઠી છે."

મેનાઃ—"હશે, હાં બીજું?"

દુલારીઃ—"તું નિંદાખોર છે."

મેનાઃ—"એમાં પણ કાંઇ સંદેહ નહિ."

દુલારીના નયનમાર્ગમાંથી હવે કાલાચાંદ દૂર થયો હતો. એટલે ત્યાંથી દૃષ્ટિ તાણી લઇ તેણે મેના તરફ જોયું. આ સમયે દુલારીનું મુખ લાલ થયેલું હતું. ને એ લાલાશમાં નવા ઉગેલા સૂર્યનાં કિરણોની લાલ છટા મળીને બમણી લાલાશ દેખાતી હતી. કાંઇક ગુસ્સાભરી વાણીએ દુલારી બોલી:—" મેના ! તુંજ ગુલામ ભિક્ષુક ને બદશીકલ છે. "

મેના:—" હાં બીજું ? "

દુલારી:—" બીજું સાંભળવા ચાહે છે તો સાંભળ. જેને તું બદશીકલ કહે છે તેના જેવો રૂપાળો પુરૂષ મેં આ જગતમાં બીજો કોઇ જોયો નથી. વળી જેને તું ભિક્ષુક અને ગુલામ કહે છે; તેની આગળ તો મ્હને દિલ્હીનો સમ્રાટ્ પણ તુચ્છ લાગે છે. યાદ રાખજે બાંદી! એ કાફર અને એ ભિક્ષુકજ મ્હારો ખસમ થવાનો છે. એના સિવાય બીજા કોઇને આ નવાબજાદી વરવાની નથી."

મેના મંદહાસ્ય કરી બોલી:—" નવાબજાદી ! તમે પણ યાદ રાખજો કે એ વિવાહ અસંભવિત છે. "

દુલારી:—" શા માટે અસંભવિત છે, ભવિષ્યવેત્તા જોશીરાજ ?"

મેના:—"ફોજદાર તમને ગ્રહણ કરશેજ નહિ. "

દુલારી:—" મ્હને ગ્રહણ નહિ કરે ? બંગાધીશ્વરની એકની એક પુત્રીને ગ્રહણ નહિ કરે! જેનો હાથ પકડવાને દિલ્હીપતિ પણ ટળવળે છે તેને એક દરિદ્ર ફોજદાર ગ્રહણ નહિ કરે ? ત્હારી તો ડાગળી ચસકી ગઇ લાગે છે. "

મેના:—" તમારો ગર્વ એની પાસે ટકવાનો નથી. "

દુલારી:—" હું કોણ છું; એ વાત શું એ ભૂલી જશે ? "

મેનાઃ—" એ વાત એ ભૂલશે નહિ; તોપણ તે તમારા પર પ્રેમ તો નહિજ કરે."

દુલારીઃ—" એક હુકમ કરતાંજ તે ફોજદાર દોડી આવી મ્હારા પગ પાસે આળોટશે."

મેનાઃ—" એકવાર પગ પાસે લાવો તો ખરાં, ત્યારેજ સમજાશે કે મેના સત્યવાદી છે કે અસત્યવાદી ?"

આટલો વાર્ત્તાલાપ થયા પછી દુલારી પોતાની માતા પાસે ગઇ અને પોતાની અભિલાષા જનેતાને જણાવી. બેગમે પોતાની દુહિતાને ઘણી ઘણી સમજાવી. તે કહ્યું કે સેંકડો સુલતાન પુત્રો જેની અભિલાષા કરે છે એવી તું એક સામાન્ય મનુષ્યની અભિલાષા કરે એ શું યોગ્ય છે ? છટ્ છટ્ એવી ગાડી વાત બોલ માં દિલ્હી પતિ સાથે તારા નિકા થાય એવી હુ ગોઠવણુ કરીશ."

દુલારી બોલીઃ—' મા, ઐશ્વર્યમા સુખ છે ખરૂં, તોપણુ પ્રેમમાં જેટલું સુખ છે તેટલું સુખ કશામાં નથી. હું ઐશ્વર્યને જેમ છોડી શકીશ નહિ; તેમ કાલાચાંદને પણુ છોડી શકીશ નહિ. તું જો મારૂં માન નહિ રાખે તો પછી આ જગતમાં બીજું કોણુ રાખશે મા! હું બીજા કોને જઇને કહીશ ? મા ! મ્હારા જીવનને સ્મશાન તુલ્ય કર માં. તારા વિના મ્હારા આંસુ લ્હોનાર જગતમાં બીજું કોણુ છે જનેતા !"

આ વચનો સાંભળી સ્નેહમયી જનનીનું હૃદય પીગળી ગયું. પુત્રીને સ્નેહભાવે ગોદમાં લઇ માતાએ તેનું મુખ ચુમ્બન કર્યું. દુલારી સમજી કે માતાની સંમતિ મેળવવા હવે તે શાક્તિમાન બની છે. નવાબજાદી પોતાની ભૂલ સમજી નહિ. ને હવે મ્હારા કાર્ય સિદ્ધ થશે એવું તેણે માની લીધું. બેગમે મનમાં નક્કી કર્યુ કે જેવી કન્યા સુખી થાય તેમ કરવું.

## પરિચ્છેદ આઠમો.

### લાલસાને ઠોકર.

कान्ताकटाक्षविशिखा न लुनन्ति यस्य
चित्तं न निर्दहति कोपकृशानुतापः ।
कर्षन्ति भुरि विषयांश्च न लोभपाशा
लोकत्रयं जयति कृत्स्नमिदं स धीरः ॥

( પ્રસ્તાવિક. )

ત્યાર પછી કેટલાક દિવસ ચાલ્યા ગયા. દુલારી રોજ પ્રાતઃકાળમાં શય્યાનો ત્યાગ કરી અગાશીમાં જઇ બેસતી; અને કાલાચાંદને નિહાળવા આતુર થઇ રહેતી. કાલાચાંદ પણ પોતાના નિયમ પ્રમાણે રોજ પ્રાતઃકાલમાં બે નોકરો સાથે નદીએ સ્નાન પૂજન કરવા જતો. આ વખતે દુલારી આતુર લોચનોએ કાલાચાંદને નિરખ્યા કરતી. પરંતુ કાલાચાંદ આ વિષે કશું જાણતો નહોતો. એ તો નીચી નજરે ઘેરથી નદી ભણી ને નદીથી ઘરભણી ચાલ્યો જતો.

એક દહાડો કાલાચાંદ સ્નાન કરી, પ્રાતઃ સંધ્યાદિ નિત્યકર્મોથી નિવૃત્ત થઈ પોતાના મકાનભણી વળ્યો. દુલારી સતૃષ્ણ લોચનોએ તેને નિહાળી રહી હતી તેવામાં તેણે આશ્ચર્યકારક બનાવ જોયો. કાલાચાંદ મંદમંદ પગલે ચાલતો પોતાના મકાન તરફ જતો હતો ત્યાં વજીર ખાંજહાન લોદી તેની પાસે આવ્યો; અને કાલાચાંદને નમન કરીને કંઇક બોલ્યો. ઉત્તર આપવાની વાત તો બાજુએ રહી, પણ કાલાચાંદે તેના તરફ દૃષ્ટિપાત પણ કર્યો નહિ. એ તો નીચે પ્રમાણે જગન્નાથનું સ્તવન કરવામાંજ તલ્લીન થયેલો હતો.

दयासिन्धुर्बन्धुः सकलजगतां सिन्धुसुतया
जगन्नाथः स्वामी नयनपथगामी भवतु मे ॥
परब्रह्मापीडः कुवलयदलोत्फुल्लनयनो
निवासी नीलाद्रौ निहितचरणोऽनन्तशिरसि ।
रसानन्दो राधाकरसरपुरालिंगन सुखो
जगन्नाथः स्वामी नयनपथगामी भवतु मे ॥
न याचेऽहं राज्यं न च कनकमाणिक्यविभवं
न याचेऽहं रम्यां सकलजनकाम्यां वरवधूम्
सदाकामं काम्यं प्रमथपतिनो द्गीतचरितो
जगन्नाथः स्वामी नयनपथगामी भवतु मे ॥
दुर्वासना मम सदा परिकर्षयंति
चित्तं शरीरमपि रोगगणा दहंति ।
संजीवनं च परहस्तगतं सदैव
तस्मात्वमेव शरणं मम देवदेव ।
नीचोऽपि पापवलितोऽपि विनिंदितोऽपि
ब्रूया तवाहमिति यस्तु किलैकवारम् ।
तं यच्छसीश ! निजलोकमिति व्रतं ते
तस्मात्वमेव शरणं जगदीश ! देव !

સ્તવનમાં લીન થયેલા કાલાચાંદે જ્યારે કશો ઉત્તર આપ્યો નહિ; ત્યારે વજીરે ફરીવાર નમન કરી તેને કાંઈક કહ્યું, તોપણ કશુંજ જાણતો નહોય તેમ કાલાચાંદ તો સ્તવન કરતો કરતો પોતાના મકાન તરફ ચાલ્યો. એટલે વજીર પણ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. વજીરનો હોદ્દો ફોજદારના હોદ્દા કરતાં ઘણો ઉંચો ગણાતો. અને ધારે તો વજીર સહજમાં ફોજદારને વિપત્તિમાં મૂકી શકે. એજ વજીર આજે

કાલાચાંદને નમન કરતો કરતો પાછળ ચાલે છે એ દેખાવે દુલારીને બહુ આશ્ચર્ય ઉપજ્યુ. એને લાગ્યું કે અહો ફોજદાર કેવો તેજસ્વી છે!

વજીર નવાબને ફરમાને ફોજદારને તેડવા આવ્યો હતો. એટલે ફરમાન સંભળાવ્યા સિવાય પાછો શી રીતે જાય? તે ફોજદારની પાછળ પાછળ ચાલ્યો. સ્તવનમાંથી નિવૃત્ત થતા કાલાચાંદે વજીરની વાત સાંભળી. અને પછી તે વજીરની સાથે નવાબને મળવા ચાલ્યો.

નવાબના મહેલમાં બંને આવ્યા. વૈભવનાં પુષ્કળ સાધનો ભરેલા કેટલાક ઓરડા ઉલ્લંઘન કરતા કરતા તેઓ અંદરના એક ગુપ્ત આવાસમાં આવ્યા. એ ઓરડામાં વિવિધરંગી પુષ્પો અને લતાઓ ભરેલો એક સુંદર ગાલીચો બિછાવેલો હતો. અને તેમાં પાથરેલા મખમલના તકીઆ ઉપર અઢીંગીને નવાબ બેઠેલો હતો. બંનેએ જઇને નવાબને કુરનસ કરી. એટલે નવાબે વજીરને બહાર જવા આજ્ઞા કરી. વજીર બહાર ગયો એટલે નવાબે એક ખોજાને દ્વાર વાસવાની ઈસારત કરી. દ્વાર બંધ કરી ખોજો પણ બહાર ગયો. સુલતાન બોલ્યોઃ—" કાલાચાંદ, બેસો. "

કાલાચાંદ કુરનસ કરી સામે વીરાસને બેઠા પરંતુ આ વખતે એના મનમાં અનેક તર્કવિતર્કો ઉભરાવા લાગ્યા. " મને અહીં નવાબે શા માટે બોલાવ્યા હશે? વળી વજીરને પણ રજા આપી દ્વાર બંધ શા માટે કરાવ્યું હશે? " પરંતુ કાલાચાંદને ઝાઝા તર્કવિતર્કો કરવાનો નવાબે સમય આપ્યો નહિ. તરતજ સ્નેહપૂર્ણ સ્વરે સુલતાને બોલવા માંડયું:—" કાલાચાંદ, તમે ખાનદાન ઓલાદના ફરજંદ છો. તમારા કુટુંબ સાથે અમારા કુટુંબનો સંબંધ ઘણાં વર્ષોથી થતો આવેલો છે. પરંતુ એ સંબંધ જુદી જાતનો હતો. એટલે કે તમારા કુટુંબમાંથી અમે આજલગી કન્યાઓ લીધેલી છે. પરંતુ આજલગી કોઇ નવાબે

વખારા કુટુંબમાં કન્યા આપેલી નથી. મારી ઇચ્છા એવી છે કે હવે એવો સંબંધ જોડવો; અને મારી શાહજાદીને તમારા હાથમાં અર્પવી."

કાલાચાંદ તો આ પ્રસ્તાવથી સ્તબ્ધજ બની ગયો. નવાબ આવો પ્રસ્તાવ કરશે; એ વાત તેણે સ્વપ્ને પણ ધારેલ નહિ. દ્વાર બંધ કરાવ્યું છે તો જરૂર મને અપમાન આપવું હશે, એવું તેણે ક્ષણવાર પહેલાંજ મનમાં ધારેલું હતું. પરંતુ મને પોતાની શાહજાદી આપવાનો નવાબનો વિચાર હશે એવો વિચાર તો તેની કલ્પનામાં પણ ક્યાંથી આવે? પરંતુ કાલાચાંદને વિચાર થયો કે શાહજાદી આપવા કરતાં નવાબે મૃત્યુદંડનું ફરમાન કર્યું હોત તો સારૂં થાત. હવે આ ઉપાધિમાંથી શી રીતે છૂટવું ! એ વિચારમાં પડી કાલાચાંદ મૌનજ રહ્યો.

વળી સુલતાન બોલ્યોઃ–" કાલાચાંદ, તમારા પિતાએ મારા ઉપર જે ઉપકારો કર્યા છે; તે મારાથી કદિ ભૂલાય તેમ નથી. તેમનું પરાક્રમ, તેમનું વીરત્વ. તેમનું બાહુબલ અને તેમનું તેજ મ્હારા હૃદયમાં હજુ પણ તાજાજ છે. તમને જોતાંજ મને વિશ્વાસ ઉપજ્યો છે કે એ પરાક્રમી પિતાનો પરાક્રમી પુત્ર મ્હારો પરમ ઉપયોગી જમાઈ બનશે. હું તમને સુલતાનના જામાતાને શોભે તેવું પદ, સત્તા, જાગીરો ને વૈભવ આપીશ. મ્હેં હજુ લગી લગ્ન કરવાનો દિવસ નક્કી કર્યો નથી તોપણુ થોડા દહાડામાંજ એ શુભ દિવસ ચોક્કસ કરી તમને જણાવીશ. બસ, મ્હારે તમને આજ હકીકત કહેવાની હતી તે કહી છે. હવે તમારે જવું હોય તો બેલાશક જઇ શકશો."

કાલાચાંદ ઉઠી ઉભો થયો, પણ એ ઓરડો છોડી ગયો નહિ.

સુલતાનઃ—" કેમ, તમારે કાંઇ કહેવાનું છે?"

કાલાચાંદઃ—" જહાંપનાહની દયા અને અનુગ્રહનો પાર નથી.

જહાંપનાહને ફરમાને આ દાસ હસતાં હસતાં પોતાનો જાન પણ કુરબાન કરી શકે; પરંતુ "...

સુલતાનઃ—" પરંતુ શું ? '

કાલાચાંદઃ—માફ કરશો જહાંપનાહ ! હું વિવાહ કરી શકીશ નહિ."

સુલતાનઃ—" કરી શકશો નહિ ? કેમ ? "

કાલાચાંદઃ—" હું પરણેલો છું. "

સુલતાનઃ—" બસ એજ હરકત ના ? એમાં શું ? તમે ખુશીથી એનો ત્યાગ કરી શકશો. "

કાલાચાંદઃ—" મ્હારે બે સ્ત્રીઓ છે. તેમાંથી એકનો તો ત્યાગ કરેલો છે; પણ આ ખોળીઆમાં જીવ છે ત્યાં લગી બીજીનો ત્યાગ કરી શકીશ નહિ."

સુલતાનઃ—" શા માટે ? "

કાલાચાંદઃ—" એ નિરપરાધી છે. "

સુલતાનઃ—" સારૂં, એ નવાબજાદીની બાંદી થઇ રહી શકશે."

કાલાચાંદઃ—" બીજી પણ એક હરકત છે જહાંપનાહ ! "

સુલતાનઃ—" હરકત ? સારૂં બોલો. ફોજદાર સાહેબની હરકતો પણ સાંભળી લઉં. "

કાલાચાંદઃ—" જહાંપનાહ ! હું હિંદુ છું. "

સુલતાનઃ—" એ તો હું પણ જાણું છું. પરંતુ મ્હારે ફરમાને ભોલાં તમને નેક અને પાક ઇસ્લામ ધર્મમાં લઇ શકશે. "

કાલાચાંદઃ—" પરંતુ આખી પૃથ્વીનું ઐશ્વર્ય મળે તોપણ હું ધર્મનો ત્યાગ કરી શકીશ નહિ. "

પહેલેથીજ સુલતાનના હૃદયમાં જરાક ક્રોધનો સંચાર તો થયેલો હતો. પરંતુ આટલી વાતચિત પછી તે ક્રોધ વૃદ્ધિંગત થયો. હવે

સુલતાન ક્રોધને કાબુમાં રાખી શક્યો નહિ. તે ગર્જના કરી બોલ્યો:-
"શાહજાદીને માટે પણ નહિ ?"

કાલાચાંદ:—"ના જહાંપનાહ !"

સુલતાન:—"તું મોત માગે છે ?"

કાલાચાંદ:—"સુલતાન ! મ્હને ભય દેખાડવાનું પ્રયોજન નથી. હું મૃત્યુની સજા માથે ચડાવવા તૈયાર છું. જે આપની પ્રજા છે એટલુંજ નહિ પણ જે આપનો આજ્ઞાધીન નોકર છે તેને ભય દેખાડવાની આવશ્યકતા શી ?"

કશો ઉત્તર ન આપતાં નવાબ કેટલીકવાર મૌન ધારણ કરી રહ્યો તે મનમાં મનમાં વિચારવા લાગ્યો કે "મ્હેં શાહજાદીની આ માણસ સાથે શાદી કરવાની વાત કરી તે ઠીક કર્યું નહિ. અને જો વાત કરી તો તે કામ પૂરૂં કરવું જોઇએ. જો કરેલી વાત પ્રમાણે ન થાય તો કુળની આબરૂ રહે નહિ. શું એક ક્ષુદ્ર કાફર શાદી કરવાની ના પાડી શાહજાદીનું અને નવાબનું અપમાન કરે ? કદિ નહિ. જો વાત કરી તો ફોજદાર સાથે શાહજાદીની શાદી કરાવે છૂટકો. નહિ તો કોઇ ન જાણે તેમ મારાને હાથે અથવા જલ્લાદને હાથે ફોજદારનો જીવ લીધે છૂટકો. આવા આવા વિચારોના સમુદ્રમાં નવાબ ગળકાં ખાવા લાગ્યો. એણે છેલ્લે મનમાં શો નિર્ણય કર્યો એ તો જણાયું નહિ. તોપણ થોડીવાર રહી તે બોલ્યો.

નવાબ:—"જો શાહજાદી હિંદુ ધર્મ ગ્રહણ કરે તો ?"

કાલાચાંદ:—"તોપણ હું તેને ગ્રહણ કરી શકીશ નહિ."

નવાબ:—"કારણ ?"

કાલાચાંદ:—"જે રમણીને હું ચહાતો નથી તેને હું ગ્રહણ કરી શકું નહિ."

આ ઉત્તર સાંભળી નવાબ સ્તબ્ધ બની ગયો. આવી વાત પોતાને મોઢે કોઇ કહેશે એવું તેણે કદિપણ ધારેલું નહોતું. તેના મનમાં વિચાર ઉપજ્યો કે કાલાચાંદ બધો મર્મ સમજી ગયો છે. દુલારી બીબી તેને ચાહે છે. અને તેણે પોતાના પિતા મારફત આવી યાચના કરાવી છે. એ કાલાચાંદ સમજી ગયો છે. ને તેથીજ તે શાહજાદીનું તથા મારૂં અપમાન કરે છે. આ વિચારે તેનો ગર્વ ખંડિત થઇ ગયો. ગર્વ ખંડિત થતાં તેના મનમાં તિરસ્કાર ઉપજ્યો. અને ફણા ઉપર ફટકો મારતાં ઝેરી નાગ જેમ ક્રોધી બને છે, તેમ ક્રોધ પરવશ બની નવાબ બોલ્યો:—"ફોજદાર! એક બાજુ બંગાલાનું ઉંચામાં ઉંચું રાજ્યપદ છે ને બીજી બાજુ મૃત્યુદંડ છે. હવે એમાંથી શું પસંદ કરવું છે?"

કાલાચાંદ:—"મૃત્યુદંડ, મૃત્યુદંડ, હજારવાર મૃત્યુદંડ."

નવાબ:—"સારૂં તેજ મળશે. પણ આ છેલ્લોજ નિશ્ચય છે?"

કાલાચાંદ:—"નવાબ! સાંભળો. હું આપની નોકરી કરવા આવ્યો હતો. ને લોહીનું છેલ્લામાં છેલ્લું બિંદુ આપીને પણ આપની નોકરી કરત પરંતુ હવે મ્હારી નોકરી કરવાની તક ગઇ છે. એટલે હવે આપની તરવાર આપને પાછી સોંપું છું."

આટલું બોલી કાલાચાંદે મ્યાનમાંથી તલવાર તાણી નવાબના ચરણ પાસે મૂકી અને બોલ્યો. "આ મારૂં શરીર તથા જીવન આપનાં છે. તે આપ લઇ શકશો. પરંતુ મારા મન ઉપર તથા ધર્મભાવ ઉપર આપનો કોઇ રીતે અધિકાર ચાલવાનો નથી. નવાબ સાહેબ! એજ મ્હારો છેલ્લો નિશ્ચય છે."

નવાબ:—"જાઓ, આ વિષે વિચાર કરવાની તમને બે અઠ-

વાડીઆની તક આપવામાં આવે છે. ત્યાર પછી તમારો છેલ્લો નિશ્ચય સાંભળીશ. હમણાં તમે તરવાર પાછી ગ્રહણ કરો. "

કાલાચાંદઃ—" ના સાહેબ, હવે આપનું વધારે દાસત્વ કરવું નથી."

આટલું બોલી નમન કરી કાલાચાંદ ત્યાંથી ચાલતો થયો. સુલતાન તો સ્તબ્ધ થઇ જ્યાં બેઠો હતો ત્યાંજ બેસી રહ્યો. એ મનમાં મનમાં વિચારવા લાગ્યો કે " આજના પ્રસંગમાં મ્હારો પરાજય થયો છે એ સત્યવાત છે; તોપણ આવા માણસના હાથમાં કન્યા સોંપવામાં આવે તો અયોગ્ય પુરુષને કન્યા આપી છે એમ તો નજ કહેવાય અહા! આ પુરુષનું કેટલું તેજસ્વીપણું તથા કેટલો ગર્વ! ખરે આ માનવા નળી; પણ સાક્ષાત્ અગ્નિનોજ તણખો છે!. પચાશ પચાશ વર્ષ થયાં હું મનુષ્યોના સ્વભાવો જો તો આવ્યો છું, તોપણ કાલાચાંદના જેવો ન્યાયી, તેજસ્વી અને વિશ્વાસુ નોકર મેં ક્યાંઇજ જોયો નથી. આ પૂતળું તો અદ્વિતીયજ છે. પરંતુ અફસોસની વાત છે કે તેને ઉત્તેજન ન આપતાં જલ્લાદને હાથે સોંપવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. "



પરિચ્છેદ નવમો.

## બુનાની સહાનુભૂતિ

यासां नाम्नापि कामः स्यात्संगमं दर्शनं विना ।
तासां दृक्संगमं प्राप्य यन्न द्रवति कौतुकम् ॥

× × × × × ×

वचोभि रीर्ष्या कलहेन लीलया
समस्तभावैः खलु बन्धनं स्त्रियः ॥

( ભર્તૃહરિ. )

કાલાચાંદઃ—" ખૂના ! "

ખુનોઃ—" શી આજ્ઞા છે પ્રભુ ? "

કાલાચાંદઃ—" હવે મ્હારૂં અંજળદાણો પૂરું થયું ? "

ખુનોઃ—" કયાંનું ? અહીંનું ? "

કાલાચાંદ;—" અહીંનુંજ નહિ, પણ આ સંસારનું. "

હવે ખુનો કાલાચાંદનાં વચનોનો મર્મ સમજ્યો. ખુનો જાણતો હતો કે કાલાચાંદ મશ્કરીમાં પણ કદિ જૂઠું બોલતો નથી. તેનાં વિશાળ નયનો આંસુથી છલકાયાં. તે પોતાનાં જળ ભરેલાં લોચનો કાલાચાંદના મુખારવિંદ ઉપર સ્થાપી બેઠોજ રહ્યો.

કાલાચાંદઃ—" ખુના ! ત્હને મ્હારે સુખે સુખ અને મ્હારે દુઃખે દુઃખ થાય છે તે હું સારી રીતે સમજું છું. આ વિશાળ વિશ્વમાં માત્ર તું અને મારી માતા સિવાય મ્હારે માટે રડનારૂં બીજું કોઇજ નથી. ખુના ! નવાબે મને પ્રાણદંડની સજા કરી છે. "

આ સાંભળી ખુનાનું આખું શરીર કંપી ઉઠયું. તે બોલ્યો " આપનો અપરાધ શો ? " બોલતાં બોલતાં ખુનાનો કંઠ ગદ્‌ગદિત થયો હતો.

કાલાચાંદઃ—" અપરાધ ગંભીર છે. એ પોતાની પુત્રી મ્હારા હાથમાં સમર્પણ કરવા ઉત્સુક છે; પણ હું ગ્રહણ કરવા અસંમત છું. મ્હારી આવી ધૃષ્ટતાને લીધે તેણે મને પ્રાણદંડની સજા કરી છે. "

ખુનો તરત કશું બોલી શક્યો નહિ. વાર્ત્તાનો બધો મર્મ તે સમજી ગયો. ને પછી તે ચિન્તાના સાગરમાં પડી ગયો. પોતાનાં બંને લોચનો નીચાં ઢાળી કેટલીકવારે તે બોલ્યો " આપે શા માટે અસંમતિ બતાવી ? "

કાલાચાંદઃ—"હું સમ્મતિ આપી શકુંજ નહિ ખુના !"

ખુનોઃ—"મ્હેં સાંભળ્યું છે કે આપને બે સ્ત્રીઓ છે માટે?"

કાલાચાંદઃ—"હા, હવે વળી મુસલમાનડી સાથે વિવાહ કરવો ?"

ખુનોઃ—"પણ તેજ જો હિન્દુ થાય તો?"

કાલાચાંદઃ—"તોપણ હિંદુ સમાજ તેને સ્વીકારશે એવો સંભવ નથી."

ખુનોઃ—"અને કદિ હિંદુ સમાજ સ્વીકાર તો?"

કાલાચાંદઃ—"તોપણ હું લગ્ન કરી શકીશ નહિ."

ખુનોઃ—ક્ષમા કરી મ્હને તેનું કારણ સમજાવશો?"

કાલાચાંદઃ—"જે સ્ત્રી પોતેજ યાચક બની પુરુષનો પ્રેમ યાચે છે; તેની સાથે લગ્ન કરવાને હું ચ્હાતો નથી. એવી સ્ત્રી ઘર કે જીવન સાચવવાને લાયક નથી.

ખુનો નિરુત્તર રહ્યો કારણકે કાલાચાંદની વાત ખોટી નહોતી. પરંતુ અત્યારે સાચું ખોટું જોયે ચાલે તેવું નહોતું. અત્યારે તો પ્રભુની જીવનરક્ષા કરવાની હતી. એટલે હવે કાલાચાંદનું જીવન શી રીતે બચે ? એ પ્રકારની ચિંતાના વારિધિમાં ખુનો પડયો.

હવે કાલાચાંદ પત્ર લખવા બેઠો. તેણે બે પત્રો લખ્યા. એક પત્ર પોતાની માતાને લખ્યો. બીજો ગદાધરને લખ્યો. ગદાધરના પત્રમાં છેલ્લે લખ્યું કેઃ—

"ભાઇ ગદાધર! મ્હારો સંદેહ દૂર થયો છે મ્હને તું ક્ષમા આપજે હું આ પૃથ્વી છોડીને પ્રયાણ કરૂં છું; એટલે હવે ફરી મળવાનો સંભવ નથી. તો મ્હારી દુઃખિણી માને મા કહી બોલાવી મારી ખોટ પૂરજે. અને જો મળી શકાય તો બિચારી અભાગિણી ભૂપબાલાને મળી ધીરજ આપજે."

બંને પત્રો લખી એક માણસ સાથે રવાના કર્યાં. બંને પત્રો ક્યાં ક્યાં લખાયા ? એ વાત જાણતાં ખૂનો આશ્ચર્ય પામ્યો. એટલામાં દાદરા ઉપર કોઈની મોજડીઓનો અવાજ સંભળાયો. આથી વિસ્મિત થઇ ખૂનો કાલાચાંદ સામે જોઈ રહ્યો.

પોતાની મેડીને ઉપલે માળે કાલાચાંદે કોઇને આવવાની રજા આપેલી નહોતી. ને રજા લઇને જે ઉપરે આવે તે પણ જોડા પહેરીને તો નહિજ. છતાં જોડાનો ચમચમ અવાજ કરતું દાદરા ઉપર કોણ ચડે છે ? તે જોવાને ખૂનો દાદરા તરફ ચાલ્યો. જોયું તો યૌવન કાળને રૂપે પ્રફુલ્લિત થયેલી એક રમણી મોજડીઓ પહેરી જોશભેર દાદરા ઉપર ચડે છે ! પહેલાં કદિ પણ ખૂનાએ આ રમણીને જોયેલી નહોતી; તેથી તે તેને ઓળખી શકાયો નહિ. એટલે વિસ્મિત થઇ તે સ્થંભી ગયો. પેલી મોજડીઓ પહેરી આવેલી મુસલમાન જાતિની રમણીએ ખુના તરફ તો દૃષ્ટિપાત પણ કર્યો નહિ. પરંતુ કાલાચાંદ ભણી જોઇને તે સ્ત્રી બોલીઃ—" સલામ ફોજદાર સાહેબ ! મિજાજ શરીફ ! "

કાલાચાંદે એ સ્ત્રીને ઓળખી એ સ્ત્રી નવાબપુત્રીની બાંદી મેના હતી. કચેરીમાં ઉદ્ધતાઇ બતાવવાથી કાલાચાંદે એકવાર તેનો તિરસ્કાર કરેલો હતો. મેનાને જોતાં કાલાચાંદ નારાજ થયો. ને બોલ્યોઃ—"અહીં શામાટે આવી છે ? "

મેનાઃ—" આમ શું બોલો છો સાહેબ ? આપની કમરે તરવાર કેમ નથી. "

કાલાચાંદઃ—" મ્હેં નોકરીનું રાજીનામું આપેલું છે. "

મેનાઃ—" શામાટે ? "

કાલાચાંદઃ—" એ વાત ત્હારે સાંભળવાની જરૂર નથી. "

આ જવાબ સાંભળી મેના મ્હાત થઈ ગઈ, તોપણુ એ વિષે મનમાં ન લાવતા બોલી:—" હું હમણા શાહજાદી પાસે જાઉંછું, અને તેમને જણાવું છું કે તમારી નોકરી તૂટી ગઈ છે; તો એ તમને આ-જેજ મંત્રી પદે નીમાવશે. "

કાલાચાંદ તિરસ્કાર પૂર્ણ સ્વરે બોલ્યોઃ—" અને તેને એમ પણ કહી દે જે કે આ કાલાચાંદ કોઇની કૃપાનો ભિખારી નથી. "

મેના કાંઇક બોલવા જતી હતી, પણુ આ વચન સાંભળી તે ચકિત થઈ ગઈ. તો પણુ છેલ્લે બોલી:—"મ્હારે એ વાત જાણુવાની જરૂર નથી. મ્હને તો સુલતાનાએ જે કહેવરાવ્યું છે તેજ કહેવા આવી છું. સાંભળો. બેગમસાહેબે સાંભળ્યું છે કે આપ હમેશાં દેવપૂજા કરોછો. એથી તેમને આપ ઉપર શ્રદ્ધા અને ભક્તિભાવ ઉપજ્યાં છે. તેમણે કહેવરાવ્યું છે કે અમારા બગીચામાં રોજ ઘણાં સુંદર પુષ્પો ખીલી વૃથા કરમાઇ જાય છે. પરંતુ ફોજદાર સાહેબ જો એ પુષ્પો લઈ જઇ દેવને ચડાવે તો ફૂલોનો જન્મ પણુ સફળ થાય અને શાહજાદી તથા બેગમસાહેબ ઉપર પણુ ઉપકાર થયો ગણાય.

દેવસેવા નિમિતે પુષ્પો મેળવવાનો લોભ કાલાચાંદ રોકી શકયો નહિ. જો કોઇએ તેને મણિ માણિકય લેવા આવવાનું આમંત્રણ કર્યું હોય તો કાલાચાદ અવશ્ય એ આમંત્રણને ધિક્કારી કાઢત. પણુ દેવ પૂજામાટે પુષ્પો લેવાનું મધુર આમંત્રણ ! એ આમંત્રણનો ધિક્કાર શી રીતે થાય ? કાલાચાંદ સહજ આનાકાની કર્યા પછી સુલતાનાના આ-મંત્રણને સંમત થયો.

બીજે દહાડે કાલાચાંદ બગીચામાં પુષ્પો લેવા ગયો. જોયું તો દ્વારપાસે એકે પ્રતિહારી નહોતો. અને બગીચાનું દ્વાર ખુલ્લું હતું. બગીચામાં એક પણુ માણુસ નહોતું. કાલાચાંદે અતિ આનંદે સુંદર

સુંદર પુષ્કળ પુષ્પો ચૂટયાં ને પછી નદીતીરે જઈ પ્રસન્નમને દેવપૂજા કરી પુષ્પો ચડાવ્યાં. બીજે દહાડે પણ કાલાચાંદે બગીચામાં કોઇને જોયું નહિ. પરંતુ ત્રીજે દહાડે તેણે એક અપૂર્વ દશ્ય દીઠું. પુષ્પોથી લચી રહેલી એક કુંજ નીચે કાલાચાંદે પુષ્પોથી પણ અત્યંત કોમળ નવલ યૌવને છલકાઇ જતી એક કિશોરીને જોઈ! એ કિશોરી ઉભી ઉભી ઉદય પામતા બાલસૂર્યને નિહાળતી હતી! એ કિશોરીનાં લલિત અંગ-પ્રત્યંગો પુષ્પોનાં આભરણો વડે શોભતાં હતાં. અને એ શોભામાં, બાલરવિનાં સોનેરી કિરણો વૃદ્ધિ કરતાં હતાં. કાલાચાંદ આ વિશ્વમોહિની લલના ભણી ક્ષણવાર જોઇ રહ્યો. ત્યારપછી નિઃશબ્દ પગલે તેણે તે સ્થાનનો ત્યાગ કર્યો.

ચોથે દહાડે કાલાચાંદ પુષ્પો ચૂટવા ગયો નહિ. પાંચમે દહાડે ફરી તે બગીચામાં ગયો. ને તેણે ધાર્યું કે આજે બગીચામાં કોઇ હશે નહિ. તેણે સુંદરસુરભિવાળાં પુષ્પોનો પુષ્કળ સંચય કર્યો; પરંતુ જ્યારે તે બગીચામાંથી પાછો વળ્યો ત્યારે તેણે પાસેની લતાકુંજપાછળથી નીચે પ્રમાણે સુંદર સ્વર સાંભળ્યો.

" શું આપજ ફોજદાર સાહેબ છો ? "

કાલાચાંદ ચમકી ઉભો રહ્યો. તેણે ચારે બાજુ દ્રષ્ટિપાત કર્યો. પણ કોઇને જોયું નહિ. એટલે આ અવાજ કયાંથી આવ્યો ? તે તપાસવા સારૂ બેચાર ડગલા આગળ ચાલ્યો. તો પાછળથી કોઇનો અવાજ સાંભળ્યો. કાલાચાંદે પાછા ફરીને જોયું તો લતાકુંજના દ્વારમાં એજ ભુવન મોહિની કિશોરીને તેણે ઉભેલી દીઠી, કાલાચાંદ સમજી ગયો કે એ રમણીજ સુલતાનની પુત્રી છે.

કાલાચાંદઃ—" આપનું શું ફરમાન છે શાહજાદી ? "

શાહજાદીઃ—" આપે મને શી રીતે ઓળખી ફોજદાર સાહેબ?"

કાલાચાંદઃ—" અનુમાનથી "

શાહજાદીઃ—" મ્હારૂં રૂપ જોઇને ?"

કાલાચાંદઃ—" આપનું રૂપ કેવું છે તે મ્હેં જોયેલું નથી શાહજાદી ?"

આટલું બોલી કાલાચાંદે તે ઉદ્યાનનો ત્યાગ કર્યો. શાહજાદી તો ચિત્ર પ્રતિમાની પેઠે જ્યાં હતી ત્યાંજ સ્થિર થઇ ગઇ. કાલાચાંદનો દૃઢ નિશ્ચય અને મનોનિગ્રહ શાહજાદીને અપૂર્વ લાગ્યો. અને તેથી શાહજાદીના મનમાં બહુજ ઉંડી અસર થઈ.

ત્યારપછી ચારપાંચ દહાડા પછી કાલાચાંદ ઉદ્યાનમાં પુષ્પો ચૂંટવા ગયો. જોયું તો ઉદ્યાનનું દ્વાર વાસેલું, ને તે પાસે પ્રહરી ઉભેલ ! પરંતુ કાલાચાંદ દ્વાર પાસે આવતાંજ પ્રહરીએ ઉતાવળે દ્વાર ખોલી નાંખ્યું ને તે સલામ કરી ચાલતો થયો.

કાલાચાંદ ઉદ્યાનમાં ગયો, ને જોયું તો થોડે છેટે લતાકુંજમાં તવાળપુત્રી ભોંયતળીએ કઠિન મૃતિકાઉપર અશ્રુપાત કરતી કરતી આમતેમ આળોટતી પડેલી છે ! કાલાચાંદ એ દેખાવ જોઇ ચમકી ઉભો રહી ગયો. એકવાર એણે એ છિન્ન લતિકા તરફ જોયું; પણ તે ક્ષણમાત્રજ ! બીજીજ ક્ષણે તેણે તે ઉદ્યાનનો ત્યાગ કર્યો. ત્યારપછી કદિ તેણે એ ઉદ્યાનમાં પગ મૂક્યો નહિ.

બરાબર બે અઠવાડીઆ પછી નવાબે કાલાચાંદને બોલાવ્યો. ને તે પહેલાં બોલાવ્યો હતો તેજ ઓરડામાં. નવાબ પણ પહેલાંના જેવોજ દૃઢનિશ્ચયવાન બની બેઠો હતો. નવાબે કાલાચાંદ ભણી સ્થિરનજરે જોઇને પૂછ્યું:—" કેમ ફોજદાર સાહેબ ! શો નિશ્ચય કર્યો ?"

કાલાચાંદઃ—" સુલતાન ! મ્હારો નિશ્ચય તો હું પહેલેથીજ જણાવી ચૂક્યો છું. સોવર્ષે પણ તેમાં ફેરફાર થવાનો નથી. "

નવાબઃ—" ત્યારે પ્રાણુદંડ ગ્રહણુ કરવા તૈયાર છે?"

કાલાચાંદઃ—" રક્તપિપાસુ સુલતાન! હું તો સદાકાળ તૈયારજ છું."

નવાબઃ—" શું હું રક્તપિપાસુ છું ?"

કાલાચાંદઃ—" હજારવાર. "

નવાબઃ—" વિચારીને ઉચ્ચાર થવો જોઇએ ફોજદાર !"

કાલાચાંદઃ—" જે મરવા તૈયાર છે તેને ભય શો દેખાડો છો સુલતાન ?"

નવાબઃ—" શૂળીએ ચડીને મરવું પડશે ફોજદાર!"

કાલાચાંદ;—" સુલતાન! મ્હેં તમારૂં શું બગાડ્યું છે કે મ્હારા જીવનના પ્રારંભમાંજ મ્હને હણવા ત્હમે કેડ બાંધી છે ? મ્હને માર્યા વિના શું ત્હમારૂં રાજ્ય નભશે નહિ કે? મ્હને માર્યા સિવાય ત્હમારો સંસાર ચાલશે નહિ કે? અને મ્હને હણ્યા સિવાય ત્હમારો ધર્મ રહેશે નહિ કે ? મ્હેં ત્હમારું કાંઈપણ અહિત કયારે કર્યું છે? મ્હે ત્હમારા ક્રિયા કામમાં ગફલત કરી છે ? મ્હેં ત્હમારી આજ્ઞાનું કયારે ઉલ્લંઘન કર્યું છે ? કે મ્હને આ જગતમાંથી દૂર કરવા ત્હમે તૈયાર થયા છો? મ્હને હણ્યા સિવાય ત્હમારો રાજધર્મ અને મનુષ્યધર્મ સચવાશે નહિ કે ?"

આ વચનો સાંભળી સુલતાનનુ હૃદય કંપી ઉઠયું. તે નિરુત્તર રહ્યો. તે સમીપની બારીમાંથી નીલ આકાશ તરફ જોઈ વિચારમાં પડયો. કેટલીકવારે કાલાચાંદભણી જોઇને સુલતાન બોલ્યો;—" મરવામાં બીક લાગે છે ફોજદાર ?"

કાલાચાંદઃ—" ભય એટલે શું? એ વાત હજુલગી આ કાલાચાંદ સમજતો નથી. સંસારનું કશું પણ બંધન કાલાચાંદને છેજ નહિ. તેમ તેને માટે જગતમાં રોનારૂં પણ કોઇ છે નહિ ? તો જીવવાની અભિલાષા તે કોના માટે કરે ? વળી તમારા જેવા અન્યાયી અને

અત્યાચારી સુલતાનનું દાસત્વ કરવા કરતાં મરી જવું એ તો હજારગણું ઉત્તમ છે..સુલતાન! તમારા જલ્લાદને જલ્દી બોલાવો. હું તો તૈયારજ છું."

સુલતાનનું માથું આ સાંભળી નીચું નમી ગયું. તે નીચું મોં રાખીનેજ બોલ્યો "ફોજદાર! હજુ પણ વિચાર કરવાનો વખત છે. બંગાલાના નવાબનું અપમાન કરવાનું નથી."

કાલાચાંદઃ—"અને મ્હારો પણ વિચાર કરવાનો નથી."

એટલામાં દ્વારની પછવાડે ઉભેલી દુલારી એકદમ ત્યાં દોડી આવી. અને પિતાના ચરણમાં આળોટી પડી તથા ગદ્‌ગદિત કંઠે બોલીઃ— "પિતાજી! ફોજદારને છોડી મૂકો. હવે હું એના સાથે શાદી કરવા ચહાતી નથી."

આ સાંભળી સુલતાન નારાજ થઇ ગયો. ક્ષણવાર પહેલાં પાદશાહના અંતઃકરણમાં જે દુર્બળતા અને કરૂણાનો ઉદય થયો હતો તે હવે અંતર્ધાન થઇ ગયાં.

સુલતાન માથું ઉંચું કરી દઢસ્વરે બોલ્યોઃ—"તું શાદી કર અથવા ન કર એ જૂદી વાત છે તોપણ જે પ્રજા કે નોકર સુલતાનના ફરમાનનું ઉલ્લંઘન કરે તેને તો સજા કરેજ છૂટકો."

પિતાના ચરણો મૂકી દઇ સુલતાન તનયા ઉભી થઇ; ને બોલીઃ— "તો મને પણ એની સાથે વિદાય આપો."

આ સાંભળતાં નવાબ ક્રોધે લાલચોળ બની ગયો. ને બોલી ઉઠયો. "ઠીક છે, એમ પણ કરીશ. પરંતુ મ્હારા ફરમાનનું ઉલ્લંઘન થવા દઇશ નહિ."

દુલારી બોલીઃ—"બહુ સારૂં પિતા! બહુ સારૂં સુલતાન સાહેબ! તો હવે મ્હારે પણ હીરા મોતીનાં આભરણોની આવશ્યકતા નથી. તમારી વસ્તુઓ તમે પાછી લ્યો.

આટલું બોલી દુલારી પોતાના શરીર ઉપરનાં આભરણો એકે એકે કાઢી પિતાના ચરણો પાસે મૂકવા લાગી. આભરણો ઉતાર્યા પછી તરતજ તે ઓરડો છોડી ચાલી ગઈ.

સુલતાનનું માથું ફરી નીચું નમ્યું. ફરીવાર કરુણાએ આવી સુલતાનના હૃદયને કબજામાં લીધું તે માથું નીચું રાખીનેજ બોલ્યોઃ— "ફોજદાર સાહેબ ! જે માણસ મ્હારી પુત્રીનું અપમાન કરે. વળી મ્હારા ફરમાનનું ઉલ્લંઘન કરે તેને કોઇ રીતે જીવનદાન આપી શકાય નહિ. એ માણસ જો જીવતુ હોય તો પછી સુલતાનનું સિંહાસન કંટકમય બને છે. પરંતુ કાલાચાંદ, મ્હને ત્હમારાપર ખરેખર કાંઇક દયા—કાંઇક સ્નેહ."

કાલાચાંદ વચ્ચેજ બોલી ઉઠયોઃ—"આપ કરો છો તે યોગ્યજ કરો છો સુલતાન ! મ્હારી ભૂલ હું હવે સમજ્યો છું. ને આપને અંતઃકરણથી ક્ષમા આપું છું."

વળી દુર્બળતાએ આવીને સુલતાનના હૃદયમાં આધિપત્ય કર્યું. ને તે બોલ્યોઃ—"કાલાચાંદ, મ્હારો આગ્રહ છે, મ્હારી પ્રાર્થના છે કેઃ—

કાલાચાંદઃ—"ક્ષમા કરો સુલતાન!"

સુલતાનઃ—"મ્હારી યાચના છે કે—"

કાલાચાંદઃ—"જનાબ! હવે મ્હને વધારે શરમાવો માં."

વળી નવાબના હૃદયમાંથી વિદાય થવાને દુર્બળતાએ ગાંસડાપોટલાં બાંધવા માંડયાં. અને તેની સખી કરુણાએ પણ તેનું અનુકરણ કરવાનો અભિલાષ કર્યો.

નવાબઃ—"કાલાચાંદ, તમે જે ચાહો તે આપવા હું તૈયાર છું, બોલો."

કાલાચાંદઃ—"આખા બંગાલાની સલ્તનત આપો તોપણ હું એ કામ કરી શકીશ નહિ."

નવાબઃ—"શામાટે નવાબજાદીને ગ્રહણ કરવાને તમે અસંમત છો તે કહો જોઇએ ?"

કાલાચાંદઃ—"હું પહેલાંજ કહી ગયો છું કે જે સ્ત્રીને હું ચ-હાતો ન હોઉં તેને હું ગ્રહણ કરી શકીશ નહિ."

હવે નવાબના હૃદયમાંથી દુર્બળતા તથા કરુણાએ પોતાનાં ગાંસડા પોટલા ઉઠાવીને પ્રસ્થાન કર્યું. અને હવે નવાબે જલ્લાદને બોલાવ્યો.

જે ઠેકાણે બીજા ગુન્હેગારોનો વધ કરવામાં આવતો હતો તે ઠેકાણે કાલાચાંદને લઇ જવામાં આવ્યો નહિ. કેમકે તે સ્થળે લઇ જાય તો ઘણા લોકો જાણી જાય, અને નવાબપુત્રીને લાંછન લાગે. માટે વિશાળ પાદશાહી મહેલના એક એકાંતભાગમાં ગુપ્ત રીતે કાલા-ચાંદનો વધ કરવાનું ઠરાવવામાં આવ્યું. અને થોડીવારમાંજ ત્યાં બે જલ્લાદો તથા પાદશાહનો એક વિશ્વાસુ સિપાઇ આવી કાલાચાંદને લઇ આવ્યો. સુલતાન ત્યાં ગયો નહિ.

કાલાચાંદ વધ્યભૂમિમાં આવ્યો તેના મુખારવિંદ ઉપર લેશ પણ શોકની છાયા દેખાતી નહોતી. એકવાર તેણે આકાશ સામું જોયું. અને હાથ જોડી ઉચ્ચસ્વરે કહ્યું:—"ભગવન્! તમારી ઇચ્છા પૂર્ણ થાઓ. મ્હને એમાં લેશ પણ દુઃખ નથી પ્રભો !"

જલ્લાદઃ—"તૈયાર થઇ જા."

કાલાચાંદઃ—"જલ્લાદ ! મ્હને બાંધવાની જરૂર નથી. હું પોતે નીચું મસ્તક કરી બેસું છું, અને સુલતાનનું ફરમાન માથે ચડાવું છું."

જલ્લાદઃ—"તો સારી વાત, તું બંને ઘુંટણભેર બેસી માથું નીચું રાખ."

જલ્લાદની આજ્ઞા પ્રમાણે કાલાચાંદ સ્થિર થઇને બેઠો. જલ્લાદે ખડ્ગ ઉપાડયું. પણ સિપાઇની આજ્ઞા મળેલી નહોતી તેથી આજ્ઞા મળવાની રાહ જોઈ તે સિપાઇ સામું જોઇ ઉભો.

એટલામાં એક ઉન્માદિની યુવતી દોડી આવી ખડ્ગ તથા કાલાચાંદની વચ્ચે ઉભી રહી. આ જોઇ જલ્લાદ સ્તબ્ધ બની ગયો.

જલ્લાદઃ—" તું કોણ છે ? "

ઉન્માદિની યુવતીઃ—"હું કોણ છું ? તે પછી જણાશે. જલ્લાદ, પહેલાં તું મ્હારો વધ કર, પછી ફોજદારને હણજે. "

જલ્લાદઃ—" તું આઘી ખસ. પહેલાં એનોજ વધ કરવાનો હુકમ છે. "

ઉન્માદિનીઃ—" હું જીવું છું; ત્યાં લગી કોઇ માણસ ફોજદારનો વધ કરી શકશે નહિ. "

જલ્લાદઃ—" તો તું પણ એની પાસે બેસ. હું એક સાથે બંનેનાં માથાં ધડથી જૂદાં કરીશ. "

પેલી ઉન્માદિની રમણી કાલાચાંદની પાસેજ ઘુંટણભેર બેઠી. કાલાચાંદે એ ઉન્માદિની યુવતીને ઓળખી. જે દુલારીનો કાલાચાંદે તિરસ્કાર કર્યો હતો, તેજ અત્યારે જલ્લાદનું ખડ્ગ ગળા ઉપર લેવા આવી હતી ! કાલાચાંદે જોયું તો અત્યારે દુલારીના શરીર ઉપર એક પણ અલંકાર નહોતો. તેમ પહેલાંના જેવાં મૂલ્યવાન વસ્ત્રો પણ નહોતાં. માત્ર સફેદ સાદાં લુગડાંજ તેના શરીર ઉપર હતાં. એ સફેદ વસ્ત્રોની અંદરથી દુલારીનું રૂપ જાણે ઉભરાઇ નીકળતું હતું. કાલાચાંદ એક ક્ષણ માટે તેના તરફ નિહાળી રહ્યો. એને લાગ્યું કે દુલારીનું રૂપ આજ લગી અલંકારોમાં ઢંકાઇ ગએલું હતું.

કાલાચાંદઃ—" નવાબ પુત્રી ! તમે દૂર ખસી જાઓ. "

આ વાકય સાંભળતાં જલ્લાદો અને પેલો સિપાઇ સલામ ભરી આઘા ખસી ગયા.

કાલાચાંદઃ—"નવાબપુત્રિ ! મ્હારું મરણ તો ઘણા દિવસ પહેલાંજ થયેલું છે, આ હૃદયમાં જે અસહ્ય પીડા ભરેલી છે તેનો અંત આવવાનો સમય નજીક આવ્યો છે તો શા માટે જીવનરક્ષા કરવા પ્રયાસ કરો છો ?"

નવાબનંદિનીઃ—"ફોજદાર સાહેબ ! હું આપની જીવન રક્ષા કરવા આવી નથી. આપને હું ઓળખું છું. પરંતુ આ બધા વિનાશનું મૂળ આ મ્હારૂં શરીર છે તો એ શરીરનો નાશ પહેલો થવો જોઇએ; એવો મ્હારો અભિપ્રાય છે."

આ બનાવ સુલતાન દૂર સંતાઇ ઉભો ઉભો જોતો હતો. ને પેલો સિપાઇ પણ તે જાણતો હતો. તેથી સુલતાનનું શું ફરમાન થાય છે ! તે જાણવા તે આતુર હતો. સુલતાને પેલા સિપાઇને કાંઇક ઇસારો કર્યો એટલે પેલા બંને જલ્લાદો ત્યાંથી ચાલ્યા ગયા.

કાલાચાંદ તથા દુલારી આ હકીકત જાણતાં નહોતાં. કાલાચાંદ દુલારી સામે જોઇને બોલ્યોઃ-"શા માટે જીવન આપવા તૈયાર થયાં છો દુલારી બીબી ! તમારૂં વય હજુ જૂજ છે. વળી તમારામાં આટલું બધું રૂપ છે."

દુલારીઃ—"રૂપ અને યૌવન માટે શું જીવન છે ?"

કાલાચાંદઃ—"ઐશ્વર્ય, સત્તા–"

દુલારીઃ—"છટ્"

કાલાચાંદઃ—"ત્યારે જીવન શા માટે છે ?"

દુલારીઃ—"આત્મ સમર્પણ માટે"

કાલાચાંદઃ—" દુલારી બીબી ! આજ દિવસ લગી હું તમને પારખી શક્યો નહિ. ત્હમે મ્હને ગ્રહણ કરશો ?"

દુલારી ક્ષણવાર સ્તબ્ધ થઇ ઉભી રહી. ત્યાર પછી કાલાચાંદનાં ચરણોમાં માથું મૂકી બાષ્પ રૂદ્ધ કંઠે બોલીઃ–" પ્રભુ ! આટલે દિવસે ત્હમે દાસીની સેવા ગ્રહણ કરી ?"

બોલતાં બોલતાં દુલારીએ સેંકડો વાર કાલાચાંદનાં બંને ચરણોને ચુંબનો કર્યાં.

---

પરિચ્છેદ દશમો.

## તણખો.

" अन्धीकरोमि भुवनं बधिरीकरोमि ।
धीरं सचेतनमचेनतां नयामि ॥"

" પ્રબોધચંદ્રોદય. "

મોટી ધામધૂમે નવાબપુત્રીનો કાલાચાંદ સાથે વિવાહ થયો. પહેલાં આ વિવાહ કરવા નવાબની અનિચ્છા હતી. પછી અનિચ્છાને ઠેકાણે ક્રમેક્રમે આકાંક્ષાએ અધિકાર જમાવ્યો. અને એ આકાંક્ષાએ પાછળથી હઠ કે આગ્રહનું રૂપ ધારણ કર્યું. કાંઈ અલભ્ય રત્ન પ્રાપ્ત થતાં મનુષ્યને જેવો આનંદ ઉપજે અને રત્નને હૃદયમાં ધારણ કરે તેવો આનંદ કાલાચાંદ પ્રાપ્ત થતાં નવાબને થયો. અને મહા આનંદે નવાબે કાલાચાંદને હૃદયમાં ધારણ કર્યો. પરંતુ કાલાચાંદે પોતાના ધર્મમાં ફેરફાર કર્યો નહિ. અને એના તમામ આચારો તથા વિચારો પણ હિંદુનાજ રહ્યા. દુલારીએ તેને મુસલમાન થવા દીધો નહિ. દુલારીએ પોતેજ હિંદુના આચાર વિચારો ગ્રહણ કર્યા. દુલારીએ ગંગા-

સ્નાન કર્યું. સૂર્યોપાસન, મૂર્તિપૂજા ને ગીતાવાંચન દુલારી હમેશાં શ્રદ્ધા-ભક્તિએ કરવા લાગી.

નવાબે પોતાના જમાતાને રહેવા માટે એક ભવ્ય અટ્ટાલિકા આપી. તેમાં અનેક હિંદુ દાસદાસીઓને રાખ્યાં. પરંતુ કાલાચાંદ ત્યાં ભોજનાદિ કરતો નહિ. ભોજન કરવા માટે તો કાલાચાંદ ખૂના પાસેજ આવતો. કાલાચાંદ પહેલાંની પેઠેજ હમેશાં ગંગાસ્નાન દેવપૂજન સંધ્યા અને ત્રિપુંડ્રાદિ કરતો, તેમાં એક દહાડો પણ તેણે ખામી આવવા દીધી નહોતી, તો પણ હિંદુસમાજે તેને ગણ્યો નહિ. અને પોતાના સમાજમાં ગ્રહણ કર્યો નહિ. દુલારીને હિંદુ ગણાય નહિ? અથવા કોઇ રીતે હિંદુ બનાવી શકાય કે નહિ? એ સવાલ તો હિંદુસમાજે હાથમાં ઝાલવા લાયક પણ ગણ્યો નહિ. નવાબે આ વિષે ઘણી મહેનત કરી. પણ તેની મહેનત નિષ્ફળ ગઇ. કાલાચાંદે પોતે પણ ઘણી મહેનત કરી પણ તેમાં કાંઈ વળ્યું નહિ. આથી તે શુશંના અધિપતિ પાસે હિન્દુસમાજમાં સ્થાન માગવા વાસ્તે ગયો, પણ એ અધિપતિએ પણ તેને ધિક્કારી કાઢી મૂક્યો. કાલાચાંદે પોતાની જનેતાને બધી બનેલી હકીકતનો પત્ર લખ્યો. તેણે કેવી કેવી મુશીબતોને લીધે આ કાર્ય કરેલું છે તે પણ દર્શાવ્યું. માતાએ પ્રત્યુત્તરમાં લખ્યું કે:—"પુત્ર! હું તને અને નવવધૂને જોવાને અત્યંત વ્યાકુળ છું. તો તું નવલ વધૂને લઇને મ્હારી પાસે સત્વર આવ. મ્હેં મ્હારા નિવાસ માટે આપણા વિશાળ મકાનના ફળિયામાં એક બાજુ એક નાનકડી ઝૂંપડી બંધાવી છે; તેમાં રહી તને જોઇને હું સંતોષ પામીશ."

**આ પ્રમાણે કાલાચાંદ બધી તરફથી હતાશ થયો. ત્યારે તે ગદાધરને શરણે ગયો. ગદાધર તે વખતે સાંતાડમાં પોતાના શ્વેતમહેલમાં હતો. બહુ વરસે બંનેનો મેળાપ થયો. મિત્રને મળી કાલાચાંદ પ્રસન્ન**

થયો અને બોલ્યોઃ—"ભાઈ ગદાધર! મને ક્ષમા આપ. હું એ પાપિણીને માટે ત્હારા જેવા અમૂલ્ય મિત્રરત્નને ખોઇ બેઠો હતો."

ગદાધર કાંઇ ઉત્તર ન આપતાં બંને હાથ લાંબા કરી બહુ સ્નેહે કાલાચાંદને મળ્યો; પરંતુ ગદાધરે પહેલા જેવું કંઠાલિંગન આપ્યું નહિ, એ જોઇને કાલાચાંદને આશ્ચર્ય ઉપજ્યું. એ આશ્ચર્યનો ભાવ પ્રકટ ન કરતાં કાલાચાંદ બોલ્યોઃ—"ભાઇ! તું તો મ્હને ગ્રહણ કરીશ ના?"

ગદાધરઃ—"ભાઇ! મ્હેં ત્હારો ત્યાગ જ ક્યારે કરેલો છે?"

કાલાચાંદઃ—"પણ આજે હું ત્હારે ઘેર અતિથિ બન્યો છું."

ગદાધરઃ—"તો યથાશક્તિ અતિથિનો સત્કાર કરીશ."

કાલાચાંદઃ—"ભાઇ! બાલ્યકાળમાં જેમ આપણે બંને જણા એક પાત્રમાં આહાર કરતા તેમજ આજે આહાર કરીશું ના?"

ગદાધરઃ—"એવું તો હવે થઇ શકે નહિ ભાઈ."

કાલાચાંદઃ—"ત્યારે તો જણાય છે કે ત્હેં પણ મારો ત્યાગ કર્યો છે."

ગદાધરઃ—"ત્યાગ કર્યો નથી ભાઇ; આ હૃદયમાં ત્હારું સ્થાન હતું ત્યાં ને ત્યાંજ છે. પણ ત્હેં જે દોષ કર્યો છે તેને માટે હિંદુ સમાજની દયા જોઇએ."

કાલાચાંદઃ—"હું દયા ચહાતો નથી. હું તો સમાજમાં સ્થાન ચાહું છું."

ગદાધરઃ—"તું યવનીનો ત્યાગ કરવા તૈયાર છે?"

કાલાચાંદઃ—"નહિ, કોઈ દહાડો નહિં."

ગદાધરઃ—"ત્યારે પ્રાયશ્ચિત્ત કરવા તૈયાર છે?"

કાલાચાંદઃ—"ના, મ્હેં એવું કાંઈજ કામ કરેલું નથી કે જેને માટે મ્હારે પ્રાયશ્ચિત્તનું પ્રયોજન હોય."

ગદાધરઃ—"તો બન્ધુ! હું કાંઇજ કરી શકીશ નહિ."

કાલાચાંદઃ—"હું પહેલાં જાણતો નહોતો કે હિંદુસમાજ આ બધો ભ્રાન્ત અને નિષ્ઠુર છે."

ગદાધરઃ—"ભાઇ, મનુષ્યોને લીધે સમાજ થયેલો છે. મનુષ્યોનો ધર્મજ ભ્રમ છે અને મનુષ્યોની પ્રકૃતિજ નિષ્ઠુર હોય છે."

કાલાચાંદઃ—"એવો સમાજ નષ્ટ થવો જોઇએ."

આટલું બોલી કાલાચાંદ ત્યાંથી ભૂખ્યોજ ચાલ્યો ગયો.

ત્યાર પછી એક દહાડો પૂજા કરવાની અભિલાષાએ કાલાચાંદે પાટલાદેવીના મંદિરમાં જવા માંડ્યું. પરંતુ પૂજારીઓએ તેને મંદિરમાંજ પેસવા દીધો નહિ! આથી વ્યથિત હૃદયે કાલાચાંદે રાજધાની તરફ પ્રયાણ કર્યું.

કાલાચાંદના હૃદયમાં હિન્દુસમાજ તરફથી થતા તિરસ્કારે જે વ્યથા થતી હતી. તે વ્યથાની નવાબને જાણ થઈ. એ મર્માઘાતોને રૂઝાવવા નવાબે બન્યાં તેટલાં ઔષધિનાં લેપનો કર્યાં. નવાબે કાલાચાંદને વિસ્તીર્ણ જાગીર, મ્હોટામાં મ્હોટો હોદ્દો પુષ્કળ ધન અને પુષ્કળ સન્માન સમર્પ્યાં; તોપણ તેથી હૃદયની વ્યથા મટી નહિ. દિનપરદિન એ આઘાત વૃદ્ધિ પામવા લાગ્યો.

છેલ્લે કાલાચાંદે પુણ્યમય શ્રીક્ષેત્રમાં જવાનો વિચાર કર્યો.

**બીજો ખંડ સમાપ્ત.**

# તૃતીય ખંડ

પરિચ્છેદ પહેલો

## અદ્‌ભુત બનાવ

**हतविधिलसितानां हि विचित्रो विपाकः**

"માઘ"

એક મુસાફર જગન્નાથજીનું સ્મરણ કરતો કરતો, નીચે પ્રમાણે ઉદ્‌ગારો કાઢતો કાઢતો, શ્રીક્ષેત્ર તરફ પગપાળો ચાલ્યો જાય છે. "અહો! જેનાં શહેરે શહેરમાં, ગામડે ગામડામાં, ને શૈલે શૈલમાં અગણિત દેવમંદિરો શોભી રહ્યાં છે, જેની તમામ નદીઓના પ્રવાહમાં ભક્તિભાવનાં ઝરણો વહી રહ્યાં છે, જેની વૃક્ષરાજીનાં પલ્લવે પલ્લવે ભક્તિભાવનું મધુરું હાસ્ય ચળકી રહ્યું છે અને જેમાં વહન કરતા વાયુનાં રજકણે રજકણે જગન્નાથ પ્રભુના સ્તવનનો ધ્વનિ વ્યાપી રહેલો છે તેજ આ ઓઢીઆ ક્ષેત્ર? તેજ આ* પાપ હરનારી પવિત્રભૂમિ? અને તેજ આ પુણ્યમયી દેવભૂમિ?"

"અહો! શું આ એ જ §આચાહાટનું સ્થળ છે કે જ્યાં પંડુ-વંશના કુળદીપક જન્મેજયે સર્પનો યજ્ઞ કર્યો હતો? અહો! શું આ એજ યયાતિકેશરીનું ×યજ્ઞપુર છે?"

---

§ પરિશિષ્ટ અ જે અમે ગ્રંથાંતે આપેલું છે તે જુઓ.

* "This country belongs to the gods, and from end to end is one region of pilgrimage."
—Stirling's Orissa.

"અહો! શું આ એજ ચંચળ તરંગોવાળી પાપનાશિની વૈતરણી છે? અહો શું એજ આ ભુવનેશ્વરનું વિશ્વવિખ્યાત તીર્થસ્થળ છે? અને અહો શું એજ આ પંચકોશીનું દેવક્ષેત્ર છે કે જેના લલાટમાં ઉદયગિરિ, ધવલગિરિ, નીલગિરિ અને ખંડગિરિ નામના પવિત્ર પર્વતો વિરાજી રહેલા છે; તથા જેના હૃદયસ્થળમાં પાંચહજાર દેવમંદિરો વિરાજેલાં છે? અહો શી આ ભૂમિની પવિત્રતા?"

"દેવાધિદેવ જગન્નાથ! આજ શું આપની લીલાભૂમિ કે? આજ શું એ સમુદ્રનું સ્થળ કે જ્યાં આપની કાષ્ટમયી બ્રહ્મમૂર્તિનું વસુ નામના ભીલને દર્શન થયું હતું? અહા એ કેવું મધુર સ્વપ્ન કે જે સ્વપ્નમાં રાજા* ઇન્દ્રદ્યુમ્ને આપની પ્રેમપૂર્ણ સનાતન પ્રતિમાનું દર્શન કર્યું હતું?"

"દયાળુ પ્રભો! આ પવિત્ર દેશમાં અને આ પવિત્ર ક્ષેત્રમાં આવ્યા છતાં પણ શું મ્હારા અપરાધનું નિવારણ નહિ થાય? જગતારણ જગદીશ્વર! શાંતિ મેળવવાની આશાએ હું આપનાં ચરણોમાં આવેલો છું પ્રભો! મ્હને ક્યાંઇ સ્થાન મળ્યું નહિ, હે નાથ! મ્હને ક્યાંઇ શાંતિ મળી નહિ; તેથી આપની પાસે આવ્યો છું. નાથ! જેની ક્યાંઇ આશા નથી, જેનો ક્યાંઇ આધાર નથી, ને જેની ક્યાંઈ ગતિ નથી, તેની તુંજ આશા છે; તેનો તુંજ આધાર છે; ને તેની તુંજ ગતિ છે. દેવાધિદેવ! તુંજ અશરણ શરણ છે તુંજ અનાથનો નાથ છે."

પ્રિય વાચકો! આ મુસાફરને આપે ઓળખ્યો હશે. એ મુસાફર તે કાલાચાંદ છે. એણે એક વસ્ત્ર પહેર્યું તથા ઓઢેલું છે. એના ઉઘાડા શરીર ઉપર યજ્ઞોપવિત્ર સિવાય બીજું કશું વસ્ત્ર પહેરેલું નથી. એના પગમાં ઉપાનો પણ પહેરેલાં નથી. તેમ એક પણ નોકર

---

* આ વિષે વિશેષ હકીકત પાછળના પરિશિષ્ટ અ માં જુઓ.

ચાકર તેની સાથે નથી. હિંદુ સમાજે અપવિત્ર માનેલ હોવાથી કાલાચાંદ પવિત્ર થવા માટે જગન્નાથજીએ દર્શન કરવા અને પવિત્ર થવા આવેલ છે.

સમીપમાં શ્રીક્ષેત્રના પુનિત ધામનું દર્શન થતાં કાલાચાંદે ભક્તિભાવે વંદન કર્યું. અને પછી વિશ્રામ લેવાને માટે તે રસ્તાના કાંઠા ઉપરના એક વૃક્ષની નીચે બેઠો. થોડે છેટે જગન્નાથજીના મિંદરનું શિખર જણાતું હતું. અને તેના ઉપર રેશમી પતાકા પવને ફરફરતી હતી. કાલાચાંદ તે તરફ નિહાળી બોલ્યો:—"પ્રભો! યવન પુત્રી સાથે વિવાહ કરવામાં શું આટલો બધો અપરાધ છે? ભલે મ્હેં વિવાહ કર્યો છે; તોપણ હું તો મુસલમાન થયો નથી. અન્તર્યામી ભગવાન્! મ્હારું હૃદય આપનાં ચરણોમાં કેટલું નિમગ્ન છે તે આપનાથી કયાં અજાણ્યું છે? તેમ છતાં હિન્દુ સમાજ મ્હને શા માટે પોતાનામાં સ્થાન આપતો નથી? હિન્દુ સમાજ મ્હને શા માટે આશ્રય આપતો નથી? નવાબના ભયથી પ્રાણ બચાવવા માટે મ્હેં કાંઇ વિવાહ કર્યો નથી. જેણે મ્હને હૃદય અર્પણ કર્યું; તેની સાથે મ્હેં વિવાહ કર્યો છે. પ્રભો! એમાં મ્હારો અપરાધ શો? જગદીશ! ત્હમે જેવી રીતે મ્હને ઘડયો છે, તેવી રીતે શું યવન પુત્રીને ઘડી નથી? જેમ હું આપનો પુત્ર છું. તેમ એ આપની પુત્રી નથી? જો એને બનાવનાર પણ આપજ છો અને એ પણ જો આપનીજ પુત્રી છે; તો આપના રાજ્યમાં આવો અન્યાય કાં ચાલે નાથ?"

બોલતાં બોલતાં કાલાચાંદની બંને આંખો આંસુથી ભરાઇ ગઇ. મંદિરના શિખર સામે નિહાળી જગન્નાથ પ્રભુને તેણે સેંકડોવાર પ્રણામ કર્યાં. એ વખતે એક માણસ આવી કાલાચાંદની પાસે ઉભો રહ્યો.

કાળાચાંદનાં લોચનોમાં જળ ભરેલું જોઈ એ માણસ પૂછવા લાગ્યોઃ-"ભાઇ, રૂવે છે શામાટે ?"

કાલાચાંદે એ આવનાર માણસ સામું જોયું, પણ કશો ઉત્તર આપ્યો નહિ. વળી પેલે માણસે ફરીને પૂછ્યું;—"ત્હને શું ભૂખ લાગી છે ?"

કશો ઉત્તર ન આપતાં કાલાચાંદ રડવા લાગ્યો. એ જોઇ વળી પેલો પુરુષ બોલ્યોઃ—"ક્યાં જવું છે ?"

કાલાચાંદે હાથ લાંબો કરી આંગળીવડે જગન્નાથજીનું મંદિર દેખાડ્યું. પેલો પુરૂષ;—"શામાટે દેવદર્શન માટે કે રાજદર્શન માટે ?"

કાલાચાંદ એ પુરુષના તરફ તીક્ષ્ણ દૃષ્ટિએ જોઇ રહ્યો. જોયું તો એ પુરુષની ઉમ્મર ત્રીશવર્ષથી વધારે નહોતી. એ પુરુષ જાતનો હિન્દુ હતો, તોપણ એ ક્યા દેશનો રહેવાશી હશે તે પારખી શકાતું નહોતું એ પુરુષના માથા ઉપર જટા હતી. વસ્ત્રો ભગવાં નહોતાં, તોપણ તેને જોતાંજ એ પુરુષ સંસાર ત્યાગી હશે; એવું ભાન થતું હતું. એ પુરુષના હાથમાં દંડ હતો. અને એક વસ્ત્ર માત્ર તેણે પહેરેલું હતું. આ સિવાય તેની પાસે બીજું કાંઇજ નહોતું. કાલાચાંદ એ પુરુષ તરફ જેમ જેમ નિહાળવા લાગ્યો; તેમ તેમ તેના તરફ કાલાચાંદનું હૃદય વધારે વધારે માનભાવે ખેંચાવા લાગ્યું. એ દિવ્ય તેજવાળા પુરુષના તરફ નિહાળતો નિહાળતો કાલાચાંદ બોલ્યોઃ—"આપ કોણ છો ?"

"એક સાધારણ માણસ." પેલા માણસે જવાબ આપ્યો.

"ના, ના, આપ સાધારણ માણસ નથી." ભક્તિભાવે કાલાચાંદ બોલ્યો.

"મ્હારામાં એવી શી વિશેષતા છે કે ત્હમે મ્હને સાધારણ માણસ માનતા નથી ?"

પેલા માણુસે સામો પ્રશ્ન પૂછ્યો.

કાલાચાંદ બોલ્યોઃ—" આપનામાં અપાર શાંતિ છે."

પેલો પુરુષ બોલ્યોઃ—" તમારામાં શું શાંતિ નથી ?"

કાલાચાંદઃ—" ના, એ માગવા વાસ્તે તો હું દેવ પાસે જાઉં છું."

પેલો પુરુષઃ—" તો ત્હમે પાછા ફરો."

કાલાચાંદઃ—" શા માટે ?"

પેલો પુરુષઃ—" એ દેવને હાથ નથી; તેમ કાન પણ નથી."

કાલાચાંદઃ—" પણ આંખો તો છે."

પેલો પુરુષઃ—" આંખોવડે તે ત્હમારું દુઃખ જોશે, પણ મટાડશે નહિ."

કાલાચાંદઃ—" કાંઇ એવું તે હોય ? એ તો જગતનો નાથ છે."

પેલો પુરુષઃ—" એ જગતનો નાથ ખરો; પરંતુ કર્મ કરનારો નહિ."

કાલાચાંદઃ—" ત્યારે એ કેવો છે ?"

પેલો પુરુષઃ—" એ પ્રેમમય છે. જે માણુસ કામનારહિત બની એની પાસે આવે, તેને એ પ્રેમનું દાન કરે છે."

કાલાચાંદ ક્ષણવાર મૌન રહીને બોલ્યોઃ—" તોપણ હું તો તેમની પાસે જવાનો જ."

પેલો પુરુષઃ—" જાઓ માં, પાછા ફરો."

કાલાચાંદઃ—" આ શું ? આપ હિંદુ થઈ જગન્નાથજીનાં દર્શન કરવાની મ્હને ના પાડો છો ?"

પેલો પુરુષઃ—" આપ ત્યાં જશો તો હિંદુઓનું સર્વસ્વ નષ્ટ થશે."

કાલાચાંદ અતિશય વિસ્મિત થઇ બોલ્યોઃ—" આપની વાત મ્હને

તો ભારે વિચિત્ર લાગે છે. હું એક સાધારણ હિંદુ છું; ને જગન્નાથજીનાં દર્શન કરવા જાઉં છું. હવે મ્હારા જવાથી વિશાળ હિંદુ સમાજનું તથા સનાતન હિંદુધર્મનું શું અનિષ્ટ થવાનું છે? તે સમજાતું નથી."

પેલો પુરુષઃ—"એ હકીકત હું જાણતો નથી. મ્હારા ગુરુદેવે તમને જે વાત કહેવાનું મ્હને કહેલું, તે વાત મ્હેં તમને કહી છે."

કાલાચાંદઃ—"આપના ગુરુદેવ ક્યાં છે?"

પેલો પુરુષઃ—"અહીંથી ઘણે દૂર છે. આજે તમે અહીં આવવાના છો. એ વાત તેમણે ધ્યાનમાં જાણી હતી; તેથી મ્હને તમારી પાસે મોકલેલો છે."

કાલાચાંદઃ—"ત્યારે મ્હને આપના ગુરુદેવનાં દર્શન થશે નહિ?"

પેલો પુરુષઃ—"તમને એકવાર દર્શન થયેલાં છે, ને ફરી એકવાર થશે."

કાલાચાંદ ક્ષણવાર મૌન રહી પછી બોલ્યોઃ—"મ્હારૂં મન કદિ શાંતિ પામશે કે નહિ? તે આપ કહેશો?"

પેલો પુરુષઃ—"ના, કદિ નહિ. તમારે સદા અશાંત હૃદયેજ જગતમાં ભ્રમણ કરવાનું છે."

કાલાચાંદઃ—"જાઓ જાઓ સંન્યાસી મહારાજ, તમારે માર્ગે ચાલ્યા જાઓ."

"આટલું બોલી કાલોચાંદ શ્રીક્ષેત્ર તરફ ચાલવા લાગ્યો. સંન્યાસીએ પૂછ્યુંઃ—"કોઇ રીતે પાછા જવાનો વિચાર નથી ના?"

કાલાચાંદ—"ના, કોઇ રીતે નહિ."

પેલો પુરુષઃ—"તો જાઓ, દૈવની ગતિ ઉલ્લંઘન થઇ શકતી નથી."

કાલોચાંદ ત્વરિત પગલે શ્રીક્ષેત્ર તરફ ગમન કરવા લાગ્યો. તેણે જ્યારે નગરમાં પ્રવેશ કર્યો ત્યારે બરાબર મધ્યાન્હ થયો હતો. આકાશ વાદળાં વિનાનું સ્વચ્છ હતું. ને પવન પણ શાંત હતો. પરંતુ કાલોચાંદ નગરમાં પેસી થોડાં પગલાં ચાલ્યો, એટલામાં કોઈ અગમ્ય પ્રદેશમાંથી એકદમ ભયાનક અંધકારે ધસી આવી સમસ્ત આકાશને તથા પૃથ્વીને ઘેરી લીધાં. સૂર્યનું રાહુના ગ્રાસથી ખગ્રાસ ગ્રહણ થયું હોય અને તે વખતે દિશાઓ જેવી અંધકારપૂર્ણ બની જાય તેવી બધી દિશાઓ અંધકારપૂર્ણ ધૂમ્રમય બની ગઈ. આ જોઈ વિસ્મય પામી કાલોચાંદ દૃષ્ટિપાત્ કરવા લાગ્યો. શહેરના રસ્તામાં અનેક મનુષ્યો ચાલતાં હતાં. અચાનક અંધકાર થયેલો જોઇ તેઓ પણ આશ્ચર્યચકિત બની ગયાં! એટલામાં તો બીજો કૌતુક ઉપજાવનારો બનાવ બન્યો. એકદમ ચારે દિશાઓમાંથી શંખ અને ઘંટાનો ધ્વનિ આકાશને કંપાવવા લાગ્યો. આથી આશ્ચર્યચકિત થતો થતો કાલોચાંદ મંદિર ભણી ચાલ્યો.

ગરૂડસ્તંભ પાસે પહોંચી કાલાચાંદે જગન્નાથદેવને પ્રણામ કર્યા. આ સમયે અંધકાર જાણે વધારે ગાઢ થયો. અને આખું ક્ષેત્રધામ શ્યામ અંધકારે ભરાઈ ગયું. કાલાચાંદે પોતાની પાછળ એક મહાન ભયંકર શબ્દ થતો સાંભળ્યો. એણે કદિ પણ સમુદ્ર જોયો નહોતો, અને સમુદ્રનું ગર્જન સાંભળ્યું નહોતું. પોતાની પાછળ જાણે લાખો ચીસો પડે છે, ને તે મને મંદિરમાં પ્રવેશ કરવાને જાણે ના પાડે છે; એવો અવાજ કાલાચાંદે સાંભળ્યો. વળી એ ચીસોને તથા ભુતલ ઉપરનાં ધૂળનાં કણોને પોતાના શરીર ઉપર બેસાડીને પવન ચારે બાજુ દોડાદોડી કરી રહ્યો છે. શ્યામ અંધકારને લીધે નભમંડલ ભૂમંડલ અને સમુદ્રતલ એ બધાં એકાકાર બની ગયાં છે! કાલોચાંદ આ આશ્ચર્યજનક દેખાવ જોતો જોતો ગરૂડ સ્તંભને ટેકે ઉભોજ રહ્યો.

એણે જોયું તો અસંખ્ય મનુષ્યો મંદિર ભણી દોડી આવવા લાગ્યાં. ને ઉતાવળે પગલે મંદિરનાં પગથિયાં ચડી મંદિરનો આશ્રય લેવા લાગ્યાં. અચાનક આ શો બનાવ બન્યો ? એ ન સમજાવાથી કાલોચાંદ કેટલીકવાર તો ગરૂડ સ્તંભ પાસે સ્તબ્ધ બની ઉભોજ રહ્યો. પણ છેલ્લે માણસોની ભીડમાં ધક્કેલાતો તે પણ પગથિયાં ચડી મંદિરની રંગભૂમિમાં આવી પહોંચ્યો.

અકસ્માત્ એક નવિન બનાવ બન્યો. મંદિરના ઉંચા શિખર ઉપરથી એક મ્હોટો પત્થર ભયાનક શબ્દ સાથે રંગભૂમિવાળા આંગણામાં ગબડી પડયો. શિખર તૂટીને પડેલા આ પથ્થરના ભયંકર શબ્દે આખુ શ્રીક્ષેત્ર કંપી ગયું. આથી ત્યા મળેલો માનવસમૂહ ક્ષણવાર તો ભયભીત અને શંકિત ચિત્તે સ્તબ્ધ બની ગયો ને ત્યારપછી એ અગણિત નરનારીઓના કંઠમાંથી એક ભીષણ કોલાહલનો ધ્વનિ દિશાઓમાં ગર્જી રહ્યો. આ કોલાહલનો મહા ધ્વનિ દિશાઓને કંપાવતો કંપાવતો રાજાને કાને પહોંચ્યો.



પરિચ્છેદ બીજો

# મહંતનો ફલાદેશ

શ્રીક્ષેત્રના રાજાનું નામ મુકુન્દદેવ હતું. લક્ષ્મણસેન જેમ બંગાલાનો છેલ્લો રાજા હતો, તેમ મુકુન્દદેવ ઓઢીઆનો છેલ્લો સ્વતંત્ર રાજા હતો. પરંતુ લક્ષ્મણસેન જેવો વૃદ્ધ અને શક્તિહીન રાજા હતો, તેવો આ મુકુન્દદેવ નહોતો.

આ સમયે ઓઢીઆનું રાજ્ય શક્તિહીન બનેલું નહોતું. ઓઢીઆવાસી પ્રત્યેક પુરુષ મહા શૂરવીર યોદ્ધા હતો. એકવાર એ શક્તિને

પ્રભાવે જ ઓઢીઆએ બંગાલાના પઠાણ રાજાને કંપાવ્યો હતો, અને એ શક્તિને પ્રભાવે જ સમ્રાટકુલતિલક અકબર પાદશાહે ઓઢીઆની મિત્રાચારી કરવા અભિલાષા દર્શાવી હતી. અને એમાં નવાઈ પામવા જેવું પણ કાંઈ નથી. કેમકે જે જાતિનું રાજ્ય ઉત્તરમાં ત્રિવેણીથી દક્ષિણમાં ગોદાવરીપર્યંત પ્રસરેલું હોય, જે જાતિ પાસે ત્રણ લાખ પાયદળનું લશ્કર, જે જાતિ પાસે વીશ હજાર ઘોડેસ્વારનું લશ્કર અને ત્રણ હજાર ગજારોહી લશ્કર હોય તે જાતિ બલવાન મનાય એમાં સંદેહ નથી. ઓઢીઆવાસીઓ પણ આર્યોના જ વંશજો છે. ને આર્ય જાતિનું પરાક્રમ વિશ્વવિદિત છે. પાશ્ચાત્ય ઇતિહાસ લેખકો દર્શાવે છે કે પહેલાં એ આર્યો મધ્ય એશિયામાં રહેતા. તેમાંનાં કેટલાંક કુળો યુરોપમાં ગયાં અને ત્યાં તેમણે પ્રબલ રાજ્યો સ્થાપ્યાં. વળી કેટલાંક કુળો ભારતવર્ષમાં આવ્યાં. જે કુળો ભારતવર્ષમાં આવ્યાં તેઓ કેટલોક સમય ઉત્તર ભારતવર્ષમાં રહ્યાં. પછી તેમણે દક્ષિણ હિંદમાં જવા રસ્તો શોધવા માંડ્યો. ઉચ્ચ વિંધ્યાચળ પર્વત જાણે ભારતવર્ષને માપનારો §માનદંડ હોયની ! તેમ ભારતવર્ષના પશ્ચિમ છેડાથી પૂર્વ છેડા લગી લાંબો પડેલો છે. અને ભારતવર્ષના બે વિભાગો કરેલા છે. એક વિભાગનું નામ ઉત્તરહિંદ અને બીજા વિભાગનું નામ દક્ષિણ હિંદ છે આ સિવાય સાતપૂડા પર્વત પણ જાણે વિંધ્યાદ્રિની સ્પર્ધા કરતો

§ આવી જ કલ્પના માટે જુઓ કુમારસંભવ કાવ્ય સ. ૧ નો નીચેનો શ્લોકઃ—

**अस्त्युत्तरस्यां दिशि देवतात्मा ।**
**हिमालयो नाम नगाधिराजः ॥**
**पूर्वापरौ तोयनिधीविगाह्य ।**
**स्थितः पृथिव्या इव मानदण्डः ॥**

હોયની! તેમ ભા  ; ના પશ્ચિમ છેડાથી પૂર્વ છેડા લગી પડેલો છે. આવા બે વિશાળ પર્વતો અટકાયત કરનારો હોવાથી આર્યપ્રજાને દક્ષિણહિંદમા જવાને વિલંબ લાગ્યો. દક્ષિણ હિંદમાં જવાના બે રસ્તા છે. એક રસ્તો મહારાષ્ટ્ર તરફનો અને બીજો રસ્તો બંગાળા તરફનો. અગસ્ત્ય ઋષિ વિંધ્યાચળને ઉલ્લંઘીને દક્ષિણહિંદમાં ગયા હતા, એવી લોકોક્તિ છે. પરંતુ જેઓ જેઓ પર્વત ઉલ્લંઘી દક્ષિણહિંદમાં જવા અસમર્થ હતા અથવા તો અનિચ્છુક હતા તેઓ બંગાલાને માર્ગે ઓઢીઆમાં આવ્યા. તે વખતે ઓઢીઆમાં ઇડ્ર નામના મૂળવતનીઓ રહેતા હતા. આ ઉડ્રનીતિના લોકોનો પરાભવ કરી આર્યવંશજોને ઓઢીઆનું રાજ્ય લઇ લીધું. હાલના ઓઢીઆવાસીઓ આ આર્યજાતિનાં સંતાનો છે. એટલે કે પરાક્રમમાં તેમજ કુલીનતામાં તેઓ આર્યજાતિની કોઇપણ શાખા કરતાં ઉતરે તેવા નથી.

ઓઢીઆમાં વસેલી એ મહાગૌરવવાળ. આર્યજાતિનો રાજા તે સમયે મુકુન્દદેવ હતો. એ મુકુન્દદેવે ગોવળકોં ા રાજા ઇબ્રાહીમખાને §૨૦૮મહેંદ્રીના પ્રચંડ યુદ્ધમાં હરાવીને શ્રીક્ષેત્રમાં પોતાની સ્થિતિ કરી હતી. જગન્નાથદેવની પૂજા કરવાનો લાભ મળે એજ શ્રીક્ષેત્રમાં સ્થિતિ કરવાનો તેનો હેતુ હતો. કોઇ એમ પણ કહે છે કે એ મુકુન્દદેવ વર્ષના પહેલા છ મહિના વગર નિદ્રાએ સતત રાજકાર્ય કર્યો કરતો અને વર્ષના પાછલા છ મહિના ઉંઘ્યાજ઼ કરતો. જો એને બરાબર કુંભકર્ણ તો નજ કહેવાય તોપણ કાંઇક એને મળતો એનો સ્વભાવ હતો. કોઈ એમ પણ કહે છે કે એ મુકુન્દદેવને *ચારસો રાણીઓ હતી. હવે

§ Riyazu—s—Salatin.

* Jesuit Tieffenthaler.

આમા કેટલું સત્ય છે? તે જાણવાનું અત્યારે પ્રબલ સાધન કાંઇ હાથ લાગતું નથીઃ તોપણ એની કીર્તિની વાતો સાંભળવાથી, એનો ત્રિવેધાટ, એનાં બંધાવેલાં મંદિરો, અને દુર્ગો, અને એનું પ્રતાપી ચરિત્ર શ્રવણ કરવાથી એમ જણાય છે કે એ મહા શક્તિમાન તથા કીર્તિમાન રાજા હતો. કોઇ મનુષ્ય સર્વગુણસંપન્ન તો હોતું નથી; તેવુંજ મુકુન્દદેવના સંબંધમાં પણ હતું. એ મુકુન્દેવ મહાશક્તિમાન અને કીર્તિમાન હતો, પરંતુ તે સાથે તે અત્યંત વિલાસી તથા સુંદર શ્યામાઓનો અભિલાષી હતો.

વિપત્તિની વેળાએ પ્રજા રાજા પાસે દોડી જઇ રાજાને વિપત્તિની વાત કહી બતાવે એવો સામાન્ય નિયમ છે. એ નિયમાનુસાર ભયભીત બનેલો જનસમૂહ રાજા પાસે શિખર તૂટી પડવાની વાત જણાવવા દોડયો ગયો. મંદિરથી રાજમહેલ બહુ દૂર નહોતો. મધ્યાન્હ કાળનો સમય હોવાથી રાજા મુકુન્દદેવ આહાર કરી પલંગમાં પોઢેલો હતો. શિખર તૂટવાને અવાજે તે ચમકી ઉઠયો. ને પ્રહરીને તેણે પ્રશ્ન કર્યોઃ— "આ શેનો અવાજ થયો?"

પ્રહરી જાતનો જંગલી ભીલ હતો, એણે એક હાથમાં લાકડાની ઢાલ ઝાલેલી હતી, અને બીજા હાથમાં લાંબી તરવાર પકડેલી હતી. રાજાનો પ્રશ્ન સાંભળતાં તેણે આડી ઢાલ ધરી, અને પોતાનું પરાક્રમ બતાવવા તે તરવાર વીંઝવા લાગ્યો. ભોગજોગે તેજ સમયે ત્યાંથી એક બિલાડી પસાર થઇ. આ જંગબહાદુર પ્રહરી તરવાર તાણી તે બિલાડી પાછળ દોડયો?!

એટલામાં તો મંદિરમાંથી મનુષ્યોનો ભયંકર કોલાહલ ધ્વનિ બહાર નીકળ્યો. રાજા એ અવાજે વિસ્મિત થયો અને પલંગ ઉપરથી નીચે

ઉતરી તે દ્વારપાસે આવ્યો. તેણે જોયું તો આખો રાજમહેલ સ્યામતાથી ભરાઈ ગયેલો હતો. અને ઉલૂકા વગેરે નિશાચર પક્ષીઓ ચીત્કાર કરતાં કરતાં રાજમહેલ ઉપર આમતેમ ઉડતાં હતાં વળી દૂરથી શિયાળવાનાં અવાજ પણ આવતા હતા, આવાં અકાળે દશ્ય થતાં અમાંગલિક ચિન્હો જોઇ રાજાના વીર હૃદયમાં એક પ્રકારની અવ્યક્ત ચિંતાનો પ્રવેશ થયો. હાથ જોડીને રાજાએ જગન્નાથ પ્રભુનું સ્મરણ કરી પ્રણામ કર્યાં અને પોતે રાજપ્રાસાદ ઉપરથી નીચે ઉતરવા લાગ્યો.

રાજા કચેરીના મંડપ સમીપ આવ્યો તો ત્યાં તેણે મંત્રી દુનાર્દન વિદ્યાધરને પોતાની રાહ જોઇ ઉભેલો જોયો, રાજાએ વ્યગ્રભાવે તેને પૂછ્યું “ શા સમાચાર છે દનાર્દન !”

દનાર્દનઃ—મહારાજાની સમીપ પ્રજાજનો આવેલ છે.”

રાજાઃ—“ કેમ શું થયું છે? હમણાં અવાજ શેનો થયો ?”

દનાર્દનઃ—“ મંદિરનું શિખર તૂટી પડ્યું છે.”

રાજાઃ—“ મંદિરનું શિખર ? ક્યા મંદિરનું શિખર ?”

દનાર્દનઃ—“ જગન્નાથજીના મંદિરનું.”

રાજાઃ—“ એ શું ? સાડી ત્રણસો × વર્ષ થયાં જે મંદિર અડગપણે રહેલ છે તે મંદિરનું શિખર શું મ્હારા સમયમાં તૂટી પડ્યું ? કેવી શોકજનક વાર્તા !”

દનાર્દનઃ—“ મહારાજ ! આપે આ અંધકાર જોયો ?”

રાજાઃ—“ હા દનાર્દન, એ પણ હું જોઉં છું. ચારે દિશાઓ ભયંકર સ્યામતાંથી ભરાઇ ગઇ છે. અને ધૂમરંગી અસ્પષ્ટ અંધકાર દિગંતોમાં ભરાવા લાગ્યો છે વળી આશ્ચર્યની વાત તો એ છે કે

× હાલનું મંદિર ઈ. સ. ૧૧૯૮ માં બંધાવેલું કહેવાય છે.

આકાશમાં ક્યાંઇ પણ એકે વાદળું નથી. વળી આજે સૂર્યગ્રહણ થવાની પણ લેશે સંભાવના નથી. તેમ છતાં આટલો બધો અંધકાર અકસ્માત્ ક્યાંથી તૂટી પડયો તે સમજાતું નથી. મંત્રી! જો જો, સૂર્યનારાયણ જાણે કાળો થઇ ગયો છે. અને આકાશ જાણે પૃથ્વી ઉપર તૂટી પડવા માંડયું છે. સમુદ્ર પણ ઘોર ગર્જના કરતો કરતો ને તરંગો ઉછાળતો ઉછાળતો આ પવિત્ર ધામનો જાણે પ્રલય કરવા ઇચ્છતો હોય એમ લાગે છે. ચારે બાજુથી રૂદનનો ધ્વનિ સંભળાય છે. ખરે બપોરે રાજમહેલ ઉપર ઘુવડ બોલવા લાગ્યાં છે અને દૂરથી શિયાળવાં બોલતાં સંભળાય છે. જગન્નાથ પ્રભુએ ઓઢીઆના અદૃષ્ટમાં શું લખ્યું છે? તે સમજી શકાતું નથી."

દનાર્દનઃ—"મહારાજ વેસર મહંતને બોલાવું?"

વેસરમહંતને બોલાવવાની જરૂર પડી નહિ. મહંત પોતેજ રાજાને મળવા ત્યાં આવ્યા એમના કટિ પ્રદેશ નીચે એક શુભ્ર રેશમી-વસ્ત્ર વિરાજી રહ્યું હતું. આ સિવાય એમણે બીજું કાંઇ વસ્ત્ર ધારણ કરેલું નહોતું. એમના તેજ પૂર્ણ અંગ ઉપર ધવલ યજ્ઞોપવીત શોભતું હતું. મહંત મહારાજ કદિપણ અંગ ઉપરથી નામાવલિ દૂર કરતા નહોતા. પરંતુ આજે એમના અંગ ઉપર નામાવલિ જોવામાં આવતી નહોતી. આ તેજઃ પુંજ ભવ્યમૂર્તિ મહાપુરુષને જોઇ રાજાએ હાથ જોડી વંદન કર્યું.

એ મહાપુરૂષ પણ ભદ્રામુદ્રા કરી રાજાને આશીર્વાદ આપતાં બોલ્યાઃ—"રાજ્યનું મંગલ થાઓ."

રાજાઃ—"મંગલ ક્યાં છે પ્રભુ! ચારે દિશાએ કેવાં ચિન્હો જણાય છે?"

મહંતઃ—"રાજન્! હું પણ એ જોઉં છું, ને સાંભળું છું."

રાજાઃ—"હવે શું થશે મહારાજ?"

મહંતઃ—"રાજન્! હું મહા પ્રભુને કંપતા જોઉં છું. વળી એમના અંગ ઉપરથી વસ્ત્રો પણ ખસી પડયાં છે!"

રાજા હવે સ્થિરપણે ઉભો રહી શકયો નહિ. તે ભોંયતળીએ બેસી ગયો.

મહંતઃ—"રાજન્! મહાપ્રભુનાં એ વસ્ત્રો આજથી સાઠ વર્ષ પહેલાં રાજા પ્રતાપરૂદ્રે તૈયાર કરાવ્યાં હતાં, અને શ્રીગૌરાંગ પ્રભુ ચૈતન્ય દેવે સ્વહસ્તે જગન્નાથજીને ધારણ કરાવ્યાં હતાં."

રાજા ભયભીત થઇ બોલ્યો "ત્યારે શું અત્યારે જગન્નાથ પ્રભુ નગ્ન છે.?"

મહંતઃ—"ના, હું તેમને નામાવલિ પહેરાવતો આવ્યો છું."

રાજા કેટલીવાર મૌન રહ્યો. ત્યાર પછી પોતાનાં નયનો ભોંયેજ સ્થિર રાખી, ગદ્‌ગદ્‌વાણીએ બોલ્યોઃ-"આ ઉત્પાત શાથી થયો તે આપ દયા કરી કહી શકશો?"

મહંતઃ—"હા, મ્હેં ધ્યાનથી કાંઇક જાણ્યું છે ને તે હું આપને કહી શકીશ.

રાજાઃ—"તો તો કૃપા કરી બોલો પ્રભુ!"

મહંતઃ—"મ્હેં ધ્યાનમાં જોયું તો બંગાલામાંથી પગે ચાલી એક પુરૂષ આજે શ્રીક્ષેત્રમાં આવેલો છે. અને તેણે ધામમાં પગલું મૂકતાંજ આખું ધામ અંધકારે છવાઇ ગયું છે! એ પુરૂષે મંદિરના આંગણામાં પ્રવેશ કરતાંજ શિખરનો પથ્થર ગબડી પડેલો છે. ત્યાર પછી મંદિરમાં પ્રવેશ કરતાંજ"...

રાજાઃ—" બધું સમજ્યો મહારાજ ! હું હમણાંજ તેનું માથું ધડથી જૂદું કરૂં છું. મંત્રિ ! ત્હમે જાઓ અને એને પકડી લાવો."

મંત્રીઃ—" એને હું શી રીતે ઓળખી શકીશ પ્રભુ ? એને ઓળખવાનું કાંઇ એ ધાણા છે ?"

આ પ્રશ્ન સાંભળી રાજાએ મહંત મહારાજભણી જોયું. મહંત બોલ્યાઃ—" એનું ઓળખવાનું એંધાણ શું ?" સાંભળો; હમણાંજ તમને તે પણ કહું છું.

આટલું બોલી મહંત જરા સ્થિર થયા. તેમણે પોતાનાં લોચનો મીંચ્યાં. એમનાં નેત્રો જાણે કોઇ અદશ્ય વસ્તુને જોતાં હોય એવો ભાસ થતો હતો. તેમનો શ્વાસોચ્છ્વાસ પણ જાણે સ્થિર થયો હતો. થોડીવાર આ સ્થિતિ અનુભવ્યા પછી તેમણે પોતાના નેત્રો ઉઘાડયાં. ને મંત્રી ભણી નિહાળી તે બોલ્યાઃ—

" એ પુરૂષ હમણાં તમને શ્રીમંદિરમાંજ મળી શકશે."

મંત્રીઃ—" એ પુરૂષનો ચહેરો કેવો છે ?"

મહંતઃ—" બહુજ સુંદર."

મંત્રીઃ—" એ પુરૂષ બંગાલી છે ?"

મહંતઃ—" હા."

મંત્રીઃ—" એ શી નાતે છે ?"

મહંતઃ—" એના શરીર ઉપર યજ્ઞોપવીત દેખાય છે."

મંત્રી તરત તેને પકડવા ચાલ્યો.

રાજાઃ—" એ માણસ શું એવો દુર્જન છે ?"

મહંતઃ—" ના મહારાજ ! એના જેવો ધાર્મિકપુરૂષ આપણા આ પવિત્રક્ષેત્રમાં પણ કોઇકજ મળી આવશે."

રાજા:—" એ વાત મ્હને સમજાતી નથી. એવા ધાર્મિકપુરૂષ હોય તો આવા ઉત્પાત થવા સંભવે નહિ."

મહંતઃ—પ્રભુ જાણે, મહા પ્રભુએ મ્હારી દૃષ્ટિમાં ભ્રમ ઉપજાવ્યો હોય તો કાંઈ કહેવાતું નથી; તોપણ મ્હને એમ લાગે છે કે એ પુરૂષ દેવોનો દ્વિજોનો મહાશત્રુ છે."

રાજા:—" અસ્તુ, ગમે તે હો. એની તપાસ કરીએ. આપ પણ ન્યાયમંદિરમાં પધારો."

આટલું બોલી બંને એ ત્યાંથી ન્યાયમંદિર ભણી પ્રસ્થાન કર્યું.



પરિચ્છેદ ત્રીજો

## અદ્ભુત ઇન્સાફ

* ऋणशेषश्चाग्निशेषः शत्रुशेष स्तथैव च
पुनः पुनः प्रवर्त्तन्ते + + + +

(પ્રસ્તાવિક)

ન્યાયમંદિરમાં મણિમુક્તા જડિત સિંહાસન ઉપર ઓઢીઆનરેશ મુકુન્દદેવ વિરાજેલ છે. એ આસનની જમણી બાજુના એક સફેદ વસ્ત્રે આચ્છાદિત કરેલા એવડાજ ઉંચા આસન ઉપર મહંત મહારાજ વિરાજેલ છે. ડાબી બાજુએ મંત્રી દનાર્દન તથા અન્ય સભાસદો વિરા-

* પુરેપૂરૂં ન પતાવતાં બાકી રાખેલું દેણું, પૂરેપૂરો ન હોલવતાં હોલવવો બાકી રાખેલો અગ્નિનો તણખો, અને હણ્યા વિના જીવતો મૂકેલો શત્રુ, એ ત્રણે ફરી ફરી વૃદ્ધિ પામે છે. માટે પોતાનું ભલું ચ્હાનારે એ ત્રણે તે નિઃશેષ કરવાં જોઇએ.

જોેલા છે. અને સન્મુખ કાલાચાંદને રજુ કરવામાં આવ્યો છે. રાજા મુકુન્દદેવે પૂછ્યું:—

"ત્હમારૂં નામ શું ?"

"કાલાચાંદરાય."

"ક્યાં રહેવું ?"

"બંગાલામાં."

"ત્હમે કઇ નાતે છો ?"

"બ્રાહ્મણ."

"અહીં કેમ આવ્યા છો ?"

"દેવનાં દર્શન કરવા."

"અહીં આવવામાં બીજો કશો હેતુ નથી ?"

આ પ્રશ્નનો ઉત્તર આપવામાં કાલાચાંદ ગોટા વાળવા લાગ્યો. આથી રાજા જુસ્સાથી બોલ્યો:—"બન્દી ! જલ્દી ખરેખરો ઉત્તર આપ."

આ વાકય સાંભળી કાલાચાંદે એવાજ જુસ્સાથીજ સામો પ્રશ્ન પૂછ્યો:—"મ્હને બન્દીવાન કોણે કરાવ્યો છે ?"

રાજા:—"મ્હેં, તું જાણતો નથી કે હું ઓઢીઆનો અધિપતિ છું ? હું આજ્ઞા કરૂં છું કે મ્હારી આજ્ઞા મળ્યા વિના ત્હારે અહીંથી બહાર જવું નહિ."

કાલાચાંદ વ્યંગ વાણીમાં બોલ્યો:—ત્હમે ખરેખર રાજાજ છો, નહિ તો જે દેવદર્શન કરવા આવે તેને કોઇ બન્દીવાન કરે ? મ્હેં સાંભળ્યું હતું કે અહીંઆં હિંદુરાજ્ય છે, અને રાજા પણ હિંદુ છે એનો મ્હને ખરેખરો અનુભવ થયો."

આટલું બોલી કાલાચાંદ આજુબાજુ જોવા લાગ્યો. તેણે જોયું તો એ ન્યાયમંદિરમાં અનેક સ્ત્રી પુરૂષો ધસ્યાં આવતાં હતાં. અને

જ્યારે એ ઓરડો આખો ચીકાર ભરાઇ ગયો; ત્યારેજ તેમાં માણુસો ભરાતાં બંધ થયાં.

રાજા:—" અરે બન્દીવાન ! ત્હારી માર્મિકવાણી સાંભળવા તથા ત્હારાં ગર્વનાં વચનો સાંભળવા અમે અહીં બેઠા નથી. ત્હારો ન્યાય કરવો એ અમારૂં કામ છે."

કાલાચાંદ:—" ઠીક, જે ઠીક લાગે એ ન્યાય કરો. પણ મ્હેં શો ગુન્હો કર્યો છે કે ન્યાય કરશો ? સારૂં, સારૂં, રસ્તામાં આવતાં હું બે ત્રણવાર લૂટારાના હાથમાં સપડાયો હતો; ત્યાં પણ આવીજ પરીક્ષા આપી આવ્યો છું. હવે વળી તમારા હાથમાં આવ્યો છું. ઠીક લાગે એવો ન્યાય કરો."

રાજા:—" તું શા હેતુએ અહીંઆં આવેલો છું ? તે બોલ."

કાલાચાંદ:—" એ હું કહી શકતો નથી."

રાજા:—" એ હકીકત નહિ જણાવે તો હું ત્હને કેદખાનામાં નાંખીશ."

કાલાચાંદ:—" રાજન્! ત્હમારો એ ભય વૃથા છે કાલાચાંદ આ જગતમાં કશાથી બ્હીતો નથી."

રાજા:—" જે માણુસ નિર્ભય હોય તે સદા સાચું બોલનારો હોય છે."

કાલાચાંદ:—" આખા જીવનમાં હું કદિ અસત્ય બોલ્યો નથી. બોલો, ત્હમે શું જાણુવા ચાહો છો ?"

રાજા:—" તું શું ખરેખર હિંદુજ છે ?"

કાલાચાંદ:—" હા."

રાજા:—" અને સદાચરણી છે ?"

કાલાચાંદ:—" હા."

એટલામાં ઓરડાની એક બાજુએથી કોઇ બોલ્યું " જૂઠું, સાવ જૂઠું "

આ વખતે એ ઓરડામાં બહુ પ્રકાશ નહોતો. તોપણ એ બોલનાર કોણ છે ? એ જોઈ શકાતું હતું. બધાં માણસો જે બાજૂથી એ અવાજ આવ્યો તે તરફ જોવા લાગ્યાં; તો બારી પાસે બે બંગાલી સ્ત્રીઓ ઉભેલી હતી. એમાં જે સ્ત્રી આગળ ઉભેલી હતી તેણે "જૂઠું, સાવ જૂઠું." એવો ઉચ્ચાર કર્યો હતો, એ ઉચ્ચાર કરનારી પૂર્ણ યૌવના રમણી હતી. અને એના શરીરનું સૌંદર્ય આસપાસની દિશાઓને પણ જાણે રમણીય બનાવતું હતું. એ રમણીના સુંદર મુખારવિંદ ઉપર લગીર ઘુંઘટો તાણેલો હતો. એ ઘુંઘટો પૂર્ણચંદ્રને ઢાંકનારા મેઘખંડનું સ્મરણ કરાવતો હતો. રાજા મુકુન્દદેવ જેમ જેમ એ રમણી તરફ જોવા લાગ્યો; તેમ તેમ વધારે વધારે મોહિત થતો ગયો. રમણીના વદન ઉપરથી પોતાનાં લોચનો પાછાં તાણવા રાજા અશક્ત બન્યો. ને એ રીતે તે પોતાનું ભાન પણ જાણે ભૂલી ગયો.

કાલાચાંદે પણ એ સ્ત્રીના તરફ દૃષ્ટિ નાંખી. જોતાંજ તે સમજી ગયો કે એ સ્ત્રી તે ઘર ત્યાગી ભાગી ગએલી પાપિણી વ્રજબાલા છે. એને જોતાં જ કાલાચાંદનાં લોચનોમાં અગ્નિ પ્રકટયો તેણે તીક્ષ્ણ દૃષ્ટિએ ક્ષણવાર વ્રજબાલા ભણી જોયું. કાલાચાંદની અગ્નિ વર્ષાવતી દૃષ્ટિનો પ્રભાવ વ્રજબાલા સહન કરી શકી નહિ. આથીએ પોતાનું મુખ ફેરવી પોતાની સહચરીની પાછળ હડી ગઇ. તેના મનમાં વિચાર આવ્યો કે કાલાચાંદનાં નયનોમાંથી નીકળી પ્રચંડ અગ્નિની જ્વાળા કેમ જાણે મને સળગાવી મૂકવા ધસી આવતી હોયની !

હવે રાજાની મોહતંદ્રા મટી તે વ્રજબાલા તરફ લક્ષ્ય કરીને બોલ્યો. " તમે શું કહ્યું ? "

સામેથી કશો ઉત્તર મળ્યો નહિ. નિર્લજ્જ વાચાળ સ્ત્રીની વાણી અધરો બહાર ફરી નીકળી શકી નહિ.

રાજાએ વજ્રબાલાને ઉદ્દેશીને ફરી પ્રશ્ન પૂછ્યો:—“ આ બન્દીવાન જૂઠું બોલે છે, એમજ ત્હમે કહ્યું ના ? એ માણસ વિષે ત્હમે શું જાણો છો ? ”

વજ્રબાલાએ પોતાની સહચરીને ધીરેથી કહ્યું:-“ તું બોલ. ”

આથી સહચરી એક ડગલું આગળ વધી. અને એકવાર ખોંખારો કરી તેણે પોતાનું ગળું સાફ કર્યું. પછી રાજા તરફ જોઇ તે મૃદુ કંઠે બોલી:—“ મહારાજ ! આપનો બન્દી જૂઠું બોલનારો, ધૂર્ત અને આચારભ્રષ્ટ છે. ”

આ શબ્દો રાજાને કાને પહોંચ્યા નહિ. એથી રાજા બોલ્યો:— “ ત્હમે શું કહોછો ? તે હું સાંભળી શકતો નથી. જરા તાણીને બોલો.”

આથી સહચરી વળી બે ડગલાં આગળ ગઇ. અને એક બે ખોંખારા ખાઈ ગળાને વધારે સ્વચ્છ કર્યું. અને પછી મોટે સ્વરે બોલી:—“ મહારાજ ! આ પુરુષ કાલાચાંદરાય બ્રાહ્મણકુળમાં જન્મેલો છે; છતાં તે આપણા ધર્મનો તેમજ આપણા દેશનો મ્હોટો શત્રુ છે. એ મુસલમાનનું—નવાબનું—દાસત્વ કરે છે. નોકરી માટે એણે હિંદુ ધર્મનો તથા હિંદુ મર્યાદાનો ત્યાગ કરવામાં પાછી પાની કરી નથી. પૃથ્વીમાં એવું કોઇ પાપકાર્ય નથી કે જે એનાવડે થયું ન હોય. એણે પોતાની ધર્મમૂર્તિ જનેતાનો, પતિવ્રતા પત્નીનો અને વંશપરંપરાની મર્યાદાનો ત્યાગ કરેલો છે. અને યવન પુત્રી સાથે વિવાહ કરેલો છે. વળી તે યવનપુત્રીને લોભે મુસલમાન થયો છે. એનાં અહીંઆં પાપી પગલાં થવાથીજ આ પવિત્રભૂમિ સ્યામ અંધકારે છવાઈ ગઇ છે. તથા જગ-

નાથજી પવિત્ર મંદિરનું શિખર તૂટી પડેલું છે. તો પ્રજાપ્રિય નરેશ ! આપ એ છદ્મવેશી કાફરને સજા કરો; સનાતન ધર્મનું રક્ષણ કરો."

કાલાચાંદની આ હકીકત સાંભળતાં ન્યાયમંદિરમાં ઉભેલો માનવ સમૂહ સ્તબ્ધ થઇ ગયો.

રાજાએ પૂછ્યું:—" બન્દી ! આ વાત સત્ય છે ? "

કાલાચાંદે કશો ઉત્તર આપ્યો નહિ. પોતાની છાતીએ પોતાના બંને હાથવડે સ્વસ્તિક કરી, ગર્વભરિત દૃષ્ટિએ તે કેવળ રાજાતરફ તાકી રહ્યો. આવી ગર્વભરી દૃષ્ટિ રાજાએ આજલગી કોઇ મનુષ્ય દીઠી નહોતી.

એક સભાસદ બોલી ઉઠયો:-" મહારાજાધિરાજ ! એ મનુષ્ય નથી પણ રાક્ષસ છે; એનો સત્વર નાશ થવો જોઇએ. "

રાજાએ મંત્રી તરફ જોઈ કહ્યું:—" મંત્રિ ! હવે શું કરવું ઉચિત છે ? "

મંત્રી:—" મહારાજ, બ્રાહ્મણ સદા અવધ્ય છે. "

રાજા:—" આ શું બ્રાહ્મણ છે ? "

મંત્રી—" હજુલગી એના ગળામાં જનોઇ દેખાય છે. "

રાજા:—" ત્યારે શું એને કેદખાનામાં પૂરવાનું કહોછો ?"

મંત્રી:—" ના મહારાજ, આપણા રાજ્યમાં એવા દુર્જનને સ્થાન આપી શકાય નહિ. "

મુકુન્દદેવ, હવે શું કરવું ? એ ન સમજાવાથી ગુંચવાઇ ગયો. તેણે સૌ સભાસદો ભણી નજર ફેરવી પરંતુ કોઇ માણસ કશી સલાહ આપી શક્યું નહિ.

રાજાની દૃષ્ટિ એકદમ વેસરમહંત ઉપર પડી. મહંત આ વખતે નેત્રો મીંચી કાંઇક વિચારમાં નિમગ્ન થયા હતા.

રાજાએ બૂમ મારી:—" મહંત મહારાજ ! "

મહંતે નેત્રો ઉઘાડયાં. રાજાએ પૂછ્યું:-" હવે કર્તવ્ય શું ?"

મહંત:—" દેશમાંથી બહિષ્કાર. "

રાજા:—" એ તો બહુજ સાધારણ સજા છે મહંત મહારાજ,"

રાજાનું વચન પૂરૂં થયું એટલામાં તો કાલાચાંદ બોલી ઉઠયો:— " આપ પોતેજ વેસર મહંત ! જેનું પવિત્ર નામ આખા દેશમાં ગવાઇ રહેલું છે તે ભકિતમાન મહાપુરુષ શું આપજ કે ? તો હવે મ્હારે મ્હારા મનની હકીકત જણાવવી નહિ પડે. કેમકે દિવ્ય દૃષ્ટિવડે આપ તો બધું જાણો છો. ભગવાન ! કહો કે મ્હારી વાસના શી રીતે પૂર્ણ થશે ?"

મહંત:—" સાહસિક યુવક ! ત્હારી અભિલાષા પૂર્ણ થાય એવો કશો ઇલાજ હમણાં તો દેખાતો નથી. "

કાલાચાંદ—" ત્યારે શું હું વિના કારણે અને વિના અપરાધે હિંદુસમાજથી તિરસ્કાર પામી સમાજબહાર બનીશ ?"

મહંત:—" યુવક! કારણ અકારણનો ન્યાય આપવો એ મ્હારું કામ નથી. "

કાલાચાંદ:—" બ્રાહ્મણવર ! મ્હારું અડકેલું અન્ન ગ્રહણ કરવા આપ તૈયાર છો ?"

મહંત:—" મહાપ્રભુનો પ્રસાદ હશે તો ખુશીથી ગ્રહણ કરી રાકીશ. મહાપ્રભુનો પ્રસાદ મ્લેચ્છ સ્પર્શ કરે તોપણ દૂષિત થતો નથી."

કાલાચાંદ:—" હું શું મ્લેચ્છ છું ?"

મહંત:—" એ હું જાણતો નથી. તોપણ જે માણસ સમાજમાંથી પોતાનું સ્થાન ખોઇ આશ્રય માગવા દેશેદેશ ભટકે છે; તેને હું હિંદુ કહી શકું નહિ. "

કાલાચાંદ:—" આપ પણ શું એવુંજ બોલશો ? મ્હારા મનમાં

આપને માટે અપાર શ્રદ્ધા અને ભક્તિ હતાં. અને મારા હૃદયમાં મ્હેં આપને માટે ઘણો ઉંચો વિચાર બાંધ્યો હતો. ”

મહંતઃ—“ હું તો તુચ્છ મનુષ્યમાત્ર છું. અને મ્હારી મતિ અતિ અલ્પ છે. ”

કાલાચાંદઃ—“ તોપણ આપની બુદ્ધિમાં શું લાગે છે તે જણાવો. શું હું હિંદુસમાજમાં સ્થાન મેળવવાને તદ્દન અયોગ્ય છું ? ”

મહંતઃ—“ હા. ”

કાલાચાંદઃ—શું હું હિંદુને નામે ઓળખાણ આપવાને પણ અયોગ્ય છું ? ”

મહંતઃ—“ હા. ”

કાલાચાંદઃ—“ બહુ સારૂં. આજથી હું તમારા હિંદપણાનો ત્યાગ કરૂંછું. હું મ્લેચ્છ કાફર અને મુસલમાન છું. જે યજ્ઞોપવીત મ્હેં ધર્મ, ગુરુ અગ્નિ અને નારાયણ સમક્ષ ગ્રહણ કર્યું હતું, તેનો હું આજે પારત્યાગ કરૂં છું. ”

આટલું કહી તેણે ગળામાંથી જનોઈ કાઢી મહંતના ચરણો તરફ ફેંકયું. આ વખતે તેની આંખોના એક ભાંગમાં જળ હતું; અને બીજા ભાગમાં અગ્નિના તણખા હતા. પરંતુ થોડીવારમાંજ એ જળ સૂકાઇ ગયું.

થોડીવારે તે કંપતા ઉંચા અવાજે બોલ્યોઃ—“ પરંતુ મહંત મહારાજ ! તમારૂં આજનું મહાપાપ તમે સ્મરણમાં રાખજો. આજે ત્હમે એક બ્રાહ્મણની હત્યા કરી તેનો આલોક તથા પરલોક બગાડી નાંખ્યો છે. ત્હમારે એ વાસ્તે એક દહાડો રોવું પડશે. ”

પછી તે રાજાની તરફ જોઇને બોલ્યોઃ—“ અને જે રાજા આવો મહા નિષ્ઠુર, જુલમી અને ધર્મ દ્રોહી છે; તેનું રાજ્ય પણ જલ્દી નાશ પામશે. ”

આટલું બોલી કાલાચાંદે એ ન્યાયમંદિરનો ઓરડો છોડી દીધો.

મંત્રી દનાર્દનને ચાર પાયદળ સિપાઇઓ કાલાચાંદને રાજ્યની હદબાર મૂકવા તેની સાથે સાથે ચાલ્યા.

કાલાચાંદ ગયા પછી કેટલીકવાર લગી તો સભામાં કોઇ કાંઇ બોલ્યું નહિ. છેલ્લે દનાર્દન બોલ્યોઃ—" એ નવાબનો જમાઇ પોતાના મનમાં એમ સમજતો હશે કે તેના સસરાની બીકે ઓઢીઆનરેશ ધ્રુજી જશે. "

રાજા મુકુન્દદેવ બોલ્યોઃ—" આપણે એ માણસને જવા દીધો તે ઠીક ન કર્યું. "

દનાર્દનઃ—" કાં ? "

રાજાઃ—" એ માણસ આપણા દેશ ઉપર પડાણુ સૈન્ય લાવી અત્યાચાર પણ કરી શકે. " એટલામાં ભૃગુરામ નામનો એક સભાસદ બોલ્યોઃ—" મહારાજ ! એવાં તો કૂતરાં અનેક ભસે, એમાં આવી ચિંતા શામાટે કરવી જોઇએ ? "

મહંતઃ—" ભૃગુરામ ! એનું બોલવું શ્વાનના ભસવા જેવું ન પણ હોય. હું તો જો કે દૃષ્ટિહીન છું, તેથી બરાબર જોઇ શકતો નથી; તો પણ મને લાગે છે કે એ માણસનો અભિશાપ સાચો નીવડશે."

મહંતના આ વચનો રાજાને કાને પડયાં નહિ. કેમકે રાજાનું મન વ્રજબાલા ભણી આકર્ષાએલું હતું. તે તેનાં લોચનો વ્રજબાળાના મુખના સૌંદર્યનું પાન કરી રહ્યાં હતાં. અત્યારે વ્રજબાલાના મુખારવિંદ ઉપર ઘુમટો નહોતો. એટલે એનું વદન વાદળાંનું આવરણ ખસી ગએલા પૂર્ણચંદ્રના જેવું જણાતું હતું. પોતાની સહચરી સાથે હવે વ્રજબાલાએ ધીરેધીરે એ ઓરડાનો ત્યાગ કર્યો.



પરિચ્છેદ ચોથો.

## પિછાન અને પ્રત્યુપકાર.

प्रत्युपकुर्वन्बह्वपि न भवति पूर्वोपकारिणा तुल्यः ।
एकोऽनुकरोति कृतं निष્કारणमेव कुरुतेऽन्यः ॥

" ઓ ઘોડાવાળા ! ઉભો રહે, ઉભો રહે.

જગન્નાથપુરીથી બંગાલાભણી પ્રયાણ કરતા એક મુસાફરે સામા ચાલ્યા આવતા એક ઘોડેસ્વારને આ પ્રમાણે બૂમ મારી. પરંતુ ઘોડેસ્વારે તે સાંભળ્યું નહિ. અથવા તો તે સાભળી શક્યો નહિ. આથી પેલા મુસાફરે પોતાના બંને હાથ ઉંચા કર્યા અને ફરી બૂમ મારી કહ્યું:—" ઓ ઘોડાવાળા ! જરા ઉભો રહે, ઉભો રહે. "

ઘોડાવાળાએ લગામ તાણી ઘોડો ઉભો રાખ્યો; ને પેલા મુસાફરભણી જોઇને કહ્યું:—" કેમ ? મ્હને શા માટે અટકાવ્યો ? તું કોણ છે ? "

મુસાફર:—" હું અટકાવતો નથી; થોડીવાર ઘોડાને વિસામો આપવાનું કહું છું. "

ઘોડેસ્વારે પોતાના થનગન થનગન કરતા ઘોડાને કાબુમાં લીધો. આ સમયે સંધ્યાનો સમય વ્યતીત થયો હતો. નભમંડળમાં પૂર્ણચંદ્ર ખીલવા લાગ્યો હતો; અને ભૂતલ ઉપર રૂપેરીરસ જેવી જ્યોત્સ્ના રેલાવા લાગી હતી. દૂરથી દેખાતા જગન્નાથજીના મંદિર ઉપર, વૃક્ષોના ઉપર અને ખેતરોમાં ઝુલતા ધોડો ઉપર એ જ્યોત્સ્ના પોતાની ધવળતા પાથરવા લાગી હતી. કૌમુદીવસના પૃથ્વી અને શશી સામસામાં નીરવહાસ્ય કરી રહ્યાં હતાં.

જ્યોત્સ્નાને પ્રકાશે મુસાફરે જોયું તો એ ઘોડેસ્વારને અંગે મુસલમાની પહેરવેશ હતો. વળી એ પહેરવેશ પણ મૂલ્યવાન હતો.

સ્વારે પૂછ્યું:—" અહીંથી પુરી કેટલે છેટી હશે ?

મુસાફરઃ—" જણાય છે કે આપ મુસલમાન છો, તો હિન્દુના તીર્થક્ષેત્રનું આપને શું પ્રયોજન છે ?"

સ્વારઃ—" હિન્દુ રાજાની સાથે મળવું છે."

મુસાફરઃ—" રાજાને મળવું છે ? સાવધાન રહેજો ભાઈ, હિન્દુઓનો વિશ્વાસ કરજો માં."

સ્વારઃ—" નવાઇની વાત છે કે ત્હમે પોતે હિંદુ હોવા છતાં આવી વાત બોલો છો."

મુસાફરઃ—" હું હિંદુ નથી; મુસલમાન છું."

સ્વારઃ—" ત્હમે શું મુસલમાન છો ?"

મુસાફરઃ—" હા, તમે મ્હારે શરીરે શું જનોઈ જુઓછો ?"

સ્વારઃ—" ના, ત્હમારે શરીરે જનોઈ તો જણાતું નથી; પરંતુ ઘણા હિંદુઓ કાંઇ જનોઇ રાખતા નથી."

મુસાફરઃ—" બધા રાખતા નથી એ ખરૂં, પણ હું તો રાખતો હતો; અને એક દહાડો મ્હને 'બ્રાહ્મણ' જાતિને નામે ઓળખતા હતા. તોપણ હવે હું હિન્દુ નથી, મુસલમાન છું."

સ્વારઃ—" એનું ગમે તેમ હો. મ્હને એટલુંજ કહોને કે પુરી કેટલીક દૂર છે ?"

મુસાફરઃ—" દશેક ગાઉ."

સ્વારઃ—" અને ઘોડેથી જતાં ?"

મુસાફરઃ—ત્હમે ઘોડે બેસી પુરી તરફ હવે જઇ શકશો નહિ."

સ્વારઃ—" કારણ ?"

મુસાફરઃ—"કારણ બીજું કાંઈજ નહિ; ઘોડાની મ્હારે જરૂર છે."

સ્વારઃ—"ત્હમારે જરૂર ભલે હોય, પણ એ જરૂર પૂરી પડશે એવી આશા રાખશો નહિ."

મુસાફરઃ—"નકામો વખત કાં ખોવરાવો ? મ્હારે જલ્દી તંડામાં પહોંચી જવું છે."

સ્વારઃ—"હું પણ એ તરફથીજ આવું છું. ને મ્હને પણ માર્ગમાં ત્રણ ચાર ત્હમારા જેવા લૂટારાઓએ ઘેર્યો હતો, પરંતુ મ્હારા હાથમાં તલવાર છે ત્યાં લગી કોઈની મગદૂર નથી કે મ્હારૂં કાંઈ લઇ શકે."

આટલું બોલી ઘોડેસ્વારે પોતાના મ્યાનમાંથી તલવાર તાણી.

મુસાફરઃ—"ત્હમે મ્હને શું લુટારો ધાર્યો ?" આટલું વાક્ય તેણે પૂરૂં કર્યું એટલામાં તો મનમાં બીજોજ વિચાર ઉપજતાં તે બોલ્યો. "હા હા, હું હવે લુટારોજ છું. હવે તો નાશ કરવો એજ મ્હારૂં કામ છે. તો સાવધાન યવન ! ઘોડો મૂકી દે; નહિ તો ત્હારો બચાવ થવાનો નથી."

સ્વારઃ—"અરે પગપાળા શસ્ત્રહીન મુસાફર, વૃથા અભિમાન શા માટે ધરાવે છે ?"

મુસાફરઃ—"હું શસ્ત્રહીન નથી હો, મ્હારી પાસે શસ્ત્રો છે હો. એ શસ્ત્રો મ્હેં શી રીતે મેળવ્યાં તે સાંભળવું છે ? પુરીના રાજાના ચાર પાયદળ સૈનિકો મ્હને રાજ્યની હદ બહાર મૂકવા આવ્યા હતા. મ્હેં તેમની પાસેથી એક શસ્ત્ર માગ્યું. પણ કોઇએ આપ્યું નહિ. ત્યારે મ્હેં એક સૈનિક પાસેથી ઝડપ મારી તાણી લીધું ને તે વડે કેટલાકનો સંહાર કર્યો. જો આ લોહીએ રંગાએલી તરવાર !"

બોલતાં બોલતા મુસાફરે પોતાના વસ્ત્ર નીચેથી તરવાર બહાર કાઢી.

આ જોઈ ઘોડેસ્વાર પણુ પોતાની તરવાર ઉંચી ઉપાડી બોલ્યોઃ– "તો ઠીક છે, ત્હારામાં શક્તિ હોય તો પોતાના શરીરનો બચાવ કર."

મુસાફર મ્હોં મલકાવીને બોલ્યોઃ–"અરે નાદાન, તું શું કાલાચાંદરાયને તરવાર ઉગામી બ્હીવરાવવા ચાહે છે?"

પેલો ઘોડેસ્વાર આ વચન સાંભળી આશ્ચર્ય ચકિત થઇ ગયો ને બોલ્યોઃ—"આપ શું કાલાચાંદરાય છો?"

કાલાચાંદઃ—"હા, લોકો મ્હને એ નામે ઓળખે છે."

ઘોડેસ્વારઃ—"નવાબના જમાઈ તે ત્હમે પોતેજ?"

કાલાચાંદઃ—"હા, એમાં સદેહ નથી."

આ સાંભળતાંજ છલંગ મારી પેલો ઘોડેસ્વાર ઘોડા ઉપરથી નીચે ઉતરી પડયો. અને કાલાચાંદની પાસે આવી સન્માનથી બોલ્યોઃ– "ફોજદાર સાહેબ, આપની કચેરીમાં હું એકવાર બન્દીવાન થઇને આવેલો હતો, તે પછી હું આપનોજ અતિથિ બની કેટલોક સમય આપને મકાને રહ્યો હતો. આપને એ વાત સાંભરે છે કે નહિ? આપની પાસેથી મ્હેં જેવો મેમાનગતિનો તથા શસ્ત્રશિક્ષણનો લાભ મેળવ્યો છે; તેવો લાભ આખા બંગાલામાંથી મ્હને કયાંઇજ મળ્યો નથી. આપેજ મ્હારા જીવનની તથા આબરૂની રક્ષા કરેલી છે. ને છેલ્લે ગુન્હામાંથી આપેજ મને છોડી મૂકયો છે. ફોજદાર સાહેબ, આપે મ્હારા ઉપર જે ઉપકારો કરેલા છે; તે હું કદિ ભૂલી શકું તેમ નથી."

કાલાચાંદ આ ભાષણ સાંભળી આશ્ચર્ય પામ્યો, અને બોલ્યોઃ– "અસ્પષ્ટ પ્રકાશને લીધે હું આપને ઓળખી શકયો નથી; તે માટે મ્હને ક્ષમા આપશો."

પેલો ઘોડેસ્વાર બોલ્યોઃ—"ફોજદાર સાહેબ! આપની પાસે

હવે હું મારૂં નામ ઠામ છૂપાવીશ નહિ હું હતભાગી સુલતાન ઇબ્રાહિમખાંનો પુત્ર છું."

કાલાચાંદઃ—" શું આપજ રાજ્યભ્રષ્ટ સુલતાનના પુત્ર કરિમશા ? સુલતાન ! મ્હારી સલામ ગ્રહણ કરો."

કરિમશાઃ—" દોસ્ત ફોજદારસાહેબ, ત્હમારી પાસે હું સુલતાન પણ નથી, અને પાદશાહ પણ નથી. માત્ર કરિમશા છું. જ્યાંસુધી આ કરિમશા જીવતો રહેશે; ત્યાંસુધી તે આપનો દેવાદાર રહેશે. આપને આપું એવું મ્હારી પાસે કાંઇ નથી. રાજ્ય અને ધન એ બધું ગએલું છે. પરંતુ હવે જે છે તે આપવા ચાહું છું; ને તે વસ્તુ તે માત્ર મ્હારી પ્રીતિ અને સ્નેહ છે."

કાલાચાંદઃ—" આપનો સ્નેહભાવ બસ છે."

કરિમશાઃ—" તો એ સ્નેહભાવના ચિન્હરૂપે આપ મ્હારો આ અશ્વ કબૂલ કરો." આ સાંભળી કાલાચાંદ બે પગલાં પાછો હઠી ગયો અને બોલ્યોઃ—" એમ કેમ બને પછી આપ પુરીમાં શી રીતે જઈ શકો ?"

કરિમશાઃ—" પગે ચાલીને."

કાલાચાંદઃ—" આપ ક્યાં લગી જવાના છો ?

કરિમશાઃ—" પુરીના રાજાના મ્હેલ લગી."

કાલાચાંદઃ—" કારણ પૂછું તો કહેવામાં હરકત નથી ના ?

કરિમશાઃ—" મ્હારી તરવાર એને આપવા જાઉં છું."

કાલાચાંદઃ—" હવે ફરી બંગાલામાં આવવું નથી શું ?"

કરિમશાઃ—" હવે બંગાળામાં શું આવવું !"

કાલાચાંદઃ—" પહેલાં હું આપને ઓળખી શક્યો નહોતો."

કરિમશાઃ—" તે વખતે જો મ્હેં મ્હારૂં ઓળખાણ આપ્યું હોત તો આપનો નવાબ મ્હને કતલજ કરત."

કાલાચાંદઃ—" હું હોત ત્યાંલગી તો આપને કશો ભય નહોતો."

કરિમશાઃ—" પણ એથી વધારે મુશ્કેલી ઉભી થાત. સલીમશા મ્હારા પિતાનો કટ્ટો શત્રુ છે."

વિચાર કરી જોતાં કાલાચાંદને જણાયું કે કરિમશાનું ધારવું પણ અસંભવિત નથી.

કરિમશાઃ—" ફોજદાર સાહેબ, હવે હું રજા લઉં. જીવન હશે તો ફરી આપનો મેળાપ થશે."

આટલું બોલી કરિમશા પગવાળો જગન્નાથપુરી તરફ ચાલવા લાગ્યો. હવે કાલાચાંદ પણ કાળક્ષેપ ન કરતાં આવે બેસી પોતાને રસ્તે પડ્યો.



## પરિચ્છેદ પાંચમો.

### નવો ઈલ્કાબ

तेजस्विनि क्षमोपेते नाति कार्कश्यमाचरेत् ।
अतिनिर्मन्थनादग्निश्चन्दनादपि जायते ॥

( પ્રસ્તાવિક. )



કાલાચાંદઃ—" બંગાલાના નવાબ, શહેનશાહ પાદશાહ!"

નવાબઃ—" કેમ છે ફરજંદ કાલાચાંદ!"

કાલાચાંદઃ—" હું ઇસ્લામ ધર્મ ગ્રહણ કરી આપનાં કદમોમાં નમન કરવા આવ્યો છું."

નવાબ:—“ બહૂત ખૂબ, બહૂત ખૂબ ફરજંદ હું બહુ ખુશી થયો છું. હું ત્હમને ખૂબ જાગીર અને ખૂબ દૌલત આપીશ. ”

કાલાચાંદ:—“ આપની મહેરબાનીની હદ નથી. ”

નવાબ:—“ હું આપને પાંચહજાર સેનાના ઉપરી નીમુંછું. ”

કાલાચાંદે ભોંયે હાથ અડાડી સલામ કરી ને પછી તે બોલ્યો:— “ ફરજંદના ઉપર પાદશાહની અપાર દયા છે. પરંતુ હું સેના લઇને શું કરું ? જો કાર્ય કરવાનું ક્ષેત્ર ન હોય તો સેનાપતિ થવું શું કામનું ?”

નવાબ:—“ પોતાને અનુકૂળ પડે તેવું સ્થળ શોધી લેવું. ”

કાલાચાંદ:—“ બહુ સારૂં જનાબ, મ્હારી એવી ઇચ્છા છે કે ઓઢીઆનો મુલક જીતવો. ”

નવાબ:—“ ઓઢીઆ જીતવો ? ”

કાલાચાંદ:—“ હા જહાંપનાહ ! ”

નવાબ:—“ એ વાત અસંભવિત છે ફરજંદ ! ”

કાલાચાંદ:—“ શામાટે જહાંપનાહ ! ”

નવાબ:—“ મ્હારી માન્યતા એવી છે કે ઓઢીઆ ન જીતી શકાય એવો પ્રદેશ છે. હા, જો એની અંદર માંહોમાંહે ફુટફાટ થાય તો ઓઢીઆ જીતાશે એમ હું ધારી શકું. નહિ તો કોઈ દહાડો જીતાશે નહિ. આપણાથી તો શું પણ દિલ્લીશ્વરની સેનાથી પણ નહિ.”

કાલાચાંદ:—“ જહાંપનાહ મારાથી વધારે સમજે એ હું કબૂલ કરૂંછું. તોપણ પૂછુંછું કે ઓઢીઆનરેશ કૃષ્ણરાય, ઇસ્માઇલ ગાજીને હાથે પરાજ્ય પામ્યો નહોતો કે ? જો એ સત્ય હોય તો ઓઢીઆ અજીત પ્રદેશ ન ગણાય. ”

નવાબ:—“ ના, એ હકીકત બીજા પ્રકારની છે. કૃષ્ણરાય જ્યારે ઓઢીઆમાં નહોતો ત્યારે ઇસ્માઇલ ગાજી ચોરની પેઠે છાનોમાનો

જઈ કટક અને પુરી લૂટી આવ્યો હતો. પરંતુ જ્યારે કૃષ્ણુરાય ઓ-ઢીઆમાં પાછો આવ્યો ત્યારે એણે ઇસ્માઇલની ગરદન ઝાલી તેને ઓઢીઆમાંથી નસાડી મૂક્યો હતો. આ વાત તમારા ધ્યાનમાં નથી કાલાચાંદ! હું તો એમ સમજું છું કે ઓઢીઆના જેવા દુર્ઘર્ષ યોદ્ધાઓ આપણા બંગાલામાં પણ નથી. લગભગ ત્રણસો વર્ષથી તેનાપર જબરા જબરા પઠાણ સરદારોએ અને સુલતાનોએ હલ્લા કરેલા છે, પણ ઓ-ઢીઆ જીતાયો નથી. ઉલટું અનેકવાર ઓઢીઆની સેનાએ આ દેશનું રાજ્ય અને રાજધાની લૂટેલ છે. ને તેથીજ હું કહું છુ કે ઓઢીઆ જીતાવો અસંભવિત છે."

કાલાચાંદ:—"પણ પ્રયત્ન કરી જોવામાં કાંઈ વાંધો છે?"

નવાબ:—"પ્રયત્ન કરવા જતાં આપણી હાર થાય તો હારનું અપમાન હું સહન કરી શકું નહિ."

કાલાચાંદ:—"આપને માલૂમ છે કે આપણા રાજ્યનો નાશ કરવા સારૂ દિલ્લીશ્વર અકબર પાદશાહે ઓઢીઆના રાજાની સાથે મિત્રાચારી બાંધેલી છે?"

નવાબ:—"ના, એ હું જાણતો નથી. એમ થયું હોય તો તો મહા આપત્તિ આવી કહેવાય." એટલામાં નવાબનો પુત્ર દાઉદખાં એ ઓરડામાં આવ્યો; ને બોલ્યો:—"હા, દિલ્હી પતિએ ઓઢીઆના રાજા સાથે સલાહ કરીછે એ વાત સત્ય છે. મ્હેં વઝીર ખાંજહાંન પાસેથી સાંભળ્યું છે કે અકબરશાહે એક દૂત ઓઢીઆ નરેશ મુકુન્દ દેવપાસે મોકલેલ છે. એ દૂતનું નામ હસનખાં છે."

નવાબ:—"તો કાલાચાંદની વાત વિચાર કરવા યોગ્ય છે. ઠીક છે. ચાલો વજીર અને સેનાપતિને હમણાંજ બોલાવો."

થોડીવારમાં બંનેએ આવી સલામો ભરી. વજીરની પાસેથી

તમામ હકીકત જાણી લીધા પછી નવાબ બોલ્યો:—" હવે આપણું કર્ત્તવ્ય શું ?"

સેનાપતિઃ—" આપણા ઉપર એ ચઢી આવે તેના પહેલાં આપણે એના મુલક ઉપર ચઢાઇ કરવી એ ડહાપણનું કામ છે."

દાઉદખાં:—" મ્હારો પણ એજ મત છે. દિલ્હીપતિનું અને ઓઢીઆનું એ બંને લશ્કરોને ભેગાં થાય તો આપણો નાશ થવો સંભવે છે."

નવાબ કાંઇ પણ બોલ્યો નહિ, પરંતુ વજીર ખાંજહાંન સેનાપતિ કતલુખાંને પૂછવા લાગ્યો.

વઝીરઃ—" સેનાપતિ સાહેબ! ઓઢીઆ જીતવામાં કેટલા સૈન્યની જરૂર છે ?"

સેનાપતિ કતલુખાં કાંઇક વિચારમાં પડયો. ને પછી બોલ્યો:—" ઓઢીઆના રાજા પાસે અપાર સૈન્ય છે વળી એ સૈન્ય નિર્બળ કે બીકણ નથી. એટલે ઓઢીઆ જીતવા માટે ઓછામાં ઓછું પાંચલાખનું સૈન્ય તો જોઇશે. તે વિના ઓઢીઆ જીતાવો સંભવિત નથી."

વજીરઃ—" પાંચલાખ સૈન્ય આપણી પાસે નથી. માટે યુદ્ધ કરવાની વાત ઉપાડવી એ ડહાપણનું કામ નથી."

સુલતાન કાલાચાંદ તરફ જોઇને બોલ્યો:—" કાલાચાંદ, ત્હમને કેટલું લશ્કર આપીએ તો ઓઢીઆ જીતી શકો ?"

કાલાચાંદ ગંભીરભાવ ધારણ કરી બોલ્યો. " સુલતાન, મેં કદિ યુદ્ધ કરેલું નથી. તોપણ મ્હને વિશ્વાસ છે કે સુલતાનની સેનાનો એક માણસ તે દશહિંદુઓ કરતાં પણ વધારે બલવાન છે.

સુલતાન વજીરના મ્હોંભણી જોઇને બોલ્યો:—" વજીરસાહેબ, આપનો શો અભિપ્રાય છે ?"

વજીરઃ—" જહાંપનાહ ! મ્હારે વિચારે તો યુદ્ધ કરવું વાજબી નથી. સૂતેલા સિંહને નાહક જગાડી જોખમ વ્હોરવું એ યોગ્ય નથી."

આ સાંભળી નવાબ વિચારમાં પડી ગયો. તેના સામું જોઇ કાલાચાંદ તેજભરી વાણીએ બોલ્યોઃ—

જહાંપનાહ ! આપે જ્યારે મોંગીરપાસે દિલ્હીશ્વર સાથે યુદ્ધ કરેલું તે વખતે તો આપે આવી જરા પણ શંકા કરી નહોતી. વળી આપે જ્યારે મૂઠ્ઠીભર સૈન્ય લઇ બાજની પેઠે બંગાલા ઉપર ઝડપ મારી અને બંગાલા જીત્યો, ત્યારે પણ લગારે શંકા કરી નહોતું પરંતુ; અત્યારે આપનામદાર આટલી બધી દુર્બળતાના વિચારો શામાટે આપે છે? તે હું સમજતો નથી. પણ મ્હને લાગે છે કે આપની તરવારમાં કેટલી શક્તિ છે ? તેનું અત્યારે આપને વિસ્મરણ થયું છે. અરે જે વીરકેશરી પર્વત ઉલ્લંઘવાને સમર્થ છે તે શું એક ક્ષુદ્ર રાફડો જોઇને પાછી પાની કરશે ? જહાંપનાહ ! એવી કાયરતાના ને શંકાના વિચારોનો ત્યાગ કરો. હું આપની તરવારમાં યશ અને વિજયલક્ષ્મી જોઉંછું. આ ચેતનહીન વૃદ્ધ વજીરની સલાહ પ્રમાણે આપજો નિશ્ચેષ્ટ થઇને બેસશો તો હિંદુ અને મોગલ સૈન્યના એકત્ર બળથી થોડાજ સમયમાં દળાઈ જશો ?"

સુલતાન ઉત્તેજીત થઇને બોલ્યોઃ—" ના ના, હવે મ્હને લેશ પણ શંકા કે સંકોચ નથી. મ્હારી ખાત્રી થઇછે કે જરૂર આપણે કીર્તિ મેળવશું. કાલાચાંદ, ત્હારે તૈયાર થાઓ, હું ત્હમને યુદ્ધના સેનાપતિને પદે નીમુંછું. કતલુખાં ત્હમારી સાથે મદદગાર તરિકે કામ કરશે. પરંતુ હું તમને એક લાખથી વધારે સૈન્ય આપી શકીશ નહિ. "

કાલાચાંદઃ—" મ્હારે એક લાખ સૈન્યે સુલતાનની તરવારને ફતેહ અપાવવી. "

આ સાંભળી કતલુખાં મૂછમાં હસ્યો. અને વજીરે પોતાનું મુખ પાછું ફેરવ્યું.

નવાબઃ—" કાલાચાંદ, ત્હમે હિંદુ હોવા છતાં હિંદુરાજ્યનો નાશ કરવા કેડ બાંધી છે તેથી હું ઘણો ખૂશ થયો છું. ને ખુશાલીમાં હું ત્હમને આજે એક નવો ઇલ્કાબ બક્ષુછું. આજથી હવે ત્હમને લોકો ઇલ્લાહ આબાદ કાલાપહાડ ને નામે બોલાવશે. હું ખુદાતાલાની પાસે માગું છું કે તમારૂં આ ઇલ્કાબવાળું નવું નામ બંગાલામાં સદાકાળ મશહૂર રહે.



પરિચ્છેદ છઠ્ઠો.

## " લલનાની લાલસા. "

विश्वामित्रपराशयप्रभृतयो वाताम्बुपर्णाशनाः
तेऽपि स्त्रीमुखपंकजं सुललितं दृष्टैव मोहं गताः ॥
शाल्यन्नं सघृतं पयोदधियुतं ये भुञ्जते मानवाः
तेषामिन्द्रियनिग्रहो यदि भवे द्विन्ध्यस्तरेत्सागरे ॥

( भर्तृहरि. )

સમુદ્રકાંઠા પાસેની વાલુકાના વિશાળ તટમાં એક નાનકડી પર્ણકુટી દેખાય છે. એ પર્ણકુટી અનન્ત વિશ્વના ભાલપ્રદેશમાં આવેલા એક તલ જેવી દેખાય છે. એ પર્ણકુટી આગળ વ્રજબાલા રેતીઉપર બેઠેલી છે. એની પાસે એની સહચરી નિર્મળા પણ જોવામાં આવેછે.

સમય દિવસના પાછલા પહોરનો છે. સૂર્યનારાયણ પશ્ચિમાકાશમાં લટકી ગએલો છે. અને તેનાં કિરણો લાંબાં લાંબાં થઇ પશ્ચિમ ક્ષિતિજ લગી પ્રસરેલાં દેખાય છે. પૂર્વદિશાનું મુખ મ્લાન છે, પણ પશ્ચિમ દિશાનું મુખ પ્રફુલ્લિત જણાય છે.

નિર્મળાનું વિશેષ ઓળખાણુ આપવાની આવશ્યકતા લાગે છે. નિર્મળા એ એક ગૃહસ્થની પુત્રી છે. પણુ બાલવિધવા છે. તેની માતા સ્વર્ગવાસી થવાથી તેના પિતાએ ફરી વિવાહ કરેલો હતો; આથી પિતાના ઘરમાં ઓરમાન માતાની પાસે નિર્મળાની સ્થિતિ દાસીના જેવી બની ગઇ. વયની વૃદ્ધિ થવા લાગી. અને એ વિકારોની તૃપ્તિની અભિલાષાએ તે આજુબાજુએ જોવા લાગી. એ પ્રસંગે પતિનું ઘર છોડી ભમતી ભમતી વ્રજબાલા, નિર્મળાના પિતાને ઘેર અતિથિ થઇ. વ્રજબાલા બંગાલાનો પરિત્યાગ કરી ઓઢીઆભણી જતી હતી. ને એ રસ્તામાં આવેલા એક ગામડામાં નિર્મળાના પિતાનો નિવાસ હતો. આ પ્રમાણે વ્રજબાલા સાથે નિર્મળાનો એક દહાડો પરિચય થયો. પણુ એ એક દહાડાને પરિચયે તો વ્રજબાલાએ નિર્મળાનું મન આકર્ષી લીધું. બીજે દહાડે જ્યારે વ્રજબાલાએ ઓઢીઆભણી પ્રયાણુ કરવા માંડ્યું, ત્યારે નિર્મળા પણુ પિતાનું સ્નેહશૂન્ય ઘર મૂકી વ્રજબાલાની સંગી બની. મતલબ કે નિર્મળા દુશ્ચારિણી ન હોવા છતાં પણુ વ્રજબાલાની પેઠે કુલત્યાગિની તો હતી જ.

નિર્મળા શિક્ષિતા થએલી, સૌંદર્યવાળી, બુદ્ધિમતી યુવતી હતી. તોપણુ તેનું સૌંદર્ય વ્રજબાલાની પાસે તો સૂર્ય પાસે આગીઆ જેવું જણાતું. તેમજ બુદ્ધિમત્તામાં અને શિક્ષણુમાં પણુ તે કોઇ રીતે વ્રજબાલાને પહોંચી શકે તેવું નહોતું.

રેતાળ તટમાં પાસે બેઠેલી નિર્મળાએ વ્રજબાલાને પૂછ્યું.

નિર્મળાઃ—" વ્રજબાલા, હવે તો ત્હારું શ્રીક્ષેત્રમાં આવવાનું પ્રયોજન સંપૂર્ણુ રીતે પાર પડ્યું ના ? "

વ્રજબાલાઃ—" ના, કાલાચાંદને અપમાનિત કરાવવાથી મ્હારું

અહીં આવવાનું પ્રયોજન પૂર્ણ થયું નથી. પણ હવે તો અત્યારથીજ મ્હારા કર્ત્તવ્યનો આરંભ થયો છે. ”

નિર્મળા:—“ એ શું વજબાલા ? હું એમાં તો કશું સમજી શકતી નથી. ”

વજબાળા:—“ મુસલમાન થએલો કાલાચાંદ હવે ઓઢીઆમાં પોતાના વૈરનો બદલો લેવાને આવશે. ”

નિર્મળા:—“ શી રીતે ? ”

વજબાલા:—“ બંગાલાના નવાબનું સૈન્ય લઇને. ”

આ સાંભળી નિર્મળા ભયભીત બની ગઇ. મૂળથીજ તેનો સ્વભાવ બીકણ હતો, માણસનું લોહી જોતાંજ તેની હિંમત પલાયન કરી જતી. જોકે મત્સ્યને કાપતી વખતે તેના ચિતમાં જરાપણ ભયનો સંચાર થતો નહિ. તેમજ માંકડ કે મચ્છરને મારતાં જે લોહી જોવામાં આવતું તેથી તે બીતી નહિ. તો પણ મનુષ્યનું લોહી જોતાં તેને જાણે માથામાં ચક્કર આવતાં. તેમ છતાં લડાઇની વાતો અને તેમાં લોહીની નદીઓ ચાલવાની વાતો તે આનંદે સાંભળતી. દુઃશાસનનું ભીમે રુધિરપાન કર્યું એ વાત અનેકવાર સાંભળ્યા છતાં તેને અરુચિ થઈ નહોતી. ક્ષણવાર મોન ધારણ કર્યા પછી નિર્મળા બોલી: “ ત્હારી ઇચ્છા પ્રમાણે યુદ્ધનો અગ્નિ તો સળગ્યો છે. એટલે હવે આપણે અહીંથી ખસી જઇએ તો ઠીક લાગે છે. ”

વજબાલા:—“ ના, તો સળગેલો અગ્નિ વખતે બૂઝાઈ જાય.”

નિર્મળા આ વાત સમજી નહિ તેથી બોલી:—“ સળગેલો અગ્નિ બૂઝાઇ શી રીતે જાય વજબાલા ? ”

વજબાલા;—“ વખતે ઓઢીઆનો રાજા મુસલમાનલશ્કર સાથે સંધિ કરે તો સળગાવેલો અગ્નિ બૂઝાઈ જાય.

નિર્મળાઃ—" તો તું અહીંઆં રહીને શું કરવાની હતી ?"

વ્રજબાલાઃ—" હું સંધિ થવા દઈશ નહિ. "

નિર્મળાઃ—" તું સંધિ થવા દઇશ નહિ ?

વ્રજબાલાઃ—" હા, હું સંધિ થવા દઈશ નહિ. "

નિર્મળાના અધરોપર જરા હાસ્ય ફરક્યું. વ્રજબાલા તે તરફ લક્ષ્ય ન આપતાં બોલીઃ—" નિર્મળા, ત્હેં મ્હને થોડા દહાડાથીજ જોઇ છે; એટલે મારી શક્તિ તું જાણતી નથી. મ્હારી શક્તિ આજ લગી ક્ષત્રિને અભાવે ગુપ્ત રહેલી હતી, પણ હવે ક્ષત્રિ માત્ર થયું છે.'

નિર્મળાઃ—" ત્હારામાં કેટલી શક્તિ છે ? તેનો મ્હને યથાયોગ્ય પરિચય થયો છે. તે દિવસે ન્યાયમંદિરમાં ઘુંઘટો તાણી તું મ્હારી પાછળ લપાઇ ગઇ હતી ને બોલવા માટે મ્હને આગળ કરતી હતી એજ ત્હારી શક્તિ ના ?"

વ્રજબાલાઃ—" કોણ જાણે શા કારણથી તે દિવસે મ્હારા મનમાં ક્ષણિક નબળાઇ આવી ગઈ હતી."

નિર્મળાઃ—" દુર્બળતા એ આપણો સ્ત્રીજાતિનો સ્વભાવ છે."

વ્રજબાળાઃ—" ના, એમ નથી. તું જો જે કે એકદહાડો ઓઢીઆનો રાજા, પોતાનું રાજ્ય મ્હારા ચરણોપાસે મૂકેછે કે નહિ ?"

નિર્મળાઃ—" ત્યારે ત્હારી ઇચ્છા શું ઓઢીઆની રાણી બનવાની છે ? તું એમ ધારે છે કે ઓઢીઆમાં રૂપાળી સ્ત્રીઓની ખોટ છે ?"

વ્રજબાલાઃ—" નિર્મળા, તું મૂર્ખ છે. "

નિર્મળાઃ—" બરાબર છે"

વ્રજબાલાઃ—નિર્મળા સુંદરિ ! વ્રજબાલા આ પૃથ્વીમાં એકજ

નિર્માણ થએલી છે; બે ત્રણ નહિ. જેનામાં બુદ્ધિશક્તિ છે, તેમજ યૌવન અને રૂપ છેઃ તે કોઇ કાલે શક્તિ રહિત છે એમ સમજવું નહિ."

નિર્મળાઃ—" ત્હેં ઘર છોડવામાં કેટલો વખત થયો ?"

વ્રજબાલાઃ—" ત્રણ ચાર વરસ "

નિર્મળાઃ—" એ ત્રણચાર વરસમાં તો તું ઘણું શીખી હઇશ."

વ્રજબાલાઃ—" શીખવાનું તો ઘરમાંજ મળે છે. બાલ્યવસ્થામાં હૃદય જ્યારે કુમળું હોય છે તે વખતે ઘરમાં તેના ઉપર જે જે સંસ્કારની છાપો પડે છે તે કદિ ભૂંસાતી નથી. મ્હારી જીવન-કહાણી સાંભળીશ ?"

આ પ્રમાણે વાર્ત્તાલાપ કરતાં વ્રજબાલાનો વિચારપ્રવાહ બીજી દિશાએ વળ્યો. એટલામાં સમુદ્રમાંથી એક મોટો તરંગ, ધવલ ફીણોની માળાને પોતાના મસ્તક ઉપર નચાવતો નચાવતો જ્યાં આ બે જણાં બેઠાં બેઠાં વાતો કરતાં હતાં ત્યાં લગી આવ્યો. અને વ્રજબાલાનાં ચરણોમાં આળોટવા લાગ્યો. પણ તરતજ એક તેથી પણ મોટા તરંગે પેલા તરંગ ઉપર પોતાનું વિશાળ શરીર નાંખી તેને જાણે દાબી દીધો. વ્રજબાલાએ જોયું તો તેને પેલા પહેલા તરંગનું તો ચિન્હ પણ દેખાયું નહિ. !

વ્રજબાલા બોલીઃ—" નિર્મળા, ત્હારી ઉમર મ્હારા કરતાં ન્હાની નથી. વળી તું સુંદર પણ છે. એટલે મ્હારો મનોભાવ તું કાંઇક સમજી શકશે. નાનપણમાં હું પૂરેપૂરી સમજણી થઇ નહોતી ત્યાં તો હું સાંભળવા લાગી કે હું પરમ સૌંદર્યવાળી છું. મ્હને જે જોતું તે કહેતું કે " અહા ! શી સુંદર બાલિકા છે ?" કોઇ તો એમ પણ બોલતું " આ તો જાણે ઉડતી સ્વર્ગની પરી !" મ્હારી ઉમર જેમ જેમ

વધવા લાગી તેમ તેમ ચારેબાજુથી મ્હારાં રૂપનાં હું વખાણ સાંભળવા લાગી. હું જે અભિલાષા કરતી તે સહજમાં મેળવી શકતી. મ્હારી ઇચ્છાની ગતિ કોઇ અટકાવી શકતું નહિ."

એટલામાં એક સમુદ્રતરંગ ઉછળી, પછડાઇ વ્રજબાલાના પગપાસે પડયો. એનાં જળકણો વ્રજબાલા તથા નિર્મળાના શરીર ઉપર પડયાં. વ્રજબાલાએ તો એ ઉપર લક્ષ્ય પણ આપ્યું નહિ. પણ નિર્મળા સમુદ્રને ગાળો દેતી દેતી ઉભી થઇ. સમુદ્રે એ ગાળો સાંભળી કે કેમ ? તે અમે જાણતા નથી, પરંતુ સમુદ્રે ફરી બીજો એક તરંગ મોકલી વ્રજબાલાનાં ચરણ કમળો ધોયાં. આ વખતે વ્રજબાલા ઉઠી ઉભી થઇ.

નિર્મળાઃ—" જોયું વ્રજબાલા, જે ઉચ્છૃંખલ છે તેને કબજામાં લેવાનો શ્રમ નિષ્ફળ નીવડે છે."

વ્રજબાલાઃ—" પરંતુ તું એવો વિચાર કેમ નથી લાવતી કે સૌંદર્યમયી વસ્તુનાં ચરણો ચૂમવાને અનન્ત વારિધિ પણ કેવો દોડયો આવે છે ?"

વળી બીજો એક તરંગ ધુઘવાટ કરતો કરતો દોડી આવી વ્રજબાલાનાં ચરણો પાસે પછડાઇ પડયો. એ તરંગનું ફેનરાશિવાળું જળ તો પાછું સમુદ્રમાં સરી ગયું, પરંતુ રેતી ઉપર એક નાનકડું માછલું મૂકતું ગયું.

વ્રજબાલાએ દોડી જઇને એ માછલાને ઝાલી લીધું.

નિર્મલાઃ—" એને મૂકી દે, મૂકી દે."

વ્રજબાલાઃ—સમુદ્રે આપેલું દાન પાછું ફેંકાય નહિ."

નિર્મળાઃ—" તો શું એને ખાઇ જઇશ ?"

વ્રજબાલાઃ—" ના, ફૂલની આશાએ બીજ વાવીશ."

આટલું કહી વ્રજબાલાએ એ જીવતા મત્સ્યને રેતીમાં દાટી દીધું! આ જોઇ નિર્મળા કંપી ઉઠી.

એટલામાં રાજાના એક નોકરે આવી વ્રજબાલાને નમસ્કાર કર્યા. પહેલાં તો એ માણસના આગમનની ખબર વ્રજબાલા તથા નિર્મળાને પડી નહિ. પરંતુ એકદમ તેને નજીક જોઇ બંને આશ્ચર્ય પામ્યાં. અને માથે વસ્ત્ર ઢાંકી કાંઇક પાછાં હઠી ગયાં.

નોકર બોલ્યોઃ—" માજી, મહારાજા આપનું સ્મરણ કરે છે."

વ્રજબાલા એકદમ એનો કશો ઉત્તર આપી શકી નહિ. સમુદ્રભણી તાકી રહી તે કાંઇક વિચારમાં પડી તેના અધરો ઉપર જરા હાસ્ય ફરક્યું. ત્યાર પછી નોકરી ભણી ન જોતાં તે બોલીઃ—" મહારાજાને મ્હારી તરફથી માન પૂર્વક વિદિત કરજો કે હું કુલકામિની છું. એટલે મહારાજાને મળવા અસમર્થ છું."

નોકર પાછો ગયો, એટલે પાછાં નિર્મળા અને વ્રજબાલા રેતી ઉપર બેઠાં.

નિર્મળા—" કેમ છો ઓઢીઆનાં રાણીસાહેબ! હવે મ્હારી સાથે વાતચિત તો કરશો ના?

વ્રજબાલાઃ—" નિર્મલા!"

નિર્મલાઃ—" તો આપની બાલ્યકાળની જીવનકથા કરો."

વ્રજબાલાઃ—" હવે આજે નહિ."

નિર્મળાઃ—" તો હું ગાન ગાઉં?"

વ્રજબાલાઃ—" હા, ગા."

આ સમયે સંધ્યા થઇ હતી. ને તેની વિવિધરંગની છટા નભમંડળમાં દેખાતી હતી. સૂર્યદેવ અસ્ત પામ્યો હતો. ને ચન્દ્ર ઉદય પામવાની તૈયારી કરતો હતો. તારકાસુંદરીઓ પણ પોતાના ગૃહનાં

દ્વાર ખોલી બહાર નીકળવાનો ઉદ્યોગ કરતી જણાતી હતી. સંધ્યારાણી અવસાદના સુર કાઢતી હોય તેમ તમરાંને કંસારીઓએ મંદમંદ સુર કાઢવા માંડયા હતા. એ સુરોની સાથે પોતાનો સુર મેળવી નિર્મળાએ ગાન આરંભ્યું.

સવૈયા.

અતિશય યત્ને દૂરદેશથી,
શિરપર બેઢાં ભરી ભરી,
સિંચ્યું જળ મ્હેં મરૂ-લતાને,
કુસુમ થશે એ આશ ધરી;
ભૂમિપૂના ભીંજી, લતા થઈ ના,
યત્ન અમારો અફળ ગયો.
જે જન-મન-રંજન કરવાને
આ બધું કર્યું તે શત્રુ થયો.

ગાન પૂરૂં કરી નિર્મલા બોલીઃ—" હવે તું કાંઇક ગા વ્રજબાલા,"

આ સમયે આકાશમાં ચંદ્ર ઉદય પામી અસ્ત પામેલા સૂર્યભણી ટીકીટ કરીને જોતો હતો. વ્રજબાલા પંડિતા હતી. તે તરત ગાન ગાવા લાગી નહિ, પરંતુ ઋતુનો પ્રસંગ જોઇ, નૂતન વિચારોને કાવ્યમાં જોડવી, સુરલયનો સંયોગ કરી નીચે પ્રમાણે ગાન ગાવા લાગી. એના સુંદર સ્વરને દિશાઓ પણ જાણે એકચિત થઇ સાંભળવા લાગી.

શીદ વદે કટુ વાણ, સખિ ! રે શીદ વદે કટુ વાણ !
એક દોષથી ગુણગણ નાસે
એક ગુણે બહુ દોષ દબાશે
એ છે વાત પ્રમાણ...સખિ ! રે શીદ વદે કટુ વાણ.

જો કે નૈષ્ઠિક બની તપ કીધું,
જો કે તીર્થ ભ્રમણ અતિ કીધું;
પણ જો દીન-દુઃખ દિલ ન લીધું; વા તે અફળજ માન. સખિરે! ૨
જો કે વર છે ધનજન વાળો, કુળશીળવાળો વળી રૂપાળો
પણ જો અંધ હશે તો ટાળો, એ છે નિયમ પ્રમાણ. સખિરે! ૩
જો કે શશિ છે ગરલ સહોદર; ગુરુપત્નીહર. વિરહવૃદ્ધિકર;
પણ તે શીતગુણે છે સુખકર-તેથી અમૃતખાણ. સખિરે! ૪

ગાયન પૂરૂં થયું નહોતું ત્યાં તો પેલો નોકર ફરી સમીપમાં આવ્યો. આ સમયે તે એકલો નહોતો તેની સાથે બે ત્રણ સ્ત્રીઓ પણ હતી. ને સ્ત્રીઓની પાછળ એક પાલખી હતી.

પેલો નોકર આગળ આવી વ્રજબાલાને નમન કરીને બોલ્યોઃ—" મહારાણીસાહેબ, આપને વાસ્તે મહારાજાએ પાલખી મોકલી છે."

વ્રજબાલાએ મૃદુકંઠે ધીરેથી ઉત્તર આપ્યોઃ—" હું અહીંઆં મહારાજા સાહેબનાં દર્શન કરવા આવી નથી, પણ દેવના દર્શન કરવાને આવી છું. " વળી નોકર પાછો ગયો બીજે દિવસે પ્રાતઃકાળે ફરી તે એક બ્રાહ્મણને સાથે લઇને આવ્યો.

બ્રાહ્મણ બોલ્યોઃ—" માજી ! દેવદર્શને ચાલો. "

આ વખતે વ્રજબાલાએ જવામાં આનાકાની કરી નહિ. નિર્મળાને સાથે લઈ તે ક્ષેત્ર ધામની તમામ દેવમૂર્તિઓનાં દર્શન કરવા માંડી; અને પાછલો પહોર થયો ત્યાંલગી દર્શન કર્યાં. મોટા મંદિરમાં તથા રસ્તામાં તેને બેવાર રાજા મળ્યા. દેવમંદિરમાં તો રાજા જાણે વ્રજબાલા આવવાની છે માટેજ પહેલેથી આવી તેની રાહ જોઇને બેઠા હોય એવું લાગ્યું. રાજા વ્રજબાલાભણી સતૃષ્ણ લોચને જોઈ

બીજે દહાડે સાયંકાળે પેલો નોકર ફરી પાલખી ઉપડાવીને આવ્યો ને બોલ્યો " રાણીમા, મહારાજ આપનાં દર્શનની બહુ જ આકાંક્ષા રાખે છે. "

વ્રજબાલાઃ—" પરંતુ મ્હને એમનાં દર્શનની આકાંક્ષા નથી, મ્હને જેનાં દર્શનની આકાંક્ષા હતી; ત્હેનાં દર્શન હું ગઇ કાલે જ કરી આવી છું." નોકર વળી પાછો ગયો. હવે તે ફરીને આવ્યો નહિ. પરંતુ રાજા મુકુન્દદેવ પોતેજ વ્રજબાલા પાસે આવ્યો. રાજાને પર્ણકુટીએ આવેલો જોઈ વ્રજબાલા પર્ણકુટી છોડી બાવે રેતીમાં જઇને બેઠી. રાજા નિષ્ફળ થયો, તોપણ તે વ્રજબાલાભણીની લાલસાનો પરિત્યાગ કરી શક્યો નહિ. વ્રજબાલા મ્હને શીરીતે પ્રાપ્ત થાય ? એ વિષે તે વિચારો કરતો જ રહ્યો.



પરિચ્છેદ સાતમો.

## સ્વામીભક્તિ.

सत्यं प्रियं च मधुरं मृदुलं हितार्थम्
नेयं वचः प्रियतमश्रवणातिथित्वम् ।
स्वप्नेप्यसत्यमहितं च वदेन्न रुक्षम्
वत्से ! विनीतवनिता श्रित एष मार्गः

( સાવિત્રી ચરિત્ર. ૫–૪૮ )

કાલાચાંદઃ—" બુના ! "

બુનોઃ—" કેમ પ્રભુ ! "

કાલાચાંદઃ—" આજે ત્હને એક માઠા સમાચાર આપું ? "

બુનોઃ—" આપ નિર્વિઘ્ન અહીં પાછા પધાર્યા, એ તો આનંદના સમાચાર છે. આજે માઠા સમાચાર શા હોય પ્રભુ ? "

કાલાચાંદ નિરુત્તર રહ્યો એ કાંઇક કહેવા જતો હતો, પણ બોલી શક્યો નહિ. વાણીચતુર મહાવીર એક ક્ષુદ્ર બાળકની પાસે નિરુત્તર બની ગયો ! એક બે પગલાં પાછાં હઠી તેણે પોતાના શયનના ઓરડાભણી ચાલવા માંડયું.

જ્યારે કાલાચાંદ નવાબની અનુમતિ લઇ ઓઢીએ જતો હતો; ત્યારે બુને પણ તેની સાથે જવા ચાહ્યું; પરંતુ કાલાચાંદે તેને સાથે લીધો નહિ. આથી બુનો બિચારો એકલોજ કાલાચાંદને મકાને પડી રહ્યો. દહાડા ઉપર દહાડા જવા લાગ્યા. બુનો દિવસનો ઘણોભાગ તો બારીએ ઉભો રહી કાલાચાંદને આવવાના માર્ગ તરફ તાકી રહેતો. અને મ્હારા અન્નદાતા ક્યારે આવશે ? એ વિચારે મહા મુસ્કેલીએ દિવસ કાઢતો. વળી રાત્રે કાલાચાંદના શયનમંદિરના દ્વારમાં ભોંયે પથારી કરી જેમ તેમ રાત્રિ વ્યતીત કરતો. આજે તો મ્હારા અન્નદાતા આવશે; એમ ધારી બુનો કોઇ કોઇ દહાડો નાના પ્રકારની સુંદર રસોઈ તૈયાર કરતો ને કાલાચાંદની હાજરીમાં જેમ રૂપેરી થાળ અને રૂપેરી વાડકીઓમાં રસોઈ પીરસી, ઢાંકી, પોતે છેટો બેઠો બેઠો સાચવતો, તેમ રાહ જોતો સાચવીને બેસતો. બપોર થતા, બપોર મટી ત્રીજો પહોર થતો, ને સાયંકાલ થઇને રાત્રિ પડતી, ત્યાં લગી બુનો પોતાના પ્રભુનો થાળ સાચવતો. પરંતુ જ્યારે કાલાચાંદ તો આવી શક્યા નથી એમ લાગતું; ત્યારે બુનો તે તમામ રસોઇ સંધ્યાકાળ પછી નદીમાં પધરાવી આવતો ને પોતે વિના આહારેજ જેમ તેમ રાત્રિ ગાળતો.

કોઈ દહાડો સાયંકાલે બુનો કાલાચાંદ સારૂ બહુજ સુંદર રીતે શય્યા પાથરતો; અને દીવો સળગાવી ઓરડામાં બેઠો બેઠો પુરાણનો

પડ કરતો કરતો કોઈવાર ઉંઘી જતો. બીજે દહાડે જાગી પાછો પોથા બાંધતો ને શય્યા ઉપાડી ઠેકાણે મૂકતો.

રાત્રિના પાછલા ભાગમાં એક દહાડો બુનાને સ્વપ્નું આવ્યું. ને તેમાં તેણે જોયું કે "કાલાચાંદ પાછો ઘેર આવ્યો છે; ને સ્નેહ-ભાવે બુનાને શિરે હાથ મૂકે છે!" આ સ્વપ્ને બુનાની ઉંઘ ઉડી ગઇ. સૂર્યોદય થતાંજ બુનો ઘેરથી બહાર નીકળ્યો. ને શહેરના દક્ષિણ દરવાજાથી ઓઢીઆ ભણી જવાને માર્ગે રાહ જોતો જોતો બેઠો. લગભગ એક પહોર તેણે રાહ જોઈ. તો બુને જોયું કે કાલાચાંદ અશ્વને પૂરવેગે દોડાવતો દોડાવતો નગરમાં આવે છે! નગરમાં આવતાં માણસોની ગિરદી હોવાથી કાલાચાંદે અશ્વનો વેગ ઘટાડી નાંખ્યો. બુનો અશ્વની પાછળ પાછળ દોડ્યો. કાલાચાંદે બુનાને જોયો નહોતો. પણ બુને જોયું તો કાલાચાંદે એક મૌલાના મકાનમાં પ્રવેશ કર્યો. બુનો દૂર ઉભો ઉભો સ્વામીની બહાર નીકળવાની રાહ જોવા લાગ્યો. કાલાચાંદ જ્યારે મૌલાના મકાનની બહાર નીકળ્યો ત્યારે તેના મુખનો ભાવ અતિ ભયંકર ભાસ્યો, આથી બુનો તેની પાસે જવા હિંમત કરી શક્યો નહિ. કાલાચાંદે આડું અવળું ક્યાંઇ જોયા વિના શહેરમાં પ્રયાણ કર્યું. એટલે બુનાએ મૌલાના મકાનમાં પ્રવેશ કર્યો. ને કેટલી-કવારે તે પણ મૌલાના મકાનની બહાર નીકળ્યો.

ત્યાંથી બુનો ઘેર આવી કાલાચાંદને માટે રસોઇ કરવા લાગ્યો. કાલાચાંદ સીધો નવાબ પાસે ગયો હતો. ત્યાંથી આવતાં કાલાચાંદને મધ્યાન્હ થયા. આંગણે અશ્વનાં પગલાંનો અવાજ સાંભળી બુનો સ-મજ્યો કે હવે કાલાચાંદ ઘેર આવેલો છે. એકદમ દોડ્યો જઇ બુનો કાલાચાંદના ચરણમાં પડ્યો. બુનાને મસ્તકે હાથ મૂકી કાલાચાંદે તેને સ્નેહભાવે બોલાવ્યો. આથી બુનો પોતાનું બધું દુઃખ ભૂલી ગયો.

કાલાચાંદે પોતાના શયનાગારમાં આવી જોયું તો ઘરની તમામ વસ્તુઓ યથાયોગ્ય સ્થાને ગોઠવેલી હતી. શય્યા પહેલાંની પેઠે પાથરેલી! પોથી પણ યથાસ્થાને સુઘડતાથી મૂકેલી! નામાવલિ, જપમાળા એ બધાં સ્થાનકનાને ગોઠવેલાં! સંધ્યાનાં પાત્રો પણ પૂજાના પાટલા પાસે નિયમ પ્રમાણે મૂકેલાં!

કાલાચાંદ પલકરહિત નેત્રે પોતાની પ્રાણપ્રિય જપમાળા ભણી ક્ષણવાર નિહાળી રહ્યો. તેના હૃદયની અંદર મર્મભેદક વ્યથા થઇ; આથી તે અસ્થિરચિત્તે પોતાના પલંગ ઉપર બેસી ગયો. ને બોલ્યોઃ– "બુના, એક માઠા સમાચાર સંભળાવું?"

બુનોઃ—"હું તો પહેલેથીજ કહી ગયો છું કે આજે કશા માઠા સમાચાર હોઇ શકે નહિ."

કાલાચાંદઃ—"સાંભળ બુના! તું જાણતો નથી. તું જાણીશ ત્યારે કહીશ કે મ્હેં કેવું સર્વસ્વ નષ્ટ કર્યું છે?"

બુનોઃ—"શું કર્યું છે?"

કાલાચાંદઃ—"હું મુસલ—મુસલમાન થયો છું."

બુનોઃ—"સારૂં કર્યું."

કાલાચાંદઃ—"સારૂં કર્યું? બુના, તું મ્હારી વાત સમજ્યો લાગતો નથી; હું એમ કહું છું કે હિન્દુધર્મને તિલાંજલિ આપી મ્હેં ઇસ્લામધર્મ ગ્રહણ કર્યો છે."

બુનોઃ—"પણ એથી શું થઇ ગયું? આપે માત્ર પ્રભુના સ્તુતિમંદિરનું પરિવર્તન કર્યું છે; પણ એથી ધર્મત્યાગ કર્યો કેમ કહેવાય?

કાલાચાંદઃ—"તું આ શું બોલે છે બુના! મ્હેં શું ધર્મત્યાગ કર્યો નથી?"

બુનોઃ—"નાં, આપે માત્ર ઉપાસ્ય દેવના નામમાં ફેરફાર કર્યો છે. તથા સાધનાની પદ્ધતિમાં ફેર કર્યો છે. "હરિ" શબ્દ ન બોલતાં "અલ્લા" શબ્દ બોલવા નક્કી કર્યું છે. ને "ગીતાપાઠ" ન કરતાં "કુરાનપાઠ" કરવાના છો, પણ એથી ધર્મત્યાગ શી રીતે થઇ શકે ?"

કાલાચાંદઃ—"બુના ! તું તે બાલક છે કે કોઇ મહાન શિક્ષાદાતા છે ? તું નોકરને વેશે ઘરમાં આવી મ્હારી જ્ઞાનદૃષ્ટિને પ્રકાશિત કરે છે ! આવ બુના, આવ. આવ, મ્હારા હૃદયને શાંતિ આપનાર ગુરુ, આવ; અને મ્હારા હૃદયને ટઢું કર."

કાલાચાંદે બુનાને હૃદયે ચાંપવા માટે પોતાના બાહુ લાંબા કર્યા. આ જોઇ બુનાનું વદન લાલાશવાળું થયું. એનું શરીર કંપવા લાગ્યું. પરવશ બની બુનાએ એક પગલું આગળ ભર્યું; પરંતુ બીજીજ ક્ષણે તે પાછો હઠી ગયો ને કંપિત સ્વરે બોલ્યોઃ—"પ્રભુ ! આપે આ સેવકને જે શીખવાડયું છે તેનું સેવકે આપને અત્યારે સ્મરણ કરાવ્યું છે"

આટલું બોલી બુનો ત્યાંથી ચાલ્યો ગયો ને ત્વરાથી રસોડામાં ગયો. રસોઇ તો તૈયાર હતી. રૂપેરી થાળ અને વાંડકામાં ભોજન તથા શાકપાકાદિ ગોઠવી, તેમજ પાટલો, જળપાત્ર વગેરે મૂકી તેણે કાલાચાંદને જમવા બોલાવ્યો. કાલાચાંદ જમવા બેસવા સારૂ પાટલે બેઠો. ને મંત્રભણી આચમન લીધું. પરંતુ તરતજ તેને સ્મરણ થયું કે હવે હું હિંદુ નથી. એટલે મુખમાંથી આચમનનું જળ કાઢી નાંખી તેણે હસ્તનું પ્રક્ષ્યાલન કર્યું. બુને આ બધું દૂર ઉભાં ઉભાં જોયું; પરંતુ કશો ઉચ્ચાર કર્યો નહિ.

બુનો ઉભો ઉભો જુએ છે, પણ કશું બોલતો નથી; એ જોઇ કાલાચાંદ પોતેજ બોલ્યો. "જો બુના, જે ધર્મનું અવલંબન કર્યું હોય તે ધર્મના નિયમોનું પાલન કરવુંજ જોઇએ."

તથાપિ બુનો તો નિરુત્તરજ રહ્યો. તેના હૃદયમાં અત્યારે છૂપું રૂદન ચાલી રહ્યું હતું; પરંતુ એ છૂપું રૂદન સાંભળવા કાલાચાંદના કાન અસમર્થ હતા. આથી તે બુનાનું છૂપું રૂદન સાંભળી શક્યો નહિ.

ક્ષણવાર મૌન રહ્યા પછી જરા વિરક્તિ સાથે કાલાચાંદ બોલ્યો:- "કહે બુના! અનિવેદિત અન્ન શી રીતે ગ્રહણ કરવું?"

બુનો:—"તો નિવેદન કરોને? એમાં હરકત શી છે?"

કાલાચાંદ:—"હવે નારાયણને તો હું શી રીતે અર્પી શકું?"

બુનો:—"અલ્લાને આપવાથી પણ નારાયણને પહોંચશે; અને નારાયણને આપવાથી પણ અલ્લા ગ્રહણ કરશે."

કાલાચાંદ વિસ્મયથી વિકસેલાં લોચને બુના તરફ જોઇજ રહ્યો. ને બુનો તો નીચે મુખે દ્વાર પાસે ઉભો રહ્યો.

કાલાચાંદ:—"બુના, તું શું ખરેખર બુનો નાગનો છોકરોજ છે? ઘણા ડાહ્યાને મુખેથી પણ મ્હેં આવી વાત તો કદિ સાંભળી નથી."

તોપણ બુનો તો નિરુત્તરજ રહ્યો. અને કાલાચાંદ હવે ભોજન કરવા લાગ્યો. જમતાં જમતાં કાલાચાંદ બોલ્યો:—"બુના! ત્હને જોતાં મ્હને એક માણસનું સ્મરણ થાય છે. એ માણસ મ્હેં પ્રથમ યૌવન સમયે જોયેલું; તોપણ તેની વાત હું કોઇ પ્રકારે વિસરી શક્યો નથી."

બુનો:—"એ વળી કોણ?"

કાલાચાંદ:—"મ્હેં જે એક નિરપરાધી બાલિકાનો ત્યાગ કરેલો છે તે એજ."

બુનો:—"એ કોણ?"

કાલાચાંદ:—"એ મ્હારી સ્ત્રી, એ મ્હારી સહધર્મિણી. ઉપેક્ષા

આવે મ્હેં એનો ત્યાગ કરેલો છે પરંતુ સેંકડો વીંછીના દંશની વેદના, એ વિચાર મ્હારા હૃદયને સતત આપ્યા કરે છે. ”

બુનોઃ—“ અવશ્ય એનો કાંઇક અપરાધ થયો હશે, નહિ તો આપ તેનો ત્યાગ શામાટે કરો ? ”

કાલાચાંદઃ—“ ના બુના, એનો કશોજ અપરાધ નહોતો, એ નિષ્કલંક ને નિરપરાધી હોવા છતાં મ્હેં તેનો ત્યાગ કર્યો છે. કેમકે તે વખતે હું રૂપના મોહમાં અંધ બન્યો હતો. માધુર્યને છોડી હું સૌંદર્યનો ઉપાસક બન્યો હતો. ”

બુનોઃ—“ હશે, થવાનું થયું. અત્યારે એ વાતનું કશું પ્રયોજન નથી. આપ શાંતિથી ભોજન કરો. ”

કાલાચાંદ ભોજન કરવા મંડયો. વળી થોડુંક જમ્યા પછી બોલ્યોઃ-“ બુના ! આ જગત્માં મ્હારા જેવો દુઃખી કોઇ નહિ હોય. મ્હેં જેને જેને ગ્રહણ કર્યાં તેનોજ મ્હારે છેલ્લે ત્યાગ કરવો પડયો છે. જો પહેલાં તો મ્હેં જેને રત્નને ભ્રમે હૃદયમાં ધારણ કરેલ; તેનેજ તુચ્છ વસ્તુ સમજી પરિત્યાગ કરવો પડયો. વળી અત્યારે પણ જો. અત્યારલગીના જીવનમાં શ્રદ્ધા ને ભક્તિનું પોષણ કરી હું પ્રેમથી જે નારાયણની પૂજા કરતો આવ્યો છું; તેનોજ મ્હેં આજે ત્યાગ કર્યો છે. બુના ! જગત્માં મ્હારે કોઇ નથી. માત્ર એકલો તુંજ રહેલો છે. પણ મ્હને લાગે છે કે મ્હારે ત્હારો પણ ત્યાગ કરવો પડશે. ”

આ સાંભળી બુનો સ્તબ્ધ થઇ ગયો. ને ગદ્‌ગદ કંઠે બોલ્યોઃ-“ પ્રભુ, મ્હારો ત્યાગ શા સારૂ કરશો ? ”

કાલાચાંદઃ—“ બુના, ગભરા માં. વિચારી જો કે હવે મ્હારી અને ત્હારી વચ્ચે મ્હોટા દરિયા જેટલું અંતર આવી પડયું છે. ”

બુનોઃ—“ શી રીતે ? ”

કાલાચાંદઃ—"ધર્મના અંતર જેટલું બીજું કશું અંતર નથી. તું હિંદુ છે, હું મુસલમાન છું; એટલે બંને વચ્ચે અલંઘનીય મહાન ભીંત છે. એટલે હવે તું મ્હારી પાસે રહી શકીશ નહિ."

આ સાંભળી જુનાનું મુખ પ્રફુલ્લિત થયું. એ આનંદમાં આવી બોલ્યોઃ—"માટેજ હું પણ મુસલમાન થયો છું."

કાલાચાંદે આશ્ચર્ય પામી પૂછ્યું:—"તું મુસલમાન ક્યારે થયો જુના?" બોલતાં બોલતાં કાલાચાંદના અવાજમાં હર્ષની માત્રા મળેલી જણાતી હતી.

જુનો તે સ્પષ્ટ સમજી શક્યો, અને બોલ્યોઃ—"આજેજ થયો છું. આપે જે મોલાની પાસે ઇસ્લામધર્મની દીક્ષા લીધી; તેનીજ પાસે મ્હેં પણ ઇસ્લામધર્મની દીક્ષા ગ્રહણ કરી છે. ને તે આપની પછી તરતજ."

કાલાચાંદની પ્રફુલ્લતા શમી ગઈ; તે બોલ્યોઃ—"એવું કામ શા માટે કર્યું જુના?"

જુનો પોતાનાં બંને વિશાળ લોચનો વિકસાવી કાલાચાંદ ભણી તાકી રહ્યો; પરંતુ તે કશું બોલ્યો નહિ. કાલાચાંદ એક લાંબો નિઃશ્વાસ નાંખી બોલ્યોઃ—"હું સમજ્યો જુના, ત્હેં મ્હારે માટેજ ધર્મત્યાગ કરેલો છે."

જુનોઃ—"આપને માટે હું ધર્મત્યાગ શામાટે કરું? મ્હેં વિચારીને જોયું તો હિન્દુધર્મમાં કાંઇજ દીઠું નહિ. કોની પૂજા કરવી! એનુંજ કાંઇ ઠેકાણું મળે નહિ. હિંદુઓ કહે છે કે તેત્રીશ કરોડ દેવતા છે, તેમની પૂજા કરો. ને તે વાસ્તે ક્ષુદ્ર પાષાણને કે લાકડાને પૂજો. મ્હેં જોઇને તથા સાંભળીને નિશ્ચય કર્યો છે કે ઇસ્લામધર્મજ શ્રેષ્ઠ ધર્મ છે. અલ્લાની આરાધના એજ શ્રેષ્ઠ આરાધના છે."

આ દલીલોથી કાલાચાંદના અંતઃકરણને સંતોષ થયો નહિ.

કાલાચાંદઃ—" ના જુના, એમ નથી; હિંદુધર્મજ શ્રેષ્ઠ ધર્મ છે. તું તે વાત જાણે છે ને હું પણ એ બરાબર જાણું છું. હિન્દુને નામે ઓળખાવવામાં જે મહાન ગૌરવ સમાએલું હતું; ને એ ગૌરવનો મ્હેં આજે શા સંજોગોને લીધે પરિત્યાગ કર્યો છે તે વાત નારાયણજ જાણે છે. પણ તું નક્કી માનજે કે મ્હેં સ્વેચ્છાથી હિંદુધર્મનો ત્યાગ કર્યો નથી. "

કાલાચાંદના હૃદય ઉપરથી જાણે મોટો પર્વત જેટલો ભાર ખસી ગયો. તેણે આવેગમાં આવી જઈ પોતાના હાથ લાંબા કર્યા ને બોલ્યોઃ—" તો આવ જુના આવ, મ્હારા હૃદયમાં આવ. મ્હારી અને ત્હારી વચ્ચે તો લેશ પણ અંતર રહ્યું નથી. "

જુનો ઉઠી ઉભો થયો; કાલાચાંદ તરફ જવાસારૂ તે એક બે ડગલાં આગળ વધ્યો. પણ બીજીજ ક્ષણે તે પાછો હઠી જઇ બોલ્યોઃ " આપ ભોજન કરી રહ્યા ? "

કાલાચાંદ ભોજનક્રિયા સમાપ્ત કરતાં કરતાં બોલ્યોઃ " જુના, મ્હારે નથી ભાઈ, નથી બંધુ, કે નથી પુત્ર, મ્હારે કાંઇજ નથી. પરંતુ એ બધાં સ્થાનોમાં તેં એકેજ અધિકાર જમાવ્યો છે. આવ જુના! આવ; આવ મ્હારા જીવનસહચર! મ્હારા હૃદયમાં આવ. "

જુનાનાં નયનો જળે ભરાઇ ગયાં. તે હવે ત્યાં ઉભો રહ્યો નહિ. ઝણ બીજા ઓરડામાં ચાલ્યો ગયો.



પરિચ્છેદ આઠમો.

## મંદસ્મિત.

**काम–बाणप्रहारेण मूर्च्छितानि पदे पदे**
**जीवन्ति युवचेतांसि युवतीनां स्मितामृतैः ॥**
( પ્રસ્તાવિક. )

ત્યાર પછી કેટલાક માસ ચાલ્યા ગયા. વર્ષાઋતુ પછી શરદ ઋતુ આવી; પરંતુ વજ્રબાલા તો સમુદ્ર સમીપના રેતાળ પ્રદેશમાં પર્ણકુટીવાસિનીજ રહી. રાજા મુકુન્દદેવનો પ્રયાસ તો સતત ચાલુજ હતો, પરંતુ વજ્રબાલા નગરમાં આવી નહિ.

વજ્રબાલા નગરમાં ન આવતી તોપણ રાજા રોજ વજ્રબાલાની પર્ણકુટીએ આવતો. છતાં તેને કોઈ દહાડો વજ્રબાલાનાં દર્શન થતા, ને કોઇ દહાડો ન થતાં. વળી દર્શન થયા છતાં વજ્રબાલા કોઈ દહાડો રાજા સાથે વાતચિત કરે, ને કોઇ દહાડો ન પણ કરે. એટલે કોઈ દહાડો માત્ર બે વચનો સાંભળીને તો કોઇ દહાડો માત્ર દર્શન લઇનેજ રાજા પોતાને મકાને પાછો વળતો.

રાજાએ કેટલી કેટલી ખાવાની વસ્તુઓ, કેટલાં કેટલાં વસ્ત્રો અને કેટલું કેટલું દ્રવ્ય વજ્રબાલા પાસે મોકલેલાં; પરંતુ વજ્રબાલાએ તેમાંનું કશું પણ ગ્રહણ કર્યું નહોતું. તો પણ એક દહાડો જ્યારે બલરામનો પ્રસાદ રાજાએ મોકલ્યો, ત્યારે વજ્રબાલાએ માત્ર તેમાંથી એક કણિકા લીધેલી, ને બીજો બધો પાછો મોકલાવી દીધો હતો. રાજાએ ત્યાર પછી વજ્રબાલા તરફ કાંઇ મોકલવું ઉચિત ધાર્યું નહિ.

નિર્મળા એક દહાડો નગરમાં ગઇ હતી, ત્યાંથી તે સમાચાર લઇ આવી કે યવનોએ શ્રીક્ષેત્ર ઉપર ચડાઇ કરી છે. નિર્મળા તો અક્ષ

સમાચારે ભયભીત બની ગઇ હતી; તોપણ વ્રજબાલા આ સમાચારે ઘણી આનંદિત બની. એટલામાં રાજા મુકુન્દદેવે ત્યાં આવી દર્શન દીધાં.

આજ સુધી તો વ્રજબાલા, રાજા આવે ત્યારે સામું પણ જોતી નહિ; પરંતુ આજે તો રાજાને આવેલો જોતાંજ તે ઉઠી ઉભી થઇ ને રાજાને માન આપ્યું. રાજાનું અંતઃકરણ આથી ઘણું પ્રસન્ન થયું ને પ્રસન્નમને તે સમુદ્રતટની રેતી ઉપર બેઠો.

વ્રજબાલા એકદમ ગંભીરભાવ ધારણ કરી બોલી:—"મુસલમાનો શું ઓઢીઆ ઉપર ચડી આવ્યા છે?"

રાજા:—"હા,"

વ્રજબાલા:—"તમે શી ગોઠવણ કરી છે?"

રાજા:—"સીમા ઉપર લશ્કર મોકલ્યું છે."

વ્રજબાલા:—"કયે સ્થળે?"

રાજા:—"ત્રિવેણી ઉપર."

વ્રજબાલા:—"કેટલું લશ્કર?"

રાજા:—"ત્રીશ હજાર."

વ્રજબાલા;—"એ લશ્કરનો સેનાપતિ કોને નીમ્યો છે?"

રાજા:—"મંત્રી દનાર્દનને."

વ્રજબાલા:—"લડાઇના આ મુશ્કેલ સમયમાં મંત્રીને આઘો કેમ કર્યો?"

રાજા:—"એ મંત્રી પાસે હોય તો વધારે ખટપટ કરે એવો છે; એ રાજ્યભક્ત નથી."

વ્રજબાલા:—"ત્યારે એ લડાઇના મેદાનમાં વિશ્વાસઘાતી બનશે તો?"

રાજા:—"મ્હેં એને ત્યાં નામનોજ સેનાપતિ નીમ્યો છે; કામકાજનો નહિ."

વ્રજબાલા:—"જેનો વિશ્વાસ ન હોય તેને છેટો રાખવો સારો કે પાસે રાખવો સારો ?"

રાજા સ્મિતહાસ્ય કરીને બોલ્યો:—"રાજનીતિમાં ત્હમે શું જાણો વ્રજબાલા ?"

વ્રજબાલા એ વાકયનું કશું ઉત્તર ન આપતાં બોલી:—"મુસલમાનો કેટલું સૈન્ય લઇ ચડી આવેલ છે ?"

રાજા:—"એ વાત બરાબર જણાઇ નથી; બે લાખ લશ્કર હશે એમ લાગે છે."

વ્રજબાલા:—"બે લાખ સૈન્યને અટકાવવા આપનું ત્રીશ હજારનું સૈન્ય શું પૂરતું છે ?"

રાજા:—"હિંદુઓના બાહુમાં કેટલું બળ છે ? તે ત્હમે શું જાણો વ્રજબાલા !"

વ્રજબાલા:—"હું તો એટલું જાણું કે શત્રુઓ નિર્બળ છે એમ માની લેવું યોગ્ય નથી."

રાજા:—"એવું માન્યુંજ નથી. મહાનદી ઉપર કટકમાં પણ સૈન્ય રાખ્યું છે."

વ્રજબાલા કાંઇ બોલી નહિ. થોડીવાર પછી રાજા બોલ્યો:—"જીવનમાં હવે ફરી મેળાપ થવાનો આપણે મારે સંભવિત નથી."

વ્રજબાલા તરત મંદહાસ્ય કરી બોલી;—"આપણો ફરી મેળાપ શા માટે નહિ થાય ? ત્હમે વિજયમાળા પહેરી યશસ્વી બનવાના છો."

રાજા:—"એવો સંભવ બહુ ઓછો છે; માટેજ હું પોતે લડાઇના મેદાનમાં જવાનો છું."

વ્રજબાલાઃ—"પણ તેથી શું? ત્હમે વિજયમાળા પહેરી અવશ્ય ઘેર પાછા ફરવાના."

રાજાઃ—"વ્રજબાલા, ત્હમે એમ ઇચ્છોછો કે હું ફરી પાછો ત્હમારી પાસે આવું તો સારૂં?" વ્રજબાલા એ વાતનું કશું ઉત્તર ન આપતાં બોલીઃ—

વ્રજબાલાઃ—"આપ જાણો છો કે આ લસ્કરનો સેનાપતિ કોણ છે?"

રાજાઃ—"હા, મ્હેં સાંભળ્યું છે કે જવાનનો જમાઇ કાલોપહાડ મુસલમાની લસ્કરનો સેનાપતિ છે."

વ્રજબાલાઃ—"કાળો પહાડ?"

રાજાઃ—"હા, કાલાચાંદરાય હવે કાલોપહાડ બન્યો છે."

વ્રજબાલા વિચારસમુદ્રમાં પડી. રાજા અતૃપ્તનયને વ્રજબાલાના સૌંદર્યા-મૃતનું પાન કરવા લાગ્યો. એ સુધા અનંત હતું, પણ સમય સાન્ત હતો.

વ્રજબાલાઃ—"આપે અત્યારે કયે સ્થળે જવા ધાર્યું છે?"

રાજાઃ—"કટકમાં."

વ્રજબાલાઃ—"હું પણ આવું છું."

રાજાઃ—"કયાં કટક? મ્હારી સાથે?"

વ્રજબાલાઃ—"હા," આટલું બોલી વ્રજબાલાએ મંદહાસ્ય કર્યું. એ મંદહાસ્ય જોઇને તથા આગમનની વાર્ત્તા સાંભળીને રાજા કૃતાર્થ થયો.

## ત્રીજો ખંડ સમાપ્ત.



પરિચ્છેદ પહેલો.

## સેના—પ્રયાણ.

**अहो मोहप्रायमेषां जीवितम्, साधुजनविगर्हितं च चरितम्।**

( કાદમ્બરી. )

કાલાચાંદ:—"જુનો, હમે ત્રિવેણીનું નામ સાંભળ્યું છે ?"

જુનો:—"હા પ્રભુ, એનું શું છે ?"

કાલાચાંદ:—"એ મુક્તવેણીથી દૂર છે."

જુનો:—"હા, સાહેબને એનાં એકવાર દર્શન કરી આવીએ ?"

કાલાચાંદ:—"હિન્દુનાં તીર્થનાં દર્શન કરવાનો આપણને હક નથી."

આ સાંભળી જુનો કશું બોલ્યો નહિ. આ સમયે પ્રભાત થયું હતું. હજુ સૂર્યનો ઉદય થયો નહોતો, પરંતુ પૂર્વદિશામાં લાલાશ પથરાતી હતી. નદીનું હૃદય સ્પષ્ટ દેખાતું નહોતું; તે હૃદય તો એક પ્રકારના ધુમ્રવરણી પડદાથી ઢંકાએલું હતું; ને તેની પાછળ મુસલમાનોના અસંખ્ય તંબુઓ નાંખેલા હતા. એ ધવલરંગી તંબુઓ ઉપરથી નૈશ તિમિરનો પડદો ધીરે ધીરે ઉંચો થવા-અદ્રશ્ય થવા-લાગ્યો હતો. બધી દિશાઓ જન-રવશૂન્ય હતી. આ સમયે ધીરે ધીરે કાલાચાંદ અને જુનો વાર્તા કરતા કરતા ત્યાં ફરતા હતા.

જુનો:—"અહીંથી ત્રિવેણી કેટલે દૂર છે ?"

કાલાચાંદ:—"ત્રણ ચાર કોશ."

જુનો:—"હિંદુસૈન્ય ત્રિવેણીની પાસે મુસલમાની સૈન્યની રાહ જોઇને પડેલું છે એ વાત સાચી ?"

કાલાચાંદઃ—" હા, રાહ જોઇને પડેલું છે એ વાત સાચી છે, પણ ત્રિવેણીની પાસે તો નહિ; ત્યાંથી એ ત્રણ ગાઉ દૂર છે. "

આ પ્રમાણે વાર્તાલાપ કરતા કરતા બંનેજણા જરા આગળ ગયા. એ સ્થાનની દક્ષિણે વિશાળ મેદાન હતું. અને ઉત્તરમાં રેતીમય સુંદર નદીતટ હતો. કાલાચાંદ આગળ ચાલતો હતો ને જુનો પાછળ હતો.

જુનોઃ—' મ્હેં સાંભળ્યું છે કે ઓઢીઆના રાજાએ ત્રિવેણીનો ઘાટ બંધાવેલો છે ? "

કાલાચાંદ—" હા, એ ખરૂં છે. "

જુનોઃ—" વળી એ ઘાટ ઉપર દશ મંદિરો ચણાવી તેમાં વિષ્ણુ ભગવાનના દશ અવતારની દશ મૂર્તિઓ પણ પધરાવેલી છે ? "

કાલાચાંદઃ—" હા, એ પણ હશે. "

જુનોઃ—" તો ચાલો ને આપણે એકવાર એ જોઇ આવીએ ? "

કાલાચાંદઃ—" હમણાં નહિ જુના, "

જુનો;—" તો ક્યારે જોઇશું ? "

કાલાચાંદઃ—" જ્યારે એનો નાશ કરવા જઇશું ત્યારે જોઇશું. "

એવામાં દક્ષિણ દિશા તરફથી એકદમ કોઇ બોલી ઉઠ્યું " કાલાચાંદ, કીર્ત્તિનો નાશ કદિ પણ થઇ શકતો નથી. "

કાલાચાંદે જે તરફથી અવાજ આવ્યો તે તરફ વરત જોયું તો એક પથિક વૃક્ષ પાસે ઉભેલો જોયો. એણે શરીરે મૂલ્યવાન વસ્ત્રો પહેરેલાં હતાં. એના કટિપ્રદેશમાં તલવાર ઝુલતી હતી. પરંતુ એનો પોશાક યુદ્ધ સમયે પહેરાય છે એવો નહોતો.

એને જોતાંજ કાલાચાંદે તેને ઓળખી કાઢ્યો. એ ગદાધર હતો.

કાલાચાંદઃ—" ગદાધર, તું અહીંઆં ક્યાંથી ? "

ગદાધરઃ—"હું ત્હને મળવા આવ્યો છું; જો પણે નદીમાં મ્હારી નૌકા ઉભેલી છે."

કાલાચાંદઃ—"મ્હને મળવા આવ્યો છું? શામાટે?"

ગદાધરઃ—"હા, ત્હને મળવા. કાલાચાંદ, હું ત્હને પૂછુંછું કે તું આવડું મ્હોટું સૈન્ય લઇ ક્યાં જાય છે?"

કાલાચાંદઃ—"ઓઢીઆનો નાશ કરવા."

ગદાધરઃ—"ઓઢીઆએ ત્હારૂં શું બગાડયું છે? જો ત્હારો કાંઈ અપરાધ કર્યો હોય તો મુકુન્દદેવે કર્યો કહેવાય, પણ એને અપરાધે આખા ઓઢીઆના રહેવાશીઓને શામાટે હણવા ધારે છે?"

કાલાચાંદઃ—"આખી હિન્દુની જાત મ્હારી અપરાધી છે."

ગદાધરઃ—"ત્હારાં માતાપિતા કે જેનું લોહી અત્યારે ત્હારા શરીરમાં વહી રહેલું છે; તે પણ બધાં ત્હારી પાસે અપરાધી છે કે?"

આ વાક્યનો કાલાચાંદ કાંઇ જવાબ આપી શકયો નહિ. એણે પોતાની દૃષ્ટિ ગદાધરના મુખ ઉપરથી ખેંચી દૂરના આકાશ તરફ સ્થાપી. ત્યાં રક્તવરણો રવિ ક્ષિતિજથી થોડો બહાર નીકળ્યો હતો. ને તેનાં રુધિરવરણાં કિરણો નદીના વક્ષઃ-સ્થળ ઉપર પથરાવા લાગ્યાં હતાં. ધુમ્રવરણી પડદો હવે પાતળો થઇ ગયો હતો. ને બહુ દૂર લગી ફેલાએલી મુસલમાન લશ્કરની છાવણીમાં માનવકંઠનો કોલાહલ વૃદ્ધિ પામતો જતો હતો. દિગંતો પશુ પક્ષીઓના કલરવે શબ્દાયમાન થઇ રહ્યાં હતાં. કમળો વિકસિત થઇ સૂર્યદેવને ચરણે પોતાની રંગસમૃદ્ધિ અર્પવા ઉત્કંઠ થઇ રહ્યાં હતાં. ને મનુષ્યો, પક્ષીઓ ને પશુઓ આદિ જંગમો તેમજ તમામ સ્થાવરો પણ મંદહાસ્ય કરી સૂર્યદેવની પ્રભાત આરતી કરવા લાગ્યાં હતાં. બધી દિશાઓમાં જીવન, પ્રેમ અને આનંદ રેલાતાં હતાં. પરંતુ કાલાચાંદની દૃષ્ટિ તે તરફ નહોતી. એના

હૃદયને તો વિરક્તિભાવે વશીભૂત કરેલું હતું. તે બોલ્યોઃ–" જો ગદા-ધર, મ્હારે શું કરવું અને શું ન કરવું ? એ બીજાને જણાવવા હું બંધાએલો નથી. હું જ્યારે આશ્રય માગવા સારૂ હિંદુઓને બારણે બારણે કંગાલ પેઠે ભટકતો હતો, ત્યારે શું ત્હેં મ્હને આશ્વાસન આવ્યું હતું કે ? આજે હું બળવાન થયો છું અને અપમાનનો બદલો લેવા તત્પર થયો છું; તેથી ત્હમે ટોળેટોળાં ભેગાં મળી મ્હારી કૃપા માગવા આવ્યા છો; પરંતુ ગદાધર, હું હવે દયાહીન બનેલો છું. હવે હિંદુ-ઓનો તેમજ તેમની દેવદેવીઓની મૂર્ત્તિઓનો મ્હારી પાસેથી છૂટકારો થવાનો નથી એ ચોક્કસ સમજજે."

ગદાધરઃ—"સારી રીતે હું ત્હારો મનોભાવ સમજ્યો છું. હવે વધારે સમજાવવાની જરૂર નથી. ત્હારી જન્મદાતા વૃદ્ધ જનેતા પણ હવે ત્હારી શત્રુ છે કેમ ? વળી તે ત્હારે વધ કરવા યોગ્ય છે કેમ ? કાલાચાંદ, કાંઇક વિચાર કર. ત્હારા પિતા તથા પિતામહે જે દેવપ્ર-તિમાઓનું પૂજન ચંદનપુષ્પે, અશ્રુએ અને હૃદયને લોહીએ પણ કરેલું છે એ પવિત્રતમ દેવપ્રતિમાઓનું શું તું ખંડન કરવા તત્પર થયો છે ? કાંઇક વિચાર, વિચાર.

કાલાચાંદની ભમરો ઉંચી ચડી. તેનાં લોચનો રાતાંચોળ થયાં. તે ઉશ્કેરાઈ જઇ બોલ્યોઃ—"ગદાધર, તું મ્હને સમજાવવા આવ્યો છે, પરંતુ હું ત્હનેજ પૂછું છું કે પ્રત્યેક હિંદુ ત્હારાપ્રતિ તિરસ્કાર બ-તાવી ત્હારી ઉપેક્ષા કરતો હોય, ત્હારૂં અડકેલું અન્ન એક ભૂખ્યામાં ભૂખ્યો હિંદુભિખારી પણ ગ્રહણ કરવા નાખુશી બતાવતો હોય, તો તું પોતેજ શું કરે ? તે બોલ. વળી ત્હને પ્રત્યેક હિન્દુ પોતાના ઘર-માંથી તથા પોતાનાં દેવાલયો ને તીર્થસ્થળોમાંથી કૂતરાની પેઠે મારી કાઢે તો તું પોતેજ શું કરે ? તે બોલ. અરે ત્હારી પોતાનીજ જનેતા

ત્હારા નામપર ધિક્કાર વરસાવતી હોય, ત્હારી પરણેલી પત્નીજ ત્હારૂં જીવન નષ્ટ કરવા શત્રુને આશ્રયે જઇ રહેલી હોય અને ત્હારાં વ્હાલાં વ્હાલાં સગાંસંબંધીઓજ ત્હને તુચ્છમાં તુચ્છ માની ત્હારો પરિત્યાગ કરતાં હોય તો તું પોતેજ શું કરે ? તે બોલ."

ગદાધરઃ—"કાલાચાંદ, એવે પ્રસંગે હું શું કરૂં તે પુછેછે ? તો સાંભળ, એવો પ્રસંગ જો મ્હારે શિરે આવે તો હું મ્હારા ઈષ્ટદેવને વધારે શ્રદ્ધાભક્તિએ મ્હારા હૃદયમાં સ્થાપિત કરૂં. મનવચન અને કાયાથી ત્હેનાં ચરણોમાં મ્હારા આત્માનું સમર્પણ કરૂં ને કહું કે હે મંગલમય પ્રભો ! ત્હારી જે ઇચ્છા હોય તે સફળ થાઓ. મ્હારાં પાપપુણ્ય તેમજ સુખદુઃખ એ સૌ ત્હારાંજ છે."

કાલાચાંદનાં નયનોમાં અગ્નિ સળગતો હતો ત્યાં આ વચનો સાંભળતાં જળ ભરાયું. એના વિશાળ લલાટમાં પ્રસન્નતા સ્ફુરી જણાઇ. તે બોલ્યોઃ—"ગદાધર, હું પણ તેમજ કરૂંછું. બધાં કર્મોનું ફળાફળ મ્હેં તેનેજ ચરણે સમર્પ્યું છે; ને પ્રારબ્ધના પ્રવાહમાં શરીરને વહેતું મૂક્યું છે. જ્યારે એની ઇચ્છા વિના ઝાડનું એક પાંદડું પણ હાલતું નથી ત્યારે હું તે શા લેખામાં છું ગદાધર ?"

ગદાધરઃ—"સારૂં, તું જો આત્મનિવેદન કરવાને ખરેખરો શક્તિમાન થયો હોય, તો પછી મ્હારે ત્હને કહેવાનું કાંઇજ બાકી રહેતું નથી. હવે હું જઇશ. વખત આવે આપણે ફરી મળીશું."

કાલાચાંદઃ—"ફરી ક્યાં મળીશ ? કુરુક્ષેત્રમાં ?"

ગદાધરઃ—"હા,"

કાલાચાંદઃ—"ગદાધર, ત્હારૂં અપમાન કરવા માટે મ્હારૂં આ કહેવું થાય છે એમ સમજીશ માં. તોપણ ત્હને કહેવાનું કે કુરુક્ષેત્રમાં આવવાનો વિચાર જો તું છોડી દે તો ઘણું સારૂં."

ગદાધરઃ—" શું કરવા ? "

કાલાચાંદ—" સાંભળ ગદાધર, મ્હેં એક રાત્રે વિચિત્ર સ્વપ્નું જોયું છે. એ સ્વપ્નું જ્યારે મ્હને ઓઢીઆમાંથી કૂતરાની હાલતે કાઢી મૂકવામાં આવેલો ત્યારે આવેલું. એ સ્વપ્નું આવ્યું ત્યારે હું એક ધર્મશાળામાં સૂતેલો હતો. એ સ્વપ્નામાં મ્હેં જોયું તો મ્હારી ચારે તરફથી જાણે લોહીનો મહાન પ્રવાહ ઉભરાય છે. ને એ લોહીના પ્રવાહમાં જાણે હજારો દેવમંદિરો ને દેવપ્રતિમાઓ તણાતાં જાય છે. એ પ્રવાહમાં મ્હારી આસપાસ જાણે અસંખ્ય શબો ગળકાં ખાય છે. હું એ શબોને સ્થિરદૃષ્ટિથી નિહાળી રહ્યો છું. એટલામાં મ્હેં અચાનક ત્હારૂં શબ પણ ગળકાં ખાતું જોયું. લાખો મનુષ્યોનો સંહાર કરવાથી તેમ હજારો દેવપ્રતિમાઓનું ખંડન કરવાથી મ્હારા હૃદયમાં જેટલી પીડા થઇ નહતી, તેના કરતાં પણ વધારે પીડા મ્હને ત્હારૂં શબ જોવાથી થઇ. ને એ પીડાને લીધે મ્હારી ઉંઘ ઉડી ગઇ. આથીજ ત્હને કહું છું કે ગદાધર, તું જો લડાઇ કરવાના વિચારથી નિવૃત્ત થાય તો સારૂં."

ગદાધરઃ—" કાલાચાંદ, તું હજુલગી આત્મનિવેદન કરવા સમર્થ થયો નથી. હવે હું ત્હારી વાતનું ઉત્તર આપું તે સાંભળ. જ્યારે પ્રભુની ઇચ્છાવિના ઝાડનું એક પાંદડું પણ પડતું નથી તો હું તે કોણમાત્ર છું કાલાચાંદ ? "

કાલાચાંદઃ—" ઠીક છે, તો તું ત્હારા કર્ત્તવ્યમાં જોડા; ને હું મ્હારા કર્ત્તવ્યમાં જોડાઉં. યુદ્ધમાં કાંતો તું ને કાંતો હું, એ બેમાંથી એક તો અવશ્ય મરવાનાજ, પરંતુ જો યુદ્ધમાં તું મરશે તો ત્હારા ધર્મને મ્હોટી હાનિ પહોંચશે; ને ત્હારી પાછળ અનેક મનુષ્યો રૂદન કરશે. પરંતુ યુદ્ધમાં જો હું મરીશ તો કોઇને કશું નુકશાન થવાનું

નથી. એક બે માણુસો વિના મ્હારી પાછળ કોઇ રડનારૂં પણ નથી. માટેજ હું પ્રાર્થના કરૂંછું કે યુદ્ધમાં મ્હારું મરણ થાઓ."

આ સાંભળતાં ગદાધરનાં નયનો સજળ થયાં. હવે એ ત્યાં વધારે ઉભો રહ્યો નહિ. ધારેધીરે એણે નૌકાભણી પ્રયાણ કર્યું.

ગદાધર પૂરો અદૃશ્ય થયો નહોતો; એટલામાં છદ્મવેશ ધારેલો એવો એક હિંદુ કાલાચંદની સામે આવી ઉભો.

કાલાચાંદઃ—"તું કોણ છે?"

પેલો માણુસઃ—"હું ઓઢીઆવાસી હિંદુછું."

કાલાચંદઃ—"અહીં શા માટે આવ્યો છું?"

પેલો માણુસઃ—"આપના નામનો એક પત્ર છે તે આપવા આવ્યો છું."

કાલાચાંદઃ—"કોણે આપ્યો છે?"

પેલો માણુસઃ—"મહામંત્રી દનાર્દને."

કાલાચાંદે પત્ર હાથમાં લઇ વાંચી જોયો. ત્યારપછી તેના મુખમંડળમાં તિરસ્કાર ભાવ ઉદય પામ્યો. તે ધીમેથી બોલ્યોઃ—"જાઓ, હિંદુઓ જાઓ. ત્હમારાં આચરણોને લીધે ત્હમે અધઃપાત પામો."

આ શબ્દો બુનાને કાને પડયા. તેનું હૃદય વીંધી એક લાંબો નિઃશ્વાસ બહાર નીકળ્યો. પરંતુ એના મુખમંડળ ઉપર તેનું ચિન્હ પણ જણાયું નહિ.

પરિચ્છેદ બીજો

## દનાર્દનનો લોભ.

लोभः प्रतिष्ठा पापस्य प्रसूतिर्लोभ एव च ।
द्वेषक्रोधादिजनको लोभः पापस्य कारणम् ॥

( महाभारत )

મુક્તવેણી નદી સમુદ્ર ભણી ત્રણ ધારાઓ એટલે કે ત્રણ જૂદા જૂદા ફાંટાઓ રૂપે વહે છે. એ ત્રણે ધારાઓને ત્રણ ભગિનીઓની સાથે સરખાવી શકાય. જેમ ત્રણ બ્હેનો એકબીજાના સહવાસનો પરિત્યાગ કરી, પતિને ઘેર પોતપોતાનો ગૃહસંસાર ચલાવવા જાય છે, જતી વખતે તેઓ કેટલું કેટલું રૂદન કરે છે, એકએકના શરીર સાથે કેટલું કેટલું આલિંગન આપે છે ને છેલ્લે ઝીણે સ્વરે રૂદન કરતી કરતી તથા અશ્રુજળે બંને ગંડસ્થળો ભીંજવતી ભીંજવતી નોખી પડે છે તેમ આ મુક્તવેણી નદીની ત્રણે ધારાઓ પણ સમુદ્ર ભણી ગમન કરતી વખતે પરસ્પરના સહવાસનો પરિત્યાગ કરતી, જણાય છે, ને તે સમયે પરસ્પર આલિંગન કરતી ને ઝીણું ઝીણું રૂદન કરતી જણાય છે.

રજની અંધારી છે. બધી દિશાઓ અંધકારે આવૃત્ત છે. તોપણ અંધકાર એટલો બધો ગાઢો નથી કે મનુષ્ય દેખાય નહિ. જો કે મનુષ્ય તો અંધકારમાં દેખી શકાતું હતું, પણ ઓળખી શકાતું નહોતું.

આ સમયે નદીના વક્ષસ્થળ ઉપર એક નૌકા ઉભેલી દેખાય છે. ને તે સ્થિર છે. નૌકાના ખલાસીઓ મૌન ધારી રહેલા છે; તો પણ તેઓ સાવધાન અને જાગ્રત્ છે. મ્હોટા મ્હોટા સૈનિક અધિકારીઓજ ખલાસીને વેશે નૌકામાં ગોઠવાએલા છે. એ નૌકાની અંદર કાલા-

ચાંદરાય બેઠેલો છે. એ અત્યારે નયનો મીંચી, મૌનગ્રહી વિચારગ્રસ્ત દશામાં બેઠેલો છે. બધી દિશાઓમાં શાંતિનું સામ્રાજ્ય જામેલું છે. ને તેમાં કશો પણ અવાજ સંભળાતો નથી.

એટલામાં એ રાત્રિની શાંતિને ડોલાવતો ડોલાવતો, દૂરથી ચાલી આવતી એક નૌકામાંથી કોઇના ગાયનનો, નીચે પ્રમાણે લલકાર સંભળાયો.

તરણી અમારી પહોંચો પાર,
વહને વહી તરણી અમારી પહોંચો પાર. ટેક.

ગાન એકદમ અટકયું. કાલાચાંદને લાગ્યું કે જાણે એ સુર નદીના પ્રવાહમાં ડુબી ગયો. કાલાચાંદ ઉત્સુક બની એ ગાનની અભિલાષા કરવા લાગ્યો. થોડી વારે ગાનનો પુનઃ આરંભ થયો. ને કાલાચાંદ સાંભળવા લાગ્યો.

અટકો અધવચ ના લગાર. વહને વહી તરણી. (૧)
અવસર આ નથી વિલંબ કર્યાનો,
ખંતથી ખલાસી તું હંકાર. વહને વહી તરણી. (૨)
જો જે ના જરી તું એની અગાડી પછાડી,
હાંકજે બની હુશિયાર. વહને વહી તરણી. (૩)
તરણી અમારી પહોંચો પાર. વહને વહી.

ગાન અટકયું, પરંતુ સુર થંભ્યો નહિ; સુર તો નૈઋત્યપવન ઉપર સ્વાર બની દિશાઓમાં ઘૂમતો હતો. હવે કાલાચાંદનું ગાન તરફ લક્ષ નહોતું. એ તો ગાન અને સુર એ તમામ ભૂલી ગયો. કેમકે એના અંતઃકરણમાં એક નવોજ સુર ચાલી રહ્યો હતો. ને એ સુરનો ઝગુઝગાટ કાલાચાંદ મૌન ગ્રહી સાંભળતો હતો. છેવટે મૃદુ કંઠે તે મનમાં

ને મનમાંજ બોલી ઉઠયો. " આવ, દનાર્દનમંત્રિ, તું પણ આવ; જોઉં છું કે ઓઢીઆના ભાગ્યમાં હવે શું લખેલું છે ? "

આ વાકય મનમાં પૂરૂં બોલાઇ રહ્યું નથી, ત્યાં તો થોડે છેટે એક નૌકા દેખાઇ. બન્ને નૌકાનાં માણસો વચ્ચે વાતચિત ચાલી. પહેલી નૌકાવાળાએ હાંક મારી પૂછ્યું.

" તમે કોણ છો ? "

" ભૂપમાલા " બીજી નૌકાવાળાએ જવાબ આપ્યો.

આ સાંકેતિક ભાષા પહેલી નૌકાવાળા જાણતા નહોતા, માત્ર એકલો કાલાચાંદ જાણતો હતો. એટલે કાલાચાંદે આજ્ઞા કરીઃ–" એ આવેલી નૌકાને આપણી નૌકાને અડાઅડ લાગવા દો. "

ફરમાન પ્રમાણે તરત અમલ થયો. થોડીવારમાં બન્ને નૌકા અડાઅડ થઇ ને એ બીજી નૌકામાં આવેલો મંત્રી દનાર્દનરાય, પોતાની નૌકામાંથી ચાલી કાલાચાંદવાળી નૌકામાં આવ્યો.

નૌકાની અંદરની એક ઓરડીમાં કાલાચાંદ એકલો બેઠેલો હતો. પીતળની એક દીવી ઉપર, તે ઓરડીમાં, એક ઝાંખે પ્રકાશે, દીવો બળતો હતો. મંત્રી દનાર્દને કાલાચાંદવાળા સ્થાનમાં પ્રવેશ કરી એકવાર ચારે બાજુ દૃષ્ટિપાત કરીને જોયું. ને ત્યાર પછી કાલાચાંદ સામે જોઇ વંદન કર્યું.

પઠાણ સેનાપતિ કાલાચાંદે ઓઢીઆના મહામંત્રીનો લેશ પણ આદરસત્કાર કર્યો નહિ; માત્ર સામેને આસને બેસવાની ઈસારત કરી.

મહામંત્રી દનાર્દન આ પ્રમાણે અપમાનિત થયો, છતાં તે મનમાં ન લાવતાં છાનોમાનો દર્શાવેલે આસને બેઠો.

પગથી મસ્તક લગી તેનું નિરીક્ષણ કરી કાલાચાંદ બોલ્યો;–" ઓઢીઆના મ્હોટા મંત્રી દનાર્દન તમેજ કે ? "

દનાર્દનઃ—"હાજી."

કાલાચાંદઃ—" મહામંત્રી આ વખતે મંત્રગૃહ છોડી સમર-ભૂમિમાં કાં ? "

દનાર્દનઃ—" જરૂર વખતે તો ઓઠીઆનો એક ખેડુત બચ્ચો પણ સમરભૂમિમાં આવી ઉભો રહેવાનો છે; એ ખાત્રીથી માનજો. "

કાલાચાંદ થોડીવાર મૌન રહ્યા પછી બોલ્યોઃ—" હમે મ્હને શા હેતુએ મળવા આવેલ છો ? "

દનાર્દનઃ—" આપ ઓઠીઆ રાજ્યની સીમા ઉપર આટલું સૈન્ય લઇ શા માટે આવ્યા છો ? "

કાલાચાંદઃ—" ઓઠીઆ જીતવો એ મ્હારો ઇરાદો છે. "

દનાર્દનઃ—" આપનું આટલું સૈન્ય શું ઓઠીઆ જીતવા શક્તિ-માન થશે ? "

કાલાચાંદઃ—" સંખ્યા ઉપરથીજ કાંઇ શક્તિનો નિર્ણય થઇ શકતો નથી. "

દનાર્દનઃ—" એ તર્કની અહીં આવશ્યકતા જણાતી નથી. કેમકે આજ લગી પડાણોએ વારંવાર ખાવેલી હારજ આ બાબતનો નિર્ણય કરી આપે છે, પરંતુ આજે હું એક નવિન પ્રસ્તાવ લઇ આવેલ છું.

કાલાચાંદઃ—" શો ? "

દનાર્દનઃ—" આપનો હેતુ જો સહજમાં સિદ્ધ થાય તો ? "

કાલાચાંદઃ—" તો લોહી રેડવાનું કશું કારણ નથી. "

દનાર્દનઃ—" વહુન લોહી રેડવા વિના તો નહિજ ચાલે; થોડી તો કાપાકાપી કરવી પડશે, કેમકે હું અહીં મુખ્ય સેનાપતિ નથી. તો પણ આપને ઘણી બાબતમાં મદદ કરી શકીશ. "

---

કાલાચાંદઃ—" ત્હમે શી મદદ કરી શકશો ? "

દનાર્દનઃ—" મ્હારા તાબામાં પાંચ હજારનું સૈન્ય છે; વખત આવે એ સેના લઈ હું આઘો જતો રહીશ. ને તેથી આશાભંગ થઈ ઘણાં માણસો મ્હારી રીતનું અનુકરણ કરશે. "

કાલાચાંદઃ—" અહીંઆં કુલ કેટલું લશ્કર છે ? "

દનાર્દનઃ—" ચાળીશ પચાશ હજાર. એટલે આપ સહજમાં ત્રિવેણીના યુદ્ધમાં વિજયવંત થઇ શકશો. "

કાલાચાંદઃ—" હાં પછી ? "

દનાર્દનઃ—" સંભવે છે કે બીજું યુદ્ધ યજ્ઞપુર પાસે થશે. "

કાલાચાંદઃ" ત્યાં સેનાપતિ કોણ છે ? "

દનાર્દનઃ—" ત્યાં યુવરાજ રામચન્દ્ર સેનાપતિ છે; ને તેના તાબામાં લાખ સેના છે. "

કાલાચાંદઃ—" ત્યાં ત્હમે શી મદદ કરી શકશો ? "

દનાર્દનઃ—" એ વાત અત્યારે ચોક્કસપણે કહી શકતો નથી; તોપણ પચાશ હજાર સૈન્ય સાથે રહેલા રાજા મુકુન્દદેવને હું લડાઇના મેદાનમાંથી દૂર રાખી શકીશ. "

કાલાચાંદઃ—" મુકુન્દદેવ હમણાં ક્યાં છે ? "

દનાર્દનઃ—" કટકમાં. "

કાલાચાંદઃ—" કટકનો કિલ્લો અભેદ્ય છે ? "

દનાર્દનઃ—" હા, કટકનો બારવાટી દુર્ગ અભેદ્ય છે. "

થોડીવાર મૌન રહ્યા પછી કાલાચાંદ બોલ્યોઃ—" આપે આટલી સાહાય્ય આપવા બદલ શી કિંમત લેવા ધારી છે ? "

દનાર્દનઃ—" ઓઢીઆનું સિંહાસન. "

કાલાચાંદના મુખ ઉપર તિરસ્કારભાવ પ્રકટ થયો. પરંતુ દીવાના મંદ પ્રકાશને લીધે દનાર્દન એ તિરસ્કારભાવ જોઇ શકયો નહિ. એકદમ કશો ઉત્તર ન આપતાં કાલાચાંદ મૌન ધારણ કરી કાંઇક વિચારમાં પડયો.

એટલામાં દૂરથી પેલા ગાનનો સુર પવનમાં તરતો તરતો કાલાચાંદને કાને પડયો.

કાલાચાંદઃ—" આપને ઓઢીઆને સિંહાસને બેસવું હોય તો આપના પ્રભુને અને તેના પુત્રને હણવા પડશે. એ હત્યાનું કાર્ય કરવા તમે તત્પર છો ? "

દનાર્દનઃ—" એમનાં મરણ તો યુદ્ધમાંજ થશે. "

કાલાચાંદઃ—" પણ જો યુદ્ધમાં એમનાં મરણ ન થાય તો ? "

દનાર્દનઃ—" તો પછી કોઇ બીજો ઇલાજ કરી લેશું. "

આ વચનો સાંભળતાં કાલાચાંદના મ્હોં ઉપર પુષ્કળ તિરસ્કારભાવ જણાયો. દનાર્દન તેનો મનોભાવ સમજી બોલ્યોઃ—" પઠાણ સેનાપતિ ! આપની ઉંમર હજુ ન્હાની છે. વળી તમે રાજનીતિમાં અજાણ છો. જો તમે ઓઢીઆનો ઇતિહાસ જાણતા હોત તો મ્હારા પ્રતિ તિરસ્કાર દર્શાવી મ્હોં ફેરવત નહિ. તેલુગુ જાતિનો રાજા મુકુન્દદેવ શી રીતે સિંહાસન મેળવી શકયો છે તે તમે જાણો છો ? પોતાના સ્વામી રાજા નરસિંહને મારી રુધિરવાળા હાથમાં મુકુન્દદેવે રાજદંડ ગ્રહણ કરેલો છે. વળી એ નરસિંહે શી રીતે રાજ્યપ્રાપ્તિ કરેલી તે સાંભળવું છે ? ગોવિંદ વિદ્યાધરને દૂર કરી નરસિંહે રાજ્ય મેળવેલું હતું. વળી એ ગોવિંદ વિદ્યાધરે તો પોતાના પ્રભુ પ્રતાપરુદ્રના બત્રીશ સંતાનોને હણી પોતાના લલાટમાં રાજ્યતિલક કરાવ્યું હતું.

પઠાણુ સેનાપતિરાજ ! રાજ્યસિંહાસન માટે તો ચિરકાલથી આવા કલહ ચાલ્યાજ આવે છે. રાજનીતિને વિચારે જુઓ તો કોણુ રાજા ને કોણુ પ્રજા ? જે ચતુરાઈ તથા શક્તિને યોગે સિંહાસને બેસી શકે તે રાજા ગણાય છે; ને જે ન બેસી શકે તે પ્રજા ગણાય છે. પાપ પુણ્ય કે ધર્મ અધર્મ એ સૌ સામાન્યનીતિના શબ્દો છે. રાજ-શબ્દકોશમાં તો પાપપુણ્ય અને ધર્માધર્મના શબ્દોનો તદ્દન અભાવજ છે."

કાલાચાંદઃ—" બહુ સારૂં, ત્યારે હવે આજે ઓઢીઆના મહા-મંત્રી પાસેથી નૂતન રાજનીતિ અને ધર્મનીતિનો પાઠ સાંભળ્યો. "

બોલતાં બોલતાં કાલાચાંદના મુખારવિંદ ઉપર વ્યાપેલી લાલાશ સ્પષ્ટ જણાતી હતી.

દનાર્દનઃ—" પઠાણુ સેનાપતિ જો રાજનીતિ જાણુતા હોત તો તે કદિ એવું માની ન જ લેત કે બદલાની આશા વિના અમ:તો સાહાય્ય કરવા તો હું કદિ નજ આવું ? "

કાલાચાંદઃ—" ત્યારે ઓઢીઆના મહાન રાજનીતિવેત્તા મંત્રીએ પણુ એમ માની ન લેવું કે અમે પણુ વગર સ્વાર્થે આટલા બધા સૈન્યનો ને દ્રવ્યનો ક્ષય કરવા આવ્યા હોઈશું. "

દનાર્દનઃ—" આપનો ઉદ્દેશ તો ઓઢીઆ લૂટવાનો છે. "

કાલાચાંદઃ—" અને ઓઢીઆનું સિંહાસન મેળવવું એ અમારો ઉદ્દેશ ન હોય કે ? "

દનાર્દનઃ—" શું તમારો ઉદ્દેશ ઓઢીઆનું સિંહાસન મેળવવાનો છે ? ઠીક છે, એવો ઉદ્દેશ ન હોય એવું કહેવાય નહિ. તો પણુ આ કાંઈ બંગાલાદેશ નથી. આતો ઓઢીઆની વીરભૂમિ છે. એટલે આ ભૂમિ ઉપર કદિ વિદેશી રાજા રાજ્યશાસન કરી શકશે નથી. "

કાલાચાંદઃ—" ભલે આજ લગી ઓઢીઆનું સિંહાસન વિદેશી રાજા લઇ શક્યો નહિ હોય, તોપણ અત્યારે જ્યારે આપ જેવા પુરુષોએ ઓઢીઆમાં જન્મ ગ્રહણ કર્યો છે ત્યારે ઓઢીઆનો અધઃપાત થવાનો એ ચોક્કસ વાત છે. હું તમારી સાથે વધારે વાત કરવા ચહાતો નથી; સેનાપતિ કતલુખાં બંગપતિના પ્રતિનિધિ રૂપે તમારી સાથે વાતચિત કરશે. "

આટલું બોલી ત્યાંથી ઉઠી કાલાચાંદ બહાર ગયો; અને કતલુખાંને કાંઇક ઉપદેશ આપી અંદર મોકલ્યો.

કતલુખાંએ દનાર્દનની સઘળી વાત બહુજ આનંદ બતાવી સાંભળી. અને પછી કહ્યું કે " શ્રીક્ષેત્ર જીતાયા પછી આપને સિંહાસને બેસાડીશું; પરંતુ તેમાં શરત એ કે તમારે બંગાલાના સુલતાનની તાબેદારી સ્વીકારવી પડશે. અને પ્રતિ વર્ષે ખંડણી તથા યોગ્ય નજરાણું આપવું પડશે; કેમ આમાં તમારી સંમતિ છે ? "

દનાર્દનઃ—" હા, એમાં હું સંમત છું. "

ત્યારપછી ત્યાંથી દનાર્દન ઉભો થયો; અને પોતાની નૌકામાં આવ્યો. નૌકામાં બેસતાં બેસતાં તે પોતાના મનમાં મનમાંજ બોલ્યોઃ-" પહેલાં મ્હને સિંહાસને તો બેસવા દો; પછી મુસલમાનોને પણ જોઇ લઈશ-અને તેના સુલતાનને પણ જોઇ લઇશ. "

પરિચ્છેદ ત્રીજો

# ઉત્કલ–વૈભવ.

दृश्यते यत्र हि त्वाष्ट्रं विज्ञानं शिल्पनैपुणम् ।
रथ्याचत्वारवीथीभि र्यथावास्तु विनिर्मितम् ॥

કટકનગરી અને બારવાટીનો દુર્ગ મહાનદી અને કાઠજુડી નામની બે નદીઓ વચ્ચે આવેલા ભૂવિભાગ ઉપર છે. તેમાં કટકનગર કાઠજુડી ઉપર છે અને દુર્ગ મહાનદી ઉપર છે. નગર અને દુર્ગની વચ્ચે અંતર બે કોશનું છે.

બાર વાડીઓની જમીન લઇ તેના ઉપર દુર્ગનું નિર્માણ કરવામા આવેલું; માટે એ દુર્ગ બારવાટીને નામે ઓળખવામાં આવે છે. એ સમયે એક એક વાડીમાં પચીશ વીઘા જમીન પૂરતી ગણાતી. ને એક એક વીઘામાં આજના માપના ત્રણ ત્રણ વીઘા કરતાં કાંઇક થોડી વધારે જમીનનો સમાવેશ થતો. મતલબ કે એ દુર્ગનું વર્તમાન સમયે સ્થળ જોતાં પણ સ્પષ્ટ સમજાય છે કે એ દુર્ગે રોકેલી જગા લગભગ નવાણું કે સો વીઘાથી કમતી નહિ હોય. રાજમહેલ તો એ દુર્ગની પરિખાની બીજીબાજુએ પૂર્વદિશામાં બંધાવવામાં આવ્યો હતો. એ રાજપ્રાસાદ અને દુર્ગ મળીને બારવાટી ગણાતું.

કટકનગરી કટક–વારાણસીને નામે મશહુર છે; એ કટકવારાણસી તે સમયે ઓઢીઆ રાજ્યની રાજધાની હતું. ને હાલ પણ તેમજ છે. ઓઢીઆ પ્રદેશ ઉપર જ્યારે કેશરીવંશના રાજાઓ રાજ્ય કરતા હતા તે સમયે એટલે કે દશમા સૈકાના છેલ્લા ભાગમાં ચૌદ્વારમાંથી રાજધાની કટકમાં લાવવામાં આવેલી છે. ને વિશાળ સુંદર પ્રાસાદોથી તેને શણગારવામાં આવેલી છે. એ નગરીને તેમજ દુર્ગને રાજા મુકુન્દ-

રત્ને પુષ્કળ અલંકૃત તથા સજ્જીત કરેલાં હતાં. કટકનગરીનો રાજ-મહેલ એ જગતમાં એક (૧) અદ્વિતીય વસ્તુ ગણાતી. એનો વિસ્તાર એક મોટા ગામડા જેટલામાં હતો. અને એની ઉંચાઇ નીલગિરિ સમાન હતી. એ મહાલય પથ્થર અને ઇંટોનો બંધાવવામાં આવેલો હતો ને એમાં લકડાનું જે કોતરકામ જણાતું તે જગતને આશ્ચર્યચકિત બનાવતું. જો કે અત્યારે તો એ રાજમહેલને સ્થળે એક ઇંટ કે પાષાણનો કકડો પણ જોવામાં આવતો નથી! અસ્તુ. જડનું પરિણામ આખરે એજ થવાનું છે એમાં નવાઇ જેવું કશું નથી.

એ દુર્ગની ભીંતની લગોલગ ચારે બાજુએ જળની ભરેલી વિશાળ ખાઇ એટલે પરિખા હતી. એ ખાઇ ક્યાંઇ ચોવીશ પચીશ હાથ પહોળી હતી તો ક્યાંઇ સો હાથ જેટલી પહોળી હતી. એની ઉંડાઇ તો હાથી પણ ડુબી જાય એટલી હતી. એ પરિખાની અડોઅડજ મજબૂત પથ્થરે ચણેલી કિલ્લાની ઉંચી દિવાલ હતી. એ કિલ્લાને માત્ર એકજ દ્વાર હતું. એ દ્વાર સિવાય દુર્ગમાં પ્રવેશ કરવાનો બીજો માર્ગ નહોતો. કિલ્લાની બીજીબાજુ એક નાનકડી બારી હતી ને તે સદા બંધ રહેતી. એ બારીને માર્ગેથી છેલ્લો મરેઠી રાજા, અંગ્રેજો આવ્યાના સમાચાર સાંભળી, પુષ્કળ દ્રવ્ય લઇ નૌકામાં બેસી પલાયન કરી ગયો હતો. એ ખાઇ ઉપર મૂકવાનો એક જંગમ સેતુ હતો. એ સેતુ (પૂલ) સૂર્યાસ્ત થતાં ઉપાડી લેવામાં આવતો.

દુર્ગની બહાર—ખાઇને સામે કાંઠે-રાજમહેલ હતો. એ રાજ-મહેલમાં નવ વિભાગ એટલે કે નવ પરાં હતાં. તે પ્રત્યેક પરામાં

(૧) સ્ટર્લિંગ સાહેબને મતે એ રાજમહેલને જોતાં "વિંડસર-કેસલ" નો ભાસ થાય છે.

પુષ્કળ ઘરો હતાં. પહેલા વિભાગમાં અસંખ્ય હાથી, ઘોડા ને ઉંટ વગેરે બંધાતાં. ત્યાં તેમના ખાદ્ય પદાર્થો તથા રક્ષકો પણ રહેતા. બીજા વિભાગમાં તોપો, બંદુકો, ભાલા, તરવારો વગેરે લડાયક સામગ્રી રાખવાના ઓરડાઓ તથા પટાગાર (તંબુઓ) રાખવાના વિશાળ ઓરડાઓ હતા. ત્રીજા વિભાગમાં પ્રાસાદનું રક્ષણ કરનારૂં સૈન્ય રહેતું. ચોથા વિભાગમાં શિલ્પીઓ તથા કર્મકારો નિવાસ કરતા. પાંચમા વિભાગમાં રસોડાં, કોઠારો અને રસોઇઆ રહેતા. છઠ્ઠા વિભાગમાં રાજાનો દરબાર ભરવાનો ભવ્ય ઓરડો હતો ને તેની સમીપમાં રાજકર્મચારીઓનાં આવાસ સ્થળ હતાં. સાતમા વિભાગમાં ગુપ્તમંત્રણા કરવાના ઓરડા હતા. આઠમા વિભાગમાં રાણીઓનો નિવાસ હતો. ને નવમા વિભાગમાં રાજા અને રાજકુટુંબનાં × શયનાગાર હતાં.

એ નવે વિભાગમાં આવેલાં મકાનોમાં સરસામાન પણ મકાનોને અનુકૂળ હતો. રાજદરબારમાં તેમજ મંત્ર ગૃહમાં જે પુતળીઓ તથા દીપાધાર હતાં; એ પુતળીઓ અને દીપાધારો પથ્થરનાં બનાવેલાં અને એવાં તો કોતરણીયુક્ત હતાં કે આજે એવાં ક્યાંઈ પણ જોવામાં આવતાં નથી. કેમકે એવા શિલ્પીઓ આજે કોઈ દેશમાં જોવામાં આવતા નથી. તાજમહેલની ભીંતોમાં જેમ આખું કુરાન લખેલું છે તેમ ભુવનેશ્વરના મંદિરની દિવાલ ઉપર ઓઢીઆનો ઇતિહાસ કોતરેલો છે, આવા શિલ્પીઓ અત્યારે કયા દેશમાં મળી આવશે ?

જો કે ઓઢીઆમાં શિલ્પ હતું, શક્તિ હતી, તોપણ સાહિત્ય હતું નહિ, તેમાં એક બે ગણ્યાગાંઠયા લેખકો થયા છે. તેમણે "વિચિત્ર રામાયણ!" "રસકલ્લોલ" કે "ગોપીવલ્લભ નાટક" લખેલ છે;

---

× W. Bruton

પરંતુ એટલાથી કંઇ સાહિત્યનું અંગ બંધાતું નથી. સ્પષ્ટ રીતે કહીએ તો ઓઢીઆના શ્રેષ્ઠકવિ ઉપેંદ્રભંજના લખેલ " ચંદ્રલેખા " આદિ ઉપન્યાસો અને " લાવણ્યવતી " આદિ કાવ્યો પણ ઓઢીઆના સાહિત્યમાં કશું કરી શક્યાં નથી.

ઓઢીઆમાં સાહિત્ય નહોતું, પરંતુ ધર્મ હતો. એનું પ્રત્યેક નગર તીર્થક્ષેત્ર હતું. ત્યાંનું કોઇપણ ગામડું એવું નહોતું કે જ્યાં મંદિર અને દેવપ્રતિમા ન હોય! ઓઢીઆમાં પગનું મૂકતાંજ ભાસ થાય છે કે જાણે ભૂલોક છોડી દેવલોકમાં આવ્યા હોઇએ! અકબરનો મુસલમાન સેનાપતિ ઓઢીઆ જીતવા ગયો હતો તે લખી ગયો છે કેઃ—" આ દેશ ઇશ્વરનો છે; મનુષ્યનો નથી. ભાગવતમાં યજ્ઞપુર સંબંધે લખેલું છે કેઃ—

દોહરા. )

યજ્ઞપુરીમાં એટલાં, એપે દેવસ્થાન;
લાખ વરસ ગણતાં છતાં, થાય ન પૂરાં નામ. (૧)
કેવળ દેવાલયતણું, યજ્ઞપુરિ નથી ધામ;
એ નગરીમાં છે કર્યો, દેવોએ વિશ્રામ. (૨)

પરંતુ અત્યારે ઓઢીઆમાં કાંઇજ નથી. ધર્મ, શક્તિ અને શિલ્પ એ તમામ ગયાં છે. પરંતુ માત્ર તેની ઝાંખી ઝાંખી સ્મૃતિ રહી છે, ને એ સ્મૃતિ પણ સાહિત્યને અભાવે ચિંતાશાયી થઇ છે." માદલી પંજી " સિવાય ઓઢીઆનો બીજો ઇતિહાસ નથી ને એ ઇતિહાસ પણ અસંભવિત મનઃકલ્પિત બનાવોથી પરિપૂર્ણ છે.

અમે ઓઢીઆવાસીને મુખેથી નહિ, પણ બીજાને મુખેથી સાંભળ્યું છે કે ઓઢીઆ એક દહાડો ઐશ્વર્યમાં, શિલ્પમાં, ધર્મમાં ને

ને શક્તિમાં ભારતવર્ષમાં અગ્રગણ્ય હતો. મુકુન્દદેવના વિશાળ રાજમહેલની કથા પણુ અમે બીજાની પાસેથીજ સાંભળી છે. ઓઢીઆનો ઇતિહાસ પોતે તો તે વિષે કશું કહેતો નથી.

એ રાજમહેલનો કચેરીનો ઓરડો તો એક સમયે મુસાફરોને ખાસ જોવા લાયક હતો. કચેરી મંડપના એક ભાગમાં રૂપાની ઉચ્ચવેદી ઉપર રત્નસિંહાસન ગોઠવેલું હતું. વેદીની નીચે બંને બાજુએ સુવર્ણ અને રૌપ્યજડિત આસનોની પંક્તિઓ ગોઠવેલી હતી. વચ્ચે વચ્ચે સ્થળે સ્થળે દીપક મૂકવાના વિવિધ આકારના સ્થંભો કરેલા હતા. એ દીપાધારો સંગેમરમરનાં બનાવેલાં હતાં. કોઇ દીપાધારની આકૃતિ વર્તુળ સ્તંભાકારની હતી તો કોઇ દીપાધારની આકૃતિ નગ્ન નારીમૂર્ત્તિના આકારની હતી. કોઈ દીપાધારને સેંકડો શાખાઓ હતી તો પુરાણમાં વર્ણવેલા કાર્તવીર્યની પેઠે કોઇ દીપાધારને હજાર હાથ જોવામાં આવતા. એ શાખા તથા હાથ રૂપે મઢેલા હતા. ને એક દીપાધારથી બીજા દીપાધાર સુધી સોનાની સાંકળો લટકતી હતી.

એ દરબાર ભવનના બધા ખૂણામાં સંગેમરમરની બનાવેલી પ્રચંડ મૂર્તિઓ ગોઠવેલી હતી. લોકો કહેતા કે ઓઢીઆના પહાડી પ્રદેશમાં રહેનાર મનુષ્યોની એ મૂર્તિઓ છે. કોઇ મૂર્તિના હાથમાં ધનુષ્ય, કોઈ મૂર્તિના હાથમાં તરવાર, કોઇના હાથમાં ઢાલ ને કોઈના હાથમાં ભાલો હતો. કોઇ મૂર્તિને વ્યાઘ્રચર્મ પહેરાવેલું હતું તો કોઈ મૂર્તિનું શરીર હલદરે રંગેલું ને મુખમંડળનો વિભાગ લાલ મૃત્તિકાએ રંગેલો હતો. કોઇ ખૂણામાં વિશાળ દંતૂશળવાળી હાથીની મૂર્તિ ગોઠવેલી હતી તો કોઇ ખૂણામાં અશ્વની તથા ગર્દભની મૂર્તિ પણુ ગોઠવેલી હતી. હાથીના પૃષ્ઠ ભાગ ઉપર યોદ્ધાવેશમાં અસિધારીઓ બેસાડેલા હતા; અને ગર્દભના ઉપર પરાજય પામેલા મુસલમાન સેનાપતિની મૂર્તિ બેસાડેલી

હતી. આ તમામ પાષાણપ્રતિમાઓનું શિલ્પકામ મનોહર હતું.

રાજભવનની ભીંતે શિલ્પકળાથી નાના પ્રકારની મૂર્તિઓ કોતરી કાઢેલી હતી. એક સ્થળે ભયંકર વેશવાળો, રક્તવર્ણનો, દીર્ઘાકૃતિનો મનુષ્ય જગન્નાથદેવને કેડ ઉપર લઈ પલાયન કરતો કોતરેલો હતો. બીજે સ્થળે મહારાજા યયાતિકેશરી, યવનરાજાને ઓઢીઆમાંથી નસાડી મૂકતો કોતરેલો હતો. વળી એક સ્થળે ગરુડસ્તંભ પાસે શ્રી ચૈતન્યદેવને કોતરેલા હતા. ને તે પ્રભુના ધ્યાનમાં લીન બનેલા હતા. આ પ્રમાણે વિવિધ પ્રકારનાં ચિત્રો રાજભવનની ભીંત ઉપર કોતરેલાં તથા ચીતરેલાં હતાં.

એ સભાગૃહમાં એક હજાર માણસો બેસી શકે અને તે સિવાય વગર હરકતે બીજાં બે હજાર માણસો ઉભાં રહી શકે તેટલી જગા હતી. રાજા મુકુન્દદેવે આજે પ્રાતઃકાળે જ્યારે એ સભાગૃહમાં દર્શન આપ્યાં ત્યારે આખું સભાગૃહ માણસોથી ચિકાર ભરાઈ ગયેલું હતું. રાજાના હોદ્દાને શોભે એવો પોશાક પહેરીને તથા હાથમાં મણિમુક્તા જડિત તલવાર ધારણ કરીને જ્યારે રાજાએ સિંહાસન શોભાવ્યું ત્યારે ચારે બાજુથી જયધ્વનિ ગાજી રહ્યો. પરંતુ રાજાનું વદન વિષાદપૂર્ણ હતું. રાજા સિંહાસને બેઠા પછી અમલદારો તથા સભાસદો પોતપોતાને આસને બેઠા.

રાજા બોલ્યાઃ—"આપે સમાચાર સાંભળ્યા હશે કે ત્રિવેણીના યુદ્ધમાં આપણી હાર થઈ છે. એ સમાચાર લઇને એક માણસ આવ્યો છે તેના મુખથી તમે વિશેષ વૃત્તાન્ત જાણી શકશો."

રાજાનું વાક્ય પૂરું ન થયું ત્યાં તો એક માણસે આવી સિંહાસન પાસે પ્રણામ કર્યા. ને હાથ જોડીને બોલ્યોઃ—"મહારાજ! સાંભળો; સભાસદગણો! સાંભળો. જગન્નાથ પ્રભુ જાણે છે કે મ્હેં કેવી બહાદુરી કરી છે? મ્હેં એકલે બે હજાર મુસલમાનને માર્યા છે. મ્હેં એકલે બે હજાર મુસલમાનોને ઘાયલ કર્યા છે. પણ શું કરું? એ

હજારને માર્યા ત્યાં વીશ હજાર મુસલમાનોએ મ્હને ઘેર્યો હતો. એમના દાંતોમાં દઇને હું મૂઠીઓવાળી ચાલ્યો આવ્યો છું."

એક સભાસદ બોલી ઉઠયોઃ–"ત્હારી બહાદુરીની વાત પછી કરજે. હમણાં તો યુદ્ધના પરિણામની વાર્તા બોલ."

સમાચાર આપનાર માણસ મ્હાત થઇ ગયો. ને ચારે બાજુએ જોવા લાગ્યો. પરંતુ એણે પોતાને મુખે પોતાની બડાઇનાં જે વખાણ કર્યા; તે કોઇને રૂચ્યાં નહોતાં. આથી આશાભંગ થઈ તે બોલ્યોઃ– "યુદ્ધમાં બીજું શું થાય? ત્હમે સમજ્યા કના? આપણે હારી ગયા. આપણે ચાલીશ હજાર હતા ને એ ચાલીશ લાખ. મારા બાપ ચાલીશ લાખને તે કાંઇ જીતાય? લડાઈ કરવા કાળો પહાડ આવ્યો છે; તેની સાથે કતલુખાં પણ છે. એ બંનેએ મળી આપણને હરાવ્યા. આપણા એક એક માણસે હજાર હજાર મુસલમાનોને હણ્યા. મહામંત્રી તો પોતાના લશ્કરનો બચાવ કરવા ખૂબ પાછા નાઠા ને તેની પાછળ આપણું લશ્કર પણ મૂઠીઓ વાળીને નાઠું. મુસલમાનોના ભાર શા કે આપણને પકડી શકે? પણ એક માણસ ભાગ્યો નહિ. એ બંગાળી હતો. ત્રણસો ચારસો પાયદળ લશ્કરને લઈ તે એકલો કતલુખાંની સામે લડયો. ને કતલુખાંને હરાવ્યો. પણ કતલુખાંની મદદે કાળોપહાડ આવ્યો ને એ બંનેએ મળીને પેલા બંગાળીને હરાવ્યો."

રાજાએ પૂછ્યું:—"એ બંગાળી કોણ હતો?"

પેલો માણસ બોલ્યોઃ—"એ હું જાણતો નથી. પણ માણસો વાતો કરતાં હતાં કે એ તો બંગાળા દેશના કોઈ રાજાનો પુત્ર છે."



પરિચ્છેદ ચોથો.

## સેનાધિપત્ય.

**आनन्दकल्लोलितमानसं तं**

**समभ्यषिञ्चन्पृतनाधिपत्ये ॥** ( કુમાર સંભવ. )

એ સભામંડપમાં મનુષ્યોની જે ગિરદી જામેલી હતી; એ ગિરદીમાં રસ્તો કરી એકદમ એક મનુષ્ય બહાર આવ્યો. એનાં વસ્ત્રો કાદવથી ખરડાએલાં હતાં. વળી એનું અંગ પણ ધૂળ ધૂળ થએલું હતું. એ માણસને જોઈ રાજા મુકુન્દદેવે ઉત્કંઠિતસ્વરે પૂછ્યું:—" કેમ દૂત, શા સમાચાર છે ? "

ઉત્તર ન આપતાં દૂતે પહેલાં તો સાષ્ટાંગ દંડવત્ કર્યાં. ને પછી રાજાના ચરણ પાસે જઇ ત્યાં પોતાનું લલાટ તથા બે હાથનો સ્પર્શ કરી નમન કરવા લાગ્યો.

રાજા ફરી ઉત્કંઠાથી બોલ્યો:—" શી ખબર લાવ્યો છું દૂત, તે જલ્દી કહે. "

દૂત બોલ્યો:—" મહારાજ, મુસલમાનો આગળ વધ્યા છે. કાલોપહાડ પોતાનું લશ્કર લઇ મયુરભંજ તરફ ઉપડ્યો છે. ને કતલુખાં યાજપુર તરફ ધસ્યો છે. યુવરાજ ધારેછે કે કાલોપહાડ મયુરભંજ પહોંચ્યા પહેલાં તો કતલુખાં યાજપુર ઉપર હલ્લો કરશે. યાજપુરનું રક્ષણ કરવા વાસ્તે વધારે સૈન્યની જરૂર છે; માટે યુવરાજે આપની પાસે પ્રાર્થના કરી છે કે એક લાખ પાયદળનું વધારે લશ્કર મદદ માટે મોકલાવશો. "

રાજા એકદમ કાંઈ ઉત્તર આપી શક્યો નહિ. સભામાં સભાસદો

હવે અંદર અંદર વાતો કરવા લાગ્યા. અને તેનો ગણગણાટ સભામંડપમાં વ્યાપી ગયો. એ ગણગણાટ એટલો તો વૃદ્ધિ પામ્યો કે કોઇ કોઇનું બોલ્યું સાંભળે નહિ. રાજા એકદમ સિંહાસન છોડી ઉભો થયો. એટલે ગણગણાટ એકદમ બંધ થઇ ગયો. અને બધા સભાસદો પણ ઉઠીને ઉભા થયા.

રાજા બોલ્યોઃ—“ વ્હાલા સૈનિકો ! હું પોતે મયુરભંજ જાઉંછું. ને તમે સૌ મ્હારી સાથે નીકળવા તૈયાર થાઓ. ”

કુજંગાધિપતિ બોલ્યોઃ—“ મહારાજાધિરાજ ! અમે હોવા છતાં આપ પંડે શા માટે જાઓ છો ? આપ અહીં રહી બારવાટી દુર્ગનું રક્ષણ કરો. એક લાખનું સૈન્ય લઈ મયુરભંજમાં જવાની અમને આપ આજ્ઞા કરો. ”

રાજાઃ—“ ઠીક છે, એમ કરવામાં પણ મ્હને કશી હરકત નથી જોશી મહારાજને પૂછો કે લશ્કર પ્રયાણ કરવાનું શુભ મુહૂર્ત નક્કી કરે.”

જોશી મહારાજ સિંહાસનથી થોડે છેટે એક આસન ઉપર બેઠેલ હતા. રાજા શું કાર્ય કરવાનું શુભ મુહૂર્ત જોવાનું કહે છે તે વાત બધિરપણાને લીધે જોશી મહારાજે બરાબર સાંભળી નહિ. પહેલાં તો લડાઇની વાત સાંભળીનેજ તે ભયભીત બની ગએલા હતા. એટલે હવે કટક છોડી પોતે સકુટુંબ પલાયન કરી જવું કે નહિ ? એ વિચારમાં જોશી મહારાજ લીન થયા હતા. ત્યાં લગ્ન જોવાની રાજાની આજ્ઞા તેમને કાને પડી. એટલે તરતજ ચમકી જઇ તે રાજા તરફ ફર્યા. અને ગંજવામાં રહેલા ટીપણાને ત્વરાથી બહાર કાઢી તેમાં પૂરૂં જોયું ન જોયું ને બોલ્યાઃ—“ મહારાજ, પલાયન કરવાનું શુભ મુહૂર્ત તો હમણાંજ ચાલેછે. એમાં વિલંબ કરવો ઉચિત નથી. ”

રાજા પોતાની ભ્રમર ઉંચી કરી બોલ્યોઃ—“ મ્હેં આપને પલા-

યન કરવાનું મુહૂર્ત્ત જોવાનું પૂછેલું નથી."

જોશીઃ—"ત્યારે આપે શું એમ પૂછ્યું છે કે સપરિવાર પલાયન કરવું કે એકલાં પલાયન કરવું?"

રાજા ગુસ્સે થઈ બોલ્યોઃ—"અરે બીકણ બ્રાહ્મણ"

એટલામાં સભાસદોમાંથી એક પુરુષ ઉભો થઇ બોલ્યોઃ—"મહારાજ, બ્રાહ્મણ બીકણ નથી, પણ આપ બીકણ છો."

બધા સભાસદો આશ્ચર્ય પામી આ ધૃષ્ટ વક્તા સામું જોઇ રહ્યા. તેમણે જોયું તો આ વચન બોલનાર એક બંગાલી યુવક હતો. તેના શરીર ઉપર કવચ ધારણ કરેલું હતું. માથે શિરસ્ત્રાણ પહેરેલું હતું. અને તેની કટિમાં તલવાર લટકતી હતી. આ બંગાળી યુવકની પાછળ તેનો એક સહચર હતો ને તેનો પહેરવેશ પણ યોદ્ધાને છાજે તેવો હતો. એ સહચરના ખભા ઉપર હાથ મૂકી આ નિર્ભીકવક્તા ધીરે ધીરે રાજાના સિંહાસન પાસે આવ્યો. તેને જોઇ રાજાએ પૂછ્યુંઃ—"તમે કોણ છો?"

બંગાલી જુવાન બોલ્યોઃ—"હું જાતે તો બ્રાહ્મણ છું, પણ બીકણ નથી. મ્હારે ઘેર ચોર ચોરી કરવા આવે ત્યારે તેને મારી કાઢવાનું હું મુહૂર્ત્ત પૂછવા જાઉં એવો નથી."

રાજા બોલ્યોઃ—"અરે બ્રાહ્મણ, મ્હને લાગે છે કે તું ઉન્મત્ત છે."

બંગાલી જુવાન બોલ્યોઃ—"મહારાજ, આપ જન્મ્યા ત્યારથી આજલગી આપે ખુશામતીઆઓની વાણીજ સાંભળી છે. આપે સાચી વાણી સાંભળી નથી. સ્તુતિપાઠકો તથા ખુશામતખોરા સિવાય આપે ખરેખરા માણસોને જોયેલજ નથી. મહારાજ, આપના ઘરમાં ચોરોએ પ્રવેશ કર્યો છે; અત્યારે આપે જોશીને બોલાવવાની આવશ્યકતા નથી. પરંતુ સત્વર સેનાપતિને બોલાવો.

એક સભાસદ બોલી ઉઠયોઃ—"આગંતુક બંગાલીઓ અમને બીકણુ કેમ કહી શકે ?"

તેજસ્વી બંગાલી યુવકે ઉત્તર આપ્યું:—"બંગાલી તમને કાપુરુષ કહેવાનાજ. કેમકે ત્રિવેણીમાં ત્હમે લડાઇ કરીજ નથી. માત્ર પલાયન કર્યું છે. મહામંત્રી દનાર્દન પોતાના સૈન્ય સાથે જેમ ખસી ગયો; તેમ બધા સૈન્યે રણભૂમિમાંથી ખસી જવાનુંજ કામ કર્યું છે. અને લડાઇમાં જ્યારે એકવાર પલાયનનું કામ આરંભાયું; એટલે ખરેખરી લડાઇ કદિ બનવાનીજ નહિ."

સભાસદઃ—"ત્હમે આ શું બોલો છો ? હમણાંજ અમારો એક દૂત કહી ગયો કે અમારા એક એક પાયદળ સૈનિકે હજાર હજાર પઠાણોને હણ્યા છે; અને ત્હમે કહોછો કે લડાઇજ થઇ નથી એ શું? મ્હને લાગે છે કે બંગાલીઓ ભારે જૂઠાબોલા હોય છે."

બંગાલી બ્રાહ્મણઃ—"જૂઠું બોલવામાં બંગાલીઓ તમને કદિ જીતી શકશે નહિ."

સભાસદઃ—"ત્હમે ત્રિવેણીના યુદ્ધમાં હાજર હતા ?"

બંગાલી બ્રાહ્મણઃ—"હા, હતો; ને લડાઇ પણ કરી છે."

રાજાઃ—"ત્હમે કહોછો કે હું બ્રાહ્મણ છું. તો પૂછવાનું કે બંગાલાના બ્રાહ્મણો શું અસ્ત્રો વાપરતાં શીખેલા છે ?"

બંગાલી બ્રાહ્મણઃ—"ઘણા દહાડાથી શીખેલા છે, પણ હવે ભૂલતા જાય છે."

રાજાઃ—"હું તો માનતો હતો કે બંગાલીઓ કેવલ સ્તુતિ કરનારા તથા ચરણો ચાટવામાંજ ચતુરાઇવાળા છે."

બ્રાહ્મણઃ—"મહારાજ, આપ ગુસ્સે થશો માં. આપે અક્ષત

શરીરે ઘરમાં બેઠાં બેઠાં બંગાલીઓને માટે ખોટી ધારણા ધારી લીધેલી છે; પણ એજ બંગાલીઓએ દૂરદેશથી તમારા મુલકમાં ધર્મરક્ષણ કરવા આવીને સંગ્રામ કર્યો છે. ને પોતાનું લોહી ત્રિવેણીમાં રેડેલું છે. આત્મપ્રશંસા સારૂ નહિ, પણ સત્ય દર્શાવવા વાસ્તે કહું છું કે જુઓ, હજુ મ્હારા શરીર ઉપર શસ્ત્રના કેટલા ઘા છે?"

બોલતાં બોલતાં બ્રાહ્મણે પોતાના શરીર ઉપરથી કવચ, તથા ટોપ કાઢી દૂર ફેંક્યાં. તો નીચેનું વસ્ત્ર જોઈ આખી સભા આશ્ચર્યચકિત થઈ ગઈ. બ્રાહ્મણે પહેરેલાં કવચ ને ટોપની નીચેનાં બધાં વસ્ત્રો લોહીલોહાણ થઈ ગએલાં હતાં. ને તાજા ઘામાંથી હજુ પણ લોહી ટપકતું હતું."

રાજા:—"આપ શું એજ બંગાલી વીરપુરુષ કે જેની વાત થોડી વાર પહેલાંજ મ્હને દૂતે કહી છે?"

બ્રાહ્મણે વિનીતભાવે મસ્તક નમાવી નીચું જોયું. પછી થોડીકવારે તે બોલ્યો:—"મહારાજ, દેશ ઉપર અત્યારે ઓછી વિપત્તિ આવી છે એમ માનો માં. પોતાના અપમાનનો બદલો લેવા એક બંગાલી, મુસલમાની સૈન્ય લઇને, આ પુણ્યભૂમિ ઓઢીઆનો વિનાશ કરવા આવેલો છે. મ્હારાથી વધારે શું બની શકે મહારાજ? મ્હારા કેટલાક અનુચરોને લઇને હું આપને સાહાય્ય કરવા આવેલો છું."

મુકુન્દદેવ સિંહાસનથી નીચે ઉતરી પેલા બંગાલી બ્રાહ્મણની પાસે આવ્યો. ને તેનો હાથ પકડીને બોલ્યો:—"મહાન વીર પુરુષ, મ્હારી ભૂલ માટે મને ક્ષમા આપશો. આપના જેવા સ્વાર્થત્યાગી તથા આપના જેવા યોદ્ધાઓ બંગાલામાં જન્મે છે એવું હું ધારતો નહોતો. હવે આપ કોણ છો? તે જણાવવાનું બનશે?"

બંગાલી બ્રાહ્મણ:-" હું એક સામાન્ય માણસ છું. મ્હારો નિવાસ બંગાલામાં છે. જન્મ બ્રાહ્મણકુળમાં છે. મ્હારા પિતા એક જમીનદાર હતા. ને મ્હારૂં નામ ગદાધર છે. "

રાજા:—" આપની પાસે કેટલાં માણસો છે ? "

ગદાધર:-" હતાં તો પાંચસો; પણ હવે માત્ર બસો બાકી રહ્યાં છે."

રાજા:—" આપને હું પાંચ હજાર સેનાના અધિપતિને પદે નીમું છું. "

ગદાધર:—" આપનો અનુગ્રહ જોઇ હું કૃતાર્થ થયો; પરંતુ આપની સેનાજ જો નિમકહરામ અને વિશ્વાસઘાતી હશે તો હું શું કરી શકવાનો ? "

રાજા ચમકીને બોલ્યો:—" શું કહ્યું ગદાધર, મ્હારી સેના વિશ્વાસઘાતી છે ? "

ગદાધર:-" જી હા, ત્રિવેણીના યુદ્ધમાં મ્હેં જે નજરોનજર જોયું છે; તે મ્હેં આપને દર્શાવેલું છે. "

રાજા:—" હું મ્હારી પોતાની આંખોએ જોઉં તો પણ હું એ એ વાત માની શકુંજ નહિ, કે ઓઢીઆવાસી પોતાનાં ગૃહ, અને પોતાના પ્રાણપ્રિય ઇષ્ટદેવ, મુસલમાનોના હાથમાં સોંપવા તૈયાર હોય."

ગદાધર:—" બંગાલાનું પતન થયું તે પહેલાં અમે પણ માનતા નહોતા કે બંગાલીઓ કોઇ દહાડો પોતાની સ્વતંત્રતા ને પોતાનાં ઘરો વેચવા સમર્થ હોય. "

રાજા એ વાત ઉપર ધ્યાન ન દેતાં બોલ્યો:-" અમારી સેનામાં વિશ્વાસઘાતી કોણ છે ? શું આખું સૈન્ય વિશ્વાસઘાતી છે ? "

ગદાધર:—" ના, એક માણસ વિશ્વાસઘાતી છે; પણ તે માણસ બહુજ મોટો અધિકાર ધરાવનાર છે. "

આ સાંભળી રાજા ચિંતામગ્ન થયો.

ગદાધરઃ—" મહારાજ, હું તેથીજ કહું છું કે હવે આપ વિલંબ કરો માં. દેશદ્રોહી વિશ્વાસઘાતકને બાંધી લાવો, અને આપ પં? સૈન્ય સાથે પ્રયાણ કરો."

રાજાઃ—" હા, ઓઢીઆમાં કોઇ દહાડો સ્વદેશદ્રોહી અને વિશ્વાસઘાતી નીચ પુરુષ અવતરશે, એવું કોણ ધારી શકે ?"

રાજાની ડાબી બાજુએ જે આસનોની હાર હતી, તેમાંથી એક માણસ બોલી ઉઠયોઃ-" મહારાજ, અનુમતિ આપો તો હું જાતે ચઢી જઇ એ ઓઢીઆના કલંકરૂપ નીચ વિશ્વાસઘાતકને બાંધી આણું."

આ વચનો બોલનાર સમ્રાટ્ ઇબ્રાહિમખાંનો હતભાગી પુત્ર કરિમશા હતો.

રાજાઃ—" સારી વાત છે. તમે દશ હજારનું લશ્કર લઇ એ દેશદ્રોહીને પકડી લાવવા તરતજ કુચ કરો."

કરિમશાઃ—" મહારાજ, એ દેશદ્રોહીનું નામ શું ? ને એ મ્હને કયાં ભેગો થશે ?"

રાજા એકદમ કાંઈ ઉત્તર ન આપતાં ચારે બાજુ દૃષ્ટિપાત કરી જોવા લાગ્યો. બધા સભાસદો નામ સાંભળવા ઉત્કંઠિત થઇ મૌનધારી બેઠેલા હતા.

રાજાઃ—" એ માણસનું નામ..................."

રાજાના મુખમાંથી નીકળેલું આ વાક્ય પૂરૂં થયું નથી; ત્યાં તો એક દૂત બધાં માણસોને ધકેલી રસ્તો કરી ઉતાવળે પગલે ત્યાં આવ્યો, ને ધમણ ધમતા શ્વાસોચ્છ્વાસ કાઢતો બોલ્યોઃ—' મહારાજ, વળી એક ભયાનક વિપત્તિ આવી પડી છે. મહામંત્રી જનાર્દન રાજ-

દ્રોહી બની આપની વિરૂદ્ધ સૈન્ય એકઠું કરવા માંડયો છે. એણે દેશમાં બળવાનો પ્રચંડ ભડકો સળગાવ્યો છે. અને અજ્ઞાન પ્રજાનાં ટોળેટોળાં તેના દળમાં ભળવા લાગ્યાં છે. ”

આ સાંભળતાં સભાસદો ચિત્રમાં આલેખ્યા હોય એવા સ્તબ્ધ બની ગયા. એ વિશાળ દરબારભવનમાં એક અસ્ફુટ ધ્વનિ સંભળાવા લાગ્યો. “ ઓઢીઆના ભાવિ ઉપર અંધકારનો શ્યામ પડદો પડવા લાગ્યો છે. ”



પરિચ્છેદ પાંચમો.

## ચરની ચાતુરી.

इङ्गिताकारचेष्टज्ञो दूतो राज्ञः प्रशस्यते ।

(મનુ.)

પૂર્વે કહી ગયા છીએ કે બારવાટી દુર્ગથી નગર બે ગાઉ દૂર આવેલું હતું. નગરના એક ભાગમાં જ્યાં કાઠજૂડી નદી વાંકી મરડાઇ પૂર્વ દિશા ભણી વહે છે એ વાંક ઉપર એક રમ્ય ઉદ્યાન આવેલું હતું. એ ઉદ્યાનના મધ્ય ભાગમાં અપાર શોભાવાળી એક અટ્ટાલિકા આવેલી હતી. એ અટ્ટાલિકા બહુ ઉંચી કે વિશાળ નહોતી, તોપણ બહુજ ચાતુરીથી નિર્માણ કરવામાં આવેલી હતી. એમાં વિલાસની પુષ્કળ સામગ્રીઓનો સંગ્રહ કરવામાં આવેલો હતો. વિલાસ ભોગવનારી બુદ્ધિને જે જે રૂચે તે આ ઉદ્યાનમાં તથા અટ્ટાલિકામાં ભરેલું હતું. આ અટ્ટાલિકા રાજા મુકુન્દદેવનું વિલાસભવન હતું. અને વાર્ત્તા પ્રસંગ ચાલે છે તે સમયે તેમાં વ્રજબાલાનો નિવાસ હતો. આ અટ્ટાલિકા ઉદ્યાનમાંથી તેમજ નદી તટમાંથી દેખાતી નહોતી, કેમકે નદી

તીર ઉપર એવડાં તો મ્હોટાં મ્હોટાં વૃક્ષો ઉગેલાં હતાં કે તેનાથી એ અટ્ટાલિકા ઢંકાઇ જતી.

એ રમ્ય મકાનની આસપાસ જે વિસ્તીર્ણ ઉપવન હતું તેમાં પુષ્પોની ખોટ નહોતી. જે દેશમાં ધર્મ છે ને જ્યાં દેવદેવીઓનું હમેશાં પૂજન થાય છે ત્યાં પુષ્પો એની મેળેજ ઉગે છે.

ઉદ્યાનની બંને બાજુએ કાઠજૂડી નદી કલરવે વહેતી. એ નદી બહુ મ્હોટી નથી; પણ આજે ઉન્હાળામાં તે નદી જેવી ક્ષીણ થઇ જાય છે; તેવી તે સમયે થતી નહોતી, આજના કરતાં તે સમયે તેમાં પાણી વધારે રહેતું. આજે તો વૈતરણીમાં નૌકા ચલાવવી મુસ્કેલ પડે છે. પણ તે સમયે ઓઢીઆનાં સુભાગ્યે તેમાં મ્હોટાં મ્હોટાં વેપારી વહાણો વગર હરકતે આવજા કરી શકતાં. અત્યારે સુધારો થતાં જેમ મનુષ્યોનાં શરીર અને મન સંકુચિત થઇ ગયાં છે; તેમ ગંગા, જમના ને વૈતરણીનાં વિશાળ અંગો પણ સંકુચિત થઇ ગએલાં દેખાય છે.

ઉદ્યાનના એક ભાગમાં કાઠજૂડી નદીના તટ ઉપર પથ્થરનો બાંધેલો ઘાટ છે. અને સાયંકાલ પહેલાં વ્રજમાલા પોતાની સહચરી સાથે તે ઘાટ ઉપર સ્નાન કરવા આવેલી છે. બંગાલી સ્ત્રીઓ દિવસમાં બેવાર સ્નાન કરે એવો ત્યાં રિવાજ છે. પહેલું સ્નાન તેઓ સવારમાં ગૃહકાર્યમાં જોડાયા પહેલાં કરે છે, ને બીજું સ્નાન તેઓ રાત્રિના શણગારો સજતાં પહેલાં કરે છે. રાત્રે પુણ્યભૂમિ શય્યાગૃહમાં પ્રવેશ કરવાનો હોવાથી બંગાલી સ્ત્રીઓ તે સ્નાન બહુ સાવધાનીથી કરે છે. વ્રજમાલાને તો જો કે અત્યારે કશું ગૃહકાર્ય કરવાનું નથી તેમ રાત્રિના શણગાર સજવાનું પણ કર્તવ્ય નથી; તોપણ વ્રજમાલા

સંસ્કારવશ થયેલી હોવાથી રોજ એ વેળા સ્નાન અને બે વેળા શણુ-ગાર સજવાનું કાર્ય તો કરે છે.

વ્રજબાલા અને તેની સહચરી નિર્મળા એ બંને અત્યારે વક્ષ પ્રદેશ લગી પહોંચે તેટલા પ્રવાહમાં રહ્યાં રહ્યાં સ્નાન કરે છે. વ્રજ-બાલા ભણી જોઇ મંદહાસ્ય કરી નિર્મળા બોલીઃ-" વ્રજ, ત્હને જો સંધ્યા સમયે કોઇ માણસ દૂરથી જુએ તો અવશ્ય તેને ભ્રમ થયા વિના રહે નહિ. "

વ્રજબાલાએ ન્હાતાં ન્હાતાં મુખમાં પાણી ભરેલું હતું. એ પા-ણીનો નિર્મળાના મ્હોં ઉપર કોગળો કરી હસતી હસતી વ્રજબાલા બોલીઃ—" કેમ, મ્હને જોતાં શો ભ્રમ થાય ? "

પોતાના મુખપર વ્રજબાલાએ જળનો છંટકાવ કર્યો તેથી નિર્મળા જરા પાછી હઠી ગઇ અને બોલીઃ-" નદીમાં અત્યારે તારોજે મસ્તકનો ભાગ દેખાય છે તે ઉપરથી કોઈ એમજ ધારે કે જાણે નદીમાં એક પરિપૂર્ણ વિકસેલું કમળ ઉગેલું છે. "

પોતાના મુખને કમળ સાથે સરખાવેલું જોઈ વ્રજબાલા બહુ રાજી થઇ નહિ. કેમકે વ્રજબાલાની માન્યતા હતી કે મ્હારા મુખની સાથે પાર્થિવ કોઇ વસ્તુની તુલના થઇ શકે તેમ નથી. તો પણ કમળ એ કાંઈ નિંદ્ય વસ્તુ નથી; એથી સહેજસાજ પોતાને વદને પ્રસન્નતા બતાવી વ્રજબાલાએ પોતાનો શ્યામ કેશકલાપ છોડી નાંખ્યો. ને પોતાના વદન ઉપર એ કેશકલાપને વિખેરી નાંખી તે બોલીઃ-" અને મ્હારો આ ચોટલો ? "

હવે નિર્મળા જરા મુંઝવણમાં પડી. બિચારી નિર્મળાને અલં-કારશાસ્ત્રનું જ્ઞાન નહોતું; તેમ તેણે બાણભટ્ટની કાદંબરીનો કે કાલિ-

દાસનાં કાવ્યનાટકોનો અભ્યાસ કર્યો નહોતો. એટલે હવે ચોટલો કોના જેવો કહેવો ? તે હકીકત નિર્મળાથી તરત નિશ્ચિત થઇ શકી નહિ.

એ મનમાં મનમાં વિચારવા લાગી કે શું હવે હું ચોટલાને મસી કે કાજળ કહું ? વળી વિચાર ઉપજ્યો કે ના, ના, મસી કે કાજળ કહું તો મુખની અવમાનના થાય. મુખે કાળી મસી કે કાજળ, એ તો બહુ ખરાબ. ત્યારે શું મેઘ કહું ? હા કાળા મેઘની અંદર જાણે પૂર્ણચંદ્ર. એ ઉપમા તો ઠીક છે, પરંતુ અહીંઆં તો એ બંધ બેસે તેમ નથી. મ્હેં મોઢાને કમળ કહ્યું; ત્યારે કેશકલાપને શું કહેવું ? એ વિચાર નિર્મળાને પહાડ જેવો મ્હોટો થઇ પડયો.

વ્રજબાલાઃ—" બોલ ને, મ્હારો ચોટલો જોતાં શો ભ્રમ થાય ?"

નિર્મળાના મનમાં અચાનક એક વિચાર સાંભરી આવ્યો; તે બોલીઃ—" ત્હારો ચોટલો તો જાણે મધ લોભે "ભમરાનું ટોળું" કમળ ઉપર આવી બેઠું હોયની ? "

વ્રજબાલા હસતી હસતી બોલીઃ—" એટલા બધા ભમરા એક કમળ ઉપર બેસે તો બિચારૂં કમળ મરીજ જાય ના ? "

નિર્મળાઃ—" જો કમળ થવા તું ચહાતી ન હો તો અજવાળું થા. "

વ્રજબાલાઃ—" એ શી રીતે ? "

નિર્મળાઃ—" જાણે અંધારી રાત્રિમાં ઝાડના આંકોરામાંથી દેખાતો દીવો હોય તેવું શ્યામ ચોટલામાંથી તારૂં મોં દેખાય છે. "

વ્રજબાલાઃ—" અરે ગાંડી, અંધારી રાત્રિએ ઝાડ જણાય શી રીતે ? "

નિર્મળાઃ—" તો હવે હું કહી શકીશ નહિ. ત્હને ગમે તે તું થા."

વ્રજબાલાઃ—" હું શું થઇશ તે તું જાણે છે ?"

નિર્મળાઃ—" ના, તે તુંજ કહે."

વ્રજબાલાઃ—" હું ઓઢીઆની ચંદા થઇશ. ને રૂપ તથા ગુણમાં ગવાઇશ કે " અકાઈ પૂરી ખીલી ચંદા, લલિત મધુરી છે સુખકંદા."

એટલામાં નદીમાં છેટે કાંઇક તણાતું હોય એવું લાગ્યું. નિર્મળા એક ચિત્તે તે તણાતી ચીજ તરફ તાકી રહી. અને વ્રજબાલાના વચનનો તેણે કશો ઉત્તર આપ્યો નહિ. થોડીવાર પછી નિર્મળા વિસ્મય પામી બોલી ઉઠી. " જો જો, એક મડદું તણાતું આવે છે."

વ્રજબાલાએ પાછાં ફરીને દૃષ્ટિ કરી તો સાચેજ એક મડદું નદીના પ્રવાહમાં તણાતું તણાતું આવતું હતું. એનું મુખ આકાશ ભણી હતું; ને લોચનો મીંચેલાં હતાં. મડદાનું મુખ ઉઘાડું હતું. ને શરીરપર એક વસ્ત્ર પહેરેલું હતું. એ શબનું શરીર કૃશ હતું. એની ઉમર લગભગ ત્રીશ પાંત્રીશ વર્ષની જણાતી હતી. એનું મસ્તક મુંડેલું હતું. અંગનો વર્ણ શ્યામ હતો ને મુખ કદ્રુપું નહોતું. એ શબના ચરણોનો અગ્ર ભાગ દેખાતો હતો; પણ હાથ દેખાતા નહોતા.

નિર્મળા શબ તરફ જોતી જોતી બોલી '. જા, નદીમાંથી દરિઆમાં. હવે આકાશ ભણી તાકી રહેવાથી શું થશે ?"

આ વચન પેલા શબે સાંભળ્યું કે કેમ ? જો સાંભળ્યું હોય તો તેને કાંઇ અસર થઇ કે કેમ ? તે નિર્મળા જાણી શકી નહિ. પરંતુ વાયુમાં જાણે, એક વિશેષ દીર્ઘ નિઃશ્વાસ શબમાંથી બહાર નીકળીને મળ્યો !

એ દીર્ઘ નિઃશ્વાસ વ્રજબાલા જોઇ કે સાંભળી શકી નહિ; તોપણ તે તીક્ષ્ણનયને શબના તરફ તાકી રહી. એ શબ તરતું તરતું

---

* મહાકવિ નર્મદાશંકરનું ચરણ.

વ્રજબાલાથી થોડે છેટે આની બીજી બાજુ ચાલ્યું ગયું; તોપણુ વ્રજ-બાલાએ પોતાની દૃષ્ટિ શબ ઉપરથી પાછી ખેંચી નહિ,

વ્રજબાલાનો ભાવ જોઇ નિર્મળા કાંઇક વિસ્મિત થઇ. કેટલીકવારે તે બોલી " વ્રજ, તું એકી નજરે શું જોઇ રહી છું ? "

વ્રજબાલા શબ તરફ તાકી રહીનેજ બોલી " આ માણુસ મરેલ નથી એમ લાગે છે. "

નિર્મળાઃ—" રાખ્ય રાખ્ય, એવું તે હોય ? મરેલ ન હોય તો આમ શરીર તણાયું જાય ખરૂં ? "

વ્રજબાલા;—" હા, તરવામાં હોંશિયાર હોય તે એમ કરી શકે."

નિર્મળાઃ—" મ્હેં તો એવી રીતે તરતું કોઇ માણુસ જોયું નથી."

વ્રજબાલાઃ—" ત્હેં જગતમાં જોયું છેજ શું ? હું હમણાંજ ત્હને દેખાડીશ કે જીવતું માણુસ શી રીતે મડદા પેઠે તણાઇ શકે ? "

નિર્મળાઃ—" ભલે, તું કહે છે તેમ હશે, તોપણુ નિરર્થક એ માણુસને આમ તણાયા જવાની મતલબ શી ? "

હજુ વ્રજબાલાની નજર એ તરતા શબ ઉપરજ હતી. હવે એ શબ એટલું તો દૂર ગયું હતું કે જોતા જોતાં તે પેલા વાંકને ઉલ્લંઘી અદૃશ્ય થઇ જશે એમ લાગ્યું. એટલે વ્રજબાલા શબ ઉપરથી દૃષ્ટિ તાણી લઇ બોલીઃ—" એમ તણાવાની મતલબ શી ? તે સમજાતું ? જો અત્યારે દેશમાં શત્રુઓ ધુસ્યા છે; તો તેઓના ચરો ગુપ્ત વેશે જૂદે જૂદે કાર્યે દેશમાં ફરે એ સંભવિત છે. "

નિર્મળા મૃદુહાસ્ય કરીને બોલી " તું ગાંડી થઇ જણાય છે; નાહિતો તણાતા મડદામાં તું ગુપ્તવેશે રહેલા દૂતની કલ્પના ન કરે. "

વ્રજબાલાએ કશું ઉત્તર આપ્યું નહિ. એ વખતે સંધ્યા થઇ

થઇ હતી. અસ્ત પામતો રવિ ગિરિશિખર ઉપર બેસી જગત્ પાસેથી રોદનોન્મુખ નયને વિદાય માગતો હતો. વ્રજબાલાએ એકવાર ચારે બાજુ દૃષ્ટિપાત કર્યો. તો ક્યાંઇ કોઇ માનવ જણાયું નહિ. છેટે શહેરમાં અનેક માણસોનો કોલાહલ સંભળાતો હતો. નદી જ્યાં વાંક વળતી હતી, ત્યાં જોયું તો ત્યાં પણ કોઇ માણસ કે વહાણ દેખાતું નહોતું.

વ્રજબાલાઃ—" ચાલ, જોઇએ તો ખરાં કે એ માણસ કેટલેક દૂર ગયો ? "

નિર્મળાઃ—" નદી તીરે તો એટલી ગીચ ઝાડી છે કે જવાનો રસ્તો નથી. "

વ્રજબાલાઃ—" તો તરતાં તરતાં જઇએ. "

નિર્મળાઃ—" એ તો ઠીક, પણ પાછાં સામે પ્રવાહે આવી શી રીતે શકશું ? "

વ્રજબાલાઃ—" વાંકની આ બાજુએ એક માટીનો ઘાટ છે; ત્યાંથી બહાર નીકળી આપણે મકાને જઇશું. "

આટલું બોલી વ્રજબાલાએ પ્રવાહમાં શરીરને તણાતું મૂક્યું; નિર્મળા પણ તેની પાછળ પાછળ તરવા લાગી. બંને જણાં તરવામાં નિપુણ હતાં, પરંતુ વ્રજબાલાના જેટલી તરવાની નિપુણતા નિર્મળામાં નહોતી. નિર્મળાએ વિસ્મિતનયને જોયું તો પેલું શબ જે રીતે નદીમાં તણાતું જતું હતું તેજ રીતે વ્રજબાલાનું શરીર પણ નદીમાં તરતું તરતું—તણાતું તણાતું—ચાલવા લાગ્યું. વ્રજબાલાનું આખું શરીર જરા પણ હલનચલન કરતું નહોતું. અને તેની આસપાસનું જળ પણ લગારે ઉછળતું નહોતું. જાણે કોઇ કમલિની પ્રવાહમાં તણાતી તણાતી જતી હોય ને તેની ગતિ ન હોય ઉતાવળી તેમ ન હોય ધીરી; તેમ વ્રજબાલાની અંગવલ્લી પ્રવાહમાં તણાવા લાગી. નિર્મળા પણ તેની

પાછળ પાછળ ચાલતી હતી. આ દેખાવ અતિ રમ્ય હતો. જાણે ભ્રમરગણોએ વિંટાએલું એક કમળ, મૃણાલસહ તણાયું જાય છે. ને તેની પાછળ એક બીજું કમળ પણ ખેંચાય છે. એ પ્રમાણે બંને રમણીઓ નદીપ્રવાહમાં આગળ જવા લાગી, હજુરાત્રિનો અંધકાર પૃથ્વી ઉપર પથરાયો નહોતો. હજુ પંખીડાંનાં ગાન પણ વિરમ્યાં નહોતાં. એ ગાનમાં નદી પ્રવાહનો કલરવ જાણે તાળ આપતો હોય તેમ પોતાનો નાદ પૂરતો હતો. નદી પણ ચંચળ હતી, પૃથ્વી પણ ચંચલ હતી અને આકાશ પણ ચંચલ હતું. વળી જે રમણીઓ નદીના હૃદય સાથે પોતાનું હૃદય મેળવી ગતિ કરતી હતી તે રમણીઓ પણ ચંચલ હતી.

થોડીવારમાં વ્રજબાલા થાકી ગઇ. તેથી બોલીઃ—“ વાંક કેટલેક છેટે છે ? ”

નિર્મળાઃ—“ હજુ તો ઘણે છેટે છે. ”

હવે વ્રજબાલાએ હાથ પગ હલાવી તરવા માંડયું. ને અપાર જળરાશિને ભેદતી ભેદતી તે ત્વરાથી આગળ વધવા લાગી. થોડીવાર માંજ બંને રમણીઓ વાંકના ડાબા કિનારા ઉપર આવી પહોંચી. તેમણે આગળ જોયું તો પેલું તણાતું શબ કયાંઇ જોવામાં આવ્યું નહિ. હવે તેઓ બંને વાંકના ઘાટ ઉપર ચડયાં તો ઘાટની મૃતકા ઉપર માણુસનાં પગલાં પડેલાં જોયાં. જે જે સ્થાને પગલાંનાં ચિન્હો હતાં તે ચિન્હો જળથી ભીંજાએલાં હતાં. એ ઉપરથી સહજ અનુમાન થતું હતું કે હમણાંજ એક માણુસ નદીમાંથી નીકળી ઘાટ ઉપર ચડેલ છે. વ્રજબાલાએ ઉદ્વિગ્નચિત્તે અને તીક્ષ્ણ નજરે તે પગલાંનું નિરીક્ષણ કર્યું. ને પછી એ પગલાંની પંક્તિ જે તરફ ગઇ હતી તે તરફ પગલાં જોતાં જોતાં ચાલવા માંડયું.

નિર્મળા તો આ જોઈ ભયભીત થઇ ગઇ. તે બોલી “ વ્રજબાલા, તું કહેતી હતી તેમજ થયું હો; એ માણુસ ક્યાં ગયું હશે ?”

"એ માણુસ ક્યાં ગયું હશે ?" એજ વિચારમાં વ્રજબાલા પણ નિમગ્ન થએલી હતી. સમીપમાં કોઇ મકાન પણ નહોતું તેમ એ ઘાટે કોઇ માણુસની કદિ જા આવ પણ થતી નહોતી. વળી એ રસ્તો પણ સારો નહોતો. ને નદી તટ રેતીમય હતો. એ રેતીમાં જ્યાં જ્યાં પગલાં જોવામાં આવતાં હતાં તે જોતી જોતી વ્રજબાલા આગળ ચાલવા લાગી. છેલ્લે એ પગલાંની હાર પોતાના ઉદ્યાનમાં આવી પહોંચી, ને ત્યાંથી તે પગલાંની હાર દેખાતી બંધ થઇ. વ્રજબાલા સમજી કે જે સ્થાન કઠણ છે, ને જ્યાં પગલાં પડવાનો સંભવ નથી તે સ્થળે પગ મૂકી પેલું માણુસ હવે ચાલ્યું ગયેલું છે. એ માણુસ બહુજ ચતુર છે ને કોઈ નઠારા ઉદ્દેશે તે નદીમાં તરીને આવેલ છે. એ વાત સમજવામાં વ્રજબાલાને હવે જરાપણ શંકા રહી નહિ. હવે વ્રજબાલાએ આતુરતાથી એકવાર ચારે બાજુએ જોયું; પરંતુ જ્યારે તેણે ક્યાંઇ કોઇ માણુસને જોયું નહિ ત્યારે પોતાના મકાનમાં પ્રવેશ કર્યો.

પોતાનાં ભીનાં વસ્ત્રો બદલાવી વ્રજબાલાએ એક દ્વારરક્ષકને બોલાવ્યો ને તેને આજ્ઞા કરી કે "તું હમણાંજ મહારાજાધિરાજની પાસે જા. ને તેમને મ્હારા નમસ્કાર કરી કહેજે કે હું હમણાંજ તમને મળવા ચાહુંછું."

રક્ષક જવા તૈયાર થયો, એટલામાં વ્રજબાલા ફરી બોલી:—"જો મહારાજા બહુ કામમાં રોકાયા હોય તો તેમને મ્હારી આ વીંટી દેખાડજે; એટલે તારે બીજું કાંઇ કહેવું નહિ પડે."

આટલું કહી વ્રજબાલાએ તેને વીંટી આપી. એટલે રક્ષક પ્રણામ કરી વિદાય થયો. ને અશ્વ ઉપર બેસી રાજમહેલ ભણી ઉપડ્યો. આ વખતે સંધ્યા થઇ હતી.



પરિચ્છેદ છઠ્ઠો

## " રણ–વેશ. "

आत्मानमालोक्य च शोभमाना मादर्शबिम्बे स्तिमितायताक्षी ।
× + + + स्त्रीणां प्रियालोकफलो हि वेषः ॥

" કુમારસંભવ. "

રક્ષકને વિદાય કરી વ્રજબાલા અટ્ટાલિકાનાં પગથિયાં ઉપર આવી બેઠી. નિર્મળા પણ તેની પાસે આવીને બેઠી. નિર્મળાનું મન તો આ બનાવ જોઇ ભારે ભયભીત બની ગયું હતું; એટલે તે એક મુહૂર્ત પણ વ્રજબાલાથી છૂટી પડી નહિ. બંનેજણાં મૌનગ્રહી કેટલીકવાર પગથિયાંપર બેઠાં. ક્રમે ક્રમે અંધકાર ગાઢો થવા લાગ્યો. અંધકાર વધવા સાથે નિર્મળામાં પણ ભય વધવા લાગ્યો. કયાંઇ લગીર અવાજ થતાં પણ નિર્મળા ભયભીત બની ચારેબાજુ બેબાકળી થઇ જોવા લાગી. પક્ષીની ચીસ, વૃક્ષનાં પાંદડાંનો ખખડાટ ને શ્વાનનું ભસવું પણ નિર્મળાને અસહ્ય થઇ પડયું. છેવટે તે બોલીઃ—" વ્રજબાલા, અહીંઆં દીવો લાવવાનું કહું ? "

વ્રજબાલાઃ—" ના, "

નિર્મળાઃ—" તો ઘરમાં ચાલ. "

વ્રજબાલાઃ—" ના, ત્યાં બહુ ગરમી થાય છે. "

નિર્મળા નિરુત્તરજ રહી. વળી થોડીવાર પછી બોલીઃ—"વ્રજબાલા, મ્હને બહુ બીક લાગેછે; જો અહીં ચોર આવશે તો "

વ્રજબાલાઃ—" ચોર કયાં છે નિર્મળા ? જે નદી માર્ગે આવ્યો છે તે ચોર નથી. એ તો ગુપ્તવેશી ચર છે. વળી એમ ન માનજે

કે એ અહીંઆં સંતાઇ રહેવાને આવેલો છે. એ તો અત્યારે નગરમાં કે કિલ્લામાં પહોંચ્યો હશે. ”

નિર્મળા:—“ જો એમ કરવું હોત તો એ નૌકામાં બેસીને સહેલાઇથી આવી શકત. ”

વ્રજબાલા:—“ ના, ન આવી શકત; નદીની તીરે સ્થળે સ્થળે ખડો પહેરો મૂકવામાં આવેલો છે. એટલે બહારનું કોઇ અજાણ્યું માણસ નગરમાં પ્રવેશ કરી શકે તેમ નથી. વળી નગરમાં પ્રવેશ કરવામાં પણ રજા મેળવવી પડે છે. ને ઘણી મહેનત કરે ત્યારેજ પ્રવેશ માટે મંજુરી મળે છે. ”

નિર્મળા:—“ આ માણુસ જો રાત્રે નદી માર્ગે આવ્યો હોત તો આપણે એને જોઇ શકત નહિ. ”

વ્રજબાલા:—“ સૂર્ય આથમતાંજ નગરનાં અને દુર્ગનાં દ્વાર બંધ થઇ જાય છે; તેનું તને ભાન લાગતું નથી. ”

નિર્મળા:—“ તો એ માણુસ શી રીતે નગરમાં પ્રવેશ કરી શકશે ? ”

વ્રજબાલા:—“ કાંતો એને ઓળખાણુ આપવું પડશે, નહિ તો કાંઇક સાંકેતિક વાત કહેવી પડશે. ”

એટલામાં ઘોડાર તરફથી કાંઇ ગડબડાટ સંભળાયો. એ ગડબડાટ સાંભળી નિર્મળા ભયની મારી વ્રજબાલાના પડખામાં પેસી ગઇ.

વ્રજબાલા:—“ જોઇ આવ નિર્મળા ! શેનો ગડબડાટ થયો ? ”

નિર્મળા ઉલટી વધારે પડખામાં પેસતી પેસતી બોલી:—“ જોવું શું વળી ? એ ચોર પકડાયો હશે તેથી આ ગડબડાટ થયો લાગે છે.”

વ્રજબાલા:—“ ત્હારી વાત સંભવિત નથી. હું અનુમાન કરૂં છું કે એ માણુસ ઘોડો ઉપાડી ગયાનો આ ગડબડાટ છે. ”

વ્રજબાલાનું અનુમાન સાચું પડ્યું. થોડીવારમાં બે ત્રણુ અશ્વ-

રક્ષકો પરસ્પર કલહ કરતા વ્રજબાલાની પાસે આવ્યા; ને કોઈ માણસ આવીને ઘોડારમાંથી ઘોડો ઉપાડી ગયાના સમાચાર વ્રજબાલાને જાહેર કર્યા.

વ્રજબાલા લેશ પણ આશ્ચર્યભાવ ન જણાવતાં બોલી:—" તમારામાંથી એક જણ હમણાંજ નગરપાલકની પાસે જાઓ. તેને આ અશ્વ ચોરાયાના ખબર આપો. મને લાગે છે કે એ માણસ દુર્ગની આજુબાજુમાંજ ફરતો હશે. એટલે દુર્ગની આજુબાજુમાંથી અથવા નગરમાંથી—જ્યાંથી તે હાથ લાગે ત્યાંથી—તેને પકડી પહેરામાં રાખે એવી મ્હારી આજ્ઞા તેને સંભળાવો. "

પ્રણામ કરી અશ્વરક્ષકો ત્યાંથી વિદાય થયા.

નિર્મળા:—" જો વ્રજબાલા, તું ઉંમરમાં તો મ્હારા કરતાં ન્હાની છે, તોપણ દિનપ્રતિદિન ત્હારા ઉપર મ્હારી શ્રદ્ધાભક્તિ વધતાં જાય છે; ને મને સમજાય છે કે તું રાણી થવાને ખરેખરી લાયક છે. એટલે આજથી ત્હને હું રાણીસાહેબ કહીનેજ બોલાવીશ."

સૌ માણસો વ્રજબાલાને રાણીસાહેબ કહીનેજ બોલાવતાં. ઓઢીઆમાં એવી પ્રથા હતી કે રાજાની ઉપપત્નીઓ હોય તે તમામ રાણીને નામેજ કહેવાતી. અને રાજાની વિવાહિત પત્નીને જેટલું માન અપાતું તેટલુંજ માન રાજાની ઉપપત્નીઓને પણ અપાતું. તોપણ જે પટરાણી હોય તે મહારાણી કહેવાતી. વ્રજબાલા તથા નિર્મળાને આ રીતની ખબર નહોતી. વ્રજબાલા જો કે રાજાની ઉપપત્ની નહોતી; તોપણ એવી સમજણે સૌ માણસો વ્રજબાલાને રાણી ગણી માન આપતાં. રાજાએ તેને સુંદર અટ્ટાલિકા, અગણિત દાસદાસીઓ તથા વૈભવના પુષ્કળ પદાર્થો આપેલા હતા એટલે એ રાજાની ઉપપત્ની હશે એમ લોકો માનતા હતા; તોપણ વ્રજબાલા તો રાજાને દૂરજ રાખતી.

પોતાની સમીપ આવવાજ ન દેતી. રાજા પોતાના પ્રયાસમાં અત્યાર લગી સફળ થયો નહોતો; તોપણ તેણે હજુ વ્રજબાલાની આશા છોડી નહોતી.

નિર્મળાની વાત સાંભળી વ્રજબાલા વિચારવા લાગી કે "હું શું કદિ રાણી થઇશ? રાણી બનવા સારૂં શું કદિ રાજા મુકુન્દદેવ સાથે વિવાહ કરીશ? નહિ નહિ, ફરી મ્હારે વિવાહ કરવોજ નથી. ત્યારે શું મુકુન્દદેવની ઉપપત્ની થવું? છટ્ છટ્, કદિ નહિ. ત્યારે? જે ઉદ્દેશ હ્રદયમાં ધાર્યો છે તેમ જે આશાને હ્રદયમાં પોષી છે તે સિદ્ધ કરવા માટે રાજાને મુગ્ધ અને અધીન બનાવ્યોજ રાખવો?" આવા આવા અનેક વિચારો વ્રજબાલાના હ્રદયમાં ઉભરાતા હતા. એ વિચારોનો છેડો આવ્યો નહોતો; ત્યાં તો છેટે ઘોડાનાં પગલાં વાગવાનો અવાજ તેને કાને પડયો. આ સાંભળી નિર્મળા ચમકી ગઇ. વ્રજબાલા બોલી:—"નિર્મળા, ચમકે છે શા માટે? હમણાં રાજા આવવાનો સંભવ છે."

નિર્મળા કર્ણ માંડી અવાજ સાંભળવા માંડી. તેને લાગ્યું કે ઘણા ઘોડાઓના ડાબલાનો અવાજ સંભળાય છે. રાજા વ્રજબાલા પાસે કદિ પણ એકલો આવતો નહિ. દશબાર અંગરક્ષકોને સાથે લઇને જ તે આવતો. ને રાજા જ્યારે ઉદ્યાનમાં પ્રવેશ કરતો ત્યારે અંગરક્ષક સ્વારો બહાર દરવાજે ઉભા રહેતા. વળી હમણાં તો યુદ્ધનો પ્રસંગ ઉપસ્થિત થયો હતો; એટલે રાજા વિશેષ કાળજી ધરાવતો થયો હતો. ને તેથી પોતાની સાથે વધારે અંગરક્ષકો રાખતો.

અશ્વનાં પગલાંનો અવાજ સાંભળી વ્રજબાલા ઉભી થઇ. અને પોતાના ઓરડામાં ભરાઇ. એક બાજુ વિશાળ અરીસો જડેલો હતો. વ્રજબાલા તેની સામે જઇને ઉભી રહી. પોતાને શિરે અસ્તવ્યસ્ત કેશ

થઈ ગયા હતા, તેને સરખા કર્યા. પછી પોતાની અલંકારની પેટી ઉઘાડી. તેમાંથી મુક્તાનો હાર કાઢી કંઠે ઝુલાવ્યો. નાસિકાએ વેસર, કટિમાં સુવર્ણમેખલા, હાથમાં હીરાનાં વલયો, કાંડા ઉપર કડાં, અને કર્ણોમાં કુંડલો ધારણ કર્યા. પોતાનો વક્ર અને શ્યામ કેશરાશિ હજુ ભીનોજ હતો. એટલે તેનો ચોટલો ગુંથ્યો નહિ, પણ તેને છૂટો લટ-ટતોજ રાખ્યો. તથાપિ તેમાં વચ્ચે વચ્ચે જાઇનાં પુષ્પો ગોઠવ્યાં. પોતાનાં વિશાળ અણિયાળાં લોચનોમાં અંજન, ભ્રૂયુગલની વચ્ચે સિંદુરની ટીલડી અને ચરણતળોએ અલતો લગાડવો પણ વ્રજબાલા ભૂલી નહિ. પોતાનાં અધરોએ તાંબુલ ચર્વણ કરી લાલાશ કરવાની તો જરૂર નહોતી; કેમકે એના અધરો તો સતત કમલદલ તુલ્ય લાલાશવાળાજ રહેતા. આ પ્રમાણે શણગારો સજી તેણે શિર ઉપર મુકુટ ધારણ કરવા માંડયો; પણ તે બરાબર ધારણ ન થયો; માટે અળગોજ મૂકયો.

વ્રજબાલાનો રૂપરાશિ ઉંમરના વધવા સાથે અત્યંત વૃદ્ધિ પામ્યો હતો. જેમ ન્હાનકડી નદી વર્ષાકાલે વિશાળ નદીને રૂપે દેખાય છે તેમ વ્રજબાલાનું બાલ્યકાળનું સૌંદર્ય યુવાવસ્થાને પ્રભાવે અત્યંત વૃદ્ધિંગત થયું હતું. વિકાસ પામતા જે મુકુલને જોઇ કાલાચાંદ અને ગદાધર એક દહાડો પોતાનું ભાન ભૂલી ગયા હતા; તે મુકુલ આજે પૂરેપૂરું ખીલ્યું હતું! સૌંદર્યને ભારે લચી પડતું હતું. ! !

સર્વે આયુધોથી સજ થઇ હસતી હસતી વ્રજબાલા નિર્મળા તરફ ફરી. અને પોતાનાં કર્ણોલગી અડતાં નીલોત્પલ સમાન નયનોએ નિર્મળાને નિહાળી બોલી.

વ્રજબાલાનો રૂપરાશિ જોઇ નિર્મળા પોતે સ્ત્રી છતાં પણ થોડી-વાર તો પોતાનું ભાન ભૂલી ગઇ. પછી તે બોલી:—" જોણે પોતાનો

પરાજય કબૂલ કરેલો છે; તેને હણવાને શા માટે રણવેશ ધારણ કર્યો રાણી સાહેબ ? ”

વ્રજબાલાએ તેનાં વચનોનું ઉત્તર ન આપતાં કહ્યું:—“ તું બેઠકના ઓરડામાં જા, અને કહેજે કે હું હમણાં આવું છું. ”

નિર્મળા પાસેના બેઠકના ઓરડામાં ગઈ. વ્રજબાલા ફરી દર્પણ સન્મુખ આવી ઉભી રહી. પોતાનો અલક ગુચ્છ પાછો સુંદર લાગે તેમ ગોઠવ્યો. લૂગડાને કકડે પોતાનું મુખારવિંદ બે ત્રણવાર લ્હોયું; અને પછી દર્પણમાં જોઈ બેત્રણ કટાક્ષો ફેંક્યા. જાણે દર્પણમાં રહેલા મનુષ્યને મુગ્ધ કરવા પ્રયાસ કરતી હોયની ! ત્યાર પછી એકવાર મંદહાસ્ય કર્યું. અને પછી ગંભીરભાવ ધારણ કરી ગજેંદ્રની ગતિએ તેણે રાજેંદ્રનાં દર્શન કરવા બેઠકના ઓરડાભણી પ્રસ્થાન કર્યું.



પરિચ્છેદ સાતમો

## શાન્ત.

**देशकालवयः कर्मवित्तानि ज्ञात्वा तदनुसारेण**
**दण्डयेषु दण्डप्रणयनं कुर्यात् ॥**

( મિતાક્ષરા. )

રાજા મુકુન્દદેવ બેઠકના એક સુંદર ઓરડામાં વિશાળ શય્યાઉપર વિરાજમાન થયેલ હતો. એ ઓરડો સુંદર રીતે શણગારેલો હતો. એમાં વચ્ચે વચ્ચે સંગે મરમરના સ્થંભો હતા. એ સ્થંભોની ચારે બાજુએ-દિવાલે-સુગંધી તૈલના દીપકો સળગાવેલા હતા. ઓરડાની દિવાલો ઉપર પુષ્કળ ચિત્રો કાઢેલાં હતાં, પરંતુ તેમાં અર્ધનગ્ન રમણીઓનાં ચિત્રોની સંખ્યા વધારે હતી. દિવાલોએ સુગંધીવાળાં પુષ્પો-

ની માળાઓની પણ કાંઈ ન્યૂનતા નહોતી. સ્થળે સ્થળે જાઇ, જુઈ, ડોલર, ગુલાબ આદિનાં પુષ્પોનાં સ્તબકો પણ ભરેલાં હતાં.

વ્રજબાલા મંદમંદ ગતિએ ઝૂલતી ઝૂલતી રાજા ભણી ચાલી.

રાજાઃ—" વ્રજબાલા, આજે મ્હારુ મહદ્ભાગ્ય કે મ્હને મળવાની તમે અભિલાષા કરી; અને મ્હને અહીં આવવાની આજ્ઞા કરી."

વ્રજબાલા જ્યારે આગળ ચાલી ઓરડાની વચ્ચોવચ્ચ પહોંચી ને તેના ઉપર દીપકોનો પૂરેપૂરો પ્રકાશ પડ્યો ત્યારે તેની સમસ્ત સૌંદર્યપ્રભા રાજાની દૃષ્ટિએ પડી. રાજા પરાજીત થઈ પલકરહિત નેત્રે વ્રજબાલાભણી જોઇજ રહ્યો. વ્રજબાલાએ તે જોયું. ને તેની તેના ઓષ્ટો ઉપરનું હાસ્ય ચાલ્યું ગયું. વ્રજબાલાએ ઓરડામાં પ્રવેશ કર્યો; ત્યારે તે વદન ઉપર એક પ્રકારનું હાસ્ય લઇને આવી હતી, પરંતુ અત્યારે એ હાસ્યને સ્થાને ગર્વ અને આનંદનું ગુપ્ત હાસ્ય ચમકવા લાગ્યું. હમેશાં વ્રજબાલા રાજાથી ઘણીજ દૂર રહેતી. પણ આજે તે બહુ દૂર ઉભી રહી નહિ. તોપણ પોતાનું વદન પાછું ફેરવી ઉભી. આથી રાજાના લાલસાના અનલમાં જાણે આહૂતિ પડી.

રાજાઃ—" વ્રજબાલા, "

સામેથી કશું ઉત્તર મળ્યું નહિ.

રાજા પુનઃ બોલ્યોઃ—" રાણી ! "

સામેથી રૂપેરી ઘંટડી વાગતી હોય તેવો અવાજ આવ્યો. "રાણી કોણ ? હું તો આપના રાજ્યની એક સામાન્ય પ્રજામાત્ર છું."

રાજાઃ—" ત્હમે મારી પ્રજા ? નહિ નહિ, હુંજ ત્હમારો આશ્રિત છું, હુંજ ત્હમારો અનુજીવી છું; ને હુંજ ત્હમારો દાસાનુદાસ છું."

વ્રજબાલાએ મંદહાસ્ય કરી કહ્યું:—" મ્હેં સાંભળ્યું છે કે મહારાજાને પાંચસો રાણીઓ છે ? "

રાજા:—"માત્ર પાંચસોજ ના? એટલામાં શું વ્રજબાલા?"

વ્રજબાલા:—"આપની રાણીઓનો ભંડાર અક્ષય રહો."

રાજા:—"ત્હમારો આશીર્વાદ માથે ચડાવુંછું. પરંતુ ત્હમે હવે મ્હારાં મહિષી ક્યારે થશો?"

વ્રજબાલા:—"મ્હેં આપને કહેલુંજ છે કે જ્યાં લગી યુદ્ધનો અંત આવશે નહિ, ત્યાં લગી મ્હારા વ્રતનું ઉદ્યાપન થશે નહિ. વળી હુંતો આપની સામાન્ય દાસી માત્ર છું. મ્હારા ઉપર આટલું બધું દબાણુ કાં?"

એકદમ રાજાની પ્રફુલ્લતા શમી ગઇ; અને ગાંભીર્ય તથા વિષાદે રાજાના મુખમંડળ ઉપર પોતાનો અધિકાર જમાવ્યો.

રાજા:—"તો મ્હને લાગે છે કે હવે આ જીવનમાં તો હું તમને પ્રાપ્ત કરી શકીશ નહિ."

રાજાને ક્યાં મર્મવેદના થાય છે તે વ્રજબાલા સમજી. રાજ્ય, રાણીઓ, પ્રાણ અને ટુંકામાં સર્વસ્વ જવા બેઠેલું છે; એ વેદનાએ રાજા દુઃખિત છે એ વાત ચતુર વ્રજબાલાને સમજતાં વાર લાગી નહિ. રાજાને દુઃખે વ્રંજબાલાના હૃદયને પણ સ્પર્શ કર્યો. તે બોલી:—"રાજન્! હું તો આપની સદાની દાસી છું."

રાજા:—"તો આવો મ્હારાં રાણી, આવો."

વ્રજબાલા રાજાની શય્યા ઉપર આવી ઉભી રહી.

રાજા:—"બેસો, વ્રજસુંદરી બેસો."

વ્રજબાલા બેઠી નહિ; પણ બોલી:—"આપની પાસે મ્હારે એક નિવેદન કરવાનું છે."

રાજા:—"વ્રજસુંદરી, ઘણે દિવસે ત્હમારો આજે મેળાપ થયો.

હવે આજે ત્હમને રાજ્યની વાત, યુદ્ધ વિગ્રહની વાત ને એવી એવી અનેક વાતો કહું તે સાંભળશો ?"

વજ્રબાલાઃ—"શા માટે નહિ સાંભળું ? એક ગુપ્ત ચર આજે."

..................................................................

રાજાઃ—" એ વળી કોણ ?"

વજ્રબાલાઃ—" બધું કહુંછું. નિર્મળા !"

નિર્મળા આવી. વજ્રબાલા બોલીઃ—" મહારાજાના એક શરીર-રક્ષકને બોલાવ."

નિર્મળા રાજાના અંગરક્ષકને બોલાવવા ગઈ. પછી વજ્રબાલા નતજાનુ થઇ રાજાની સમીપમાં બેઠી. રાજા આનંદથી ન્હવાઇ જતો જતો બોલ્યોઃ—" રાણી, મુકુટ કેમ ધારણ કર્યો નથી ?"

વજ્રબાલા નીચે મુખે બોલીઃ—" આપ જ્યારે પહેરાવશો ત્યારે પહેરીશ."

રાજા ચંચળ બની ગયો. ચારે બાજુએ મુકુટ શોધવા લાગ્યો. એટલામાં નિર્મળાએ આવી સમાચાર આપ્યા કે " દ્વારમાં અંગરક્ષક આવીને ઉભો છે."

વજ્રબાલાએ તેને અંદર આવવાની આજ્ઞા કરી. " એ શરીરરક્ષક ઉંચા દરજ્જાનો એક સૈનિક અમલદાર હતો. એ અમલદાર નીચે મુખે વજ્રબાલાનો આદેશ સાંભળવા ઉભો રહ્યો.

વજ્રબાલાઃ—" એક ગુપ્ત ચર થોડીવાર પહેલાં ગુપ્તવેશે નગરમાં પ્રવેશ કરવા ગયો છે. સંભવિત છે કે એ દુર્ગની આસપાસ ભમે છે. તો તમે દુર્ગના ઉપરી દીનકૃષ્ણને કહો કે એને જલ્દી હાથ કરી અહીં-આંજ પકડી મોકલે. રાજા એની રાહ જોઈ બેઠેલા છે."

અમલદાર પ્રણામ કરી ચાલ્યો ગયો.

રાજા:—“ એ ગુપ્તચર વિષે શી હકીકત છે રાણી ?”

વ્રજબાલાએ બધી હકીકત આદિથી અંતલગી કહી. એ સાંભળી રાજા વિસ્મિત થયો; ને વ્રજબાલાની બુદ્ધિની તીક્ષ્ણતાની પ્રશંસા કરવા લાગ્યો.

એટલામાં નગરપાલકની પાસે જે માણસને મોકલ્યો હતો, તેણે પાછાં આવીને સમાચાર આપ્યા કે:—“ ઘોડો અને ઘોડો લઇ જનાર એકે હાથ લાગ્યા નહિ. ”

આ સાંભળી રાજા કાંઇક ઉદ્વિગ્ન થયો. ને બોલ્યો:—“ રાણી, મ્હને લાગે છે કે મ્હારા કરતાં દનાર્દન ચતુર છે. ને તેનાં માણસો પણ મ્હારાં માણસો કરતાં ધૂર્ત અને કાર્યકુશળ છે. મ્હારે નશીબે તો દુર્ગનો ઉપરી અને નગરપાલક પણ અયોગ્ય મળ્યા છે. ”

વ્રજબાલા:—“ મહામંત્રી દનાર્દન વિદ્રોહી થયો ? ”

રાજા:—“ તે શું ત્હમે જાણ્યું નથી ? ”

વ્રજબાલા:—“ તેને પકડી લાવવા સારૂ શી વ્યવસ્થા કરીછે ?”

રાજા એકદમ કાંઇ ઉત્તર આપી શકયો નહિ. વ્રજબાલાએ જોયું તો રાજાની આખી છાતીને ચીરીને જાણે નીકળતો હોય એવો એક દીર્ઘ નિઃશ્વાસ બહાર નીકળ્યો.

વ્રજબાલા;—“ રાજન્ ! ”

રાજા:—“ શું રાણી ? ”

વ્રજબાલા:—“આટલાબધા કાયર ને નાહિંમત કેમ થઇ ગયા છો?”

રાજા:—“ જો આજે દનાર્દન વિદ્રોહી થયો ન હોત; તો મુસલમાનોને તો હું એક ફૂંકે ઉડાડી મૂકત. ”

વ્રજબાલા:—“ મહારાજ, ભવિતવ્યતા અલંઘ્ય છે; પરંતુ ઉદ્યોગ તથા પુરૂષાર્થને અવકાશ નથી એમ નથી. આપે શી વ્યવસ્થા કરીછે ?”

રાજા:—"બીજું શું કરૂં વ્રજબાલા? વિદ્રોહીને પકડી લાવવા મ્હેં કરિમશાને મોકલ્યો છે."

વ્રજબાલા:—"એમાં આપે ભૂલ કરી છે."

રાજા:—"શી ભૂલ કરી છે રાણી?"

વ્રજબાલા:—"હિંદુઓનો વિદ્રોહ શમાવવા ત્હમે મુસલમાનને મોકલ્યો એ."

રાજા કાંઇ ઉત્તર ન આપતાં વ્રજબાલાના મ્હોં સામું જોઈ રહ્યો.

વ્રજ:—"મુસલમાનને જોતાંજ હિંદુઓ સળગી ઉઠશે, ને જેઓ હજુ લગી વિદ્રોહીના દળમાં ભળ્યા નહિ હોય તથા વિદ્રોહીના દળમાં ભળવું કે કેમ? એ વિષે ઢચુપચુ સ્થિતિમાં હશે તે મુસલમાનને જોતાંજ દનાર્દનને જઈ મળશે. આથી જે વિદ્રોહ-અગ્નિ તમે બુઝાવવા ધારો છો તે ઉલટો વધારે પ્રજ્વલિત થશે."

રાજા:—"તમારી વાત સાચી લાગે છે વ્રજબાલા, જે વાત મ્હારા સભાસદો સમજી શકયા નથી; તેમ જે વિચાર મ્હારા મગજમાં પણ ઉપજ્યો નથી તે હું તમારે મુખે સાંભળું છું. હવે ત્હમે શી સલાહ આપો છો રાણી?"

વ્રજ:—"આપ પોતેજ વિદ્રોહ શમાવવા પ્રયાણ કરો. આપને જોતાંજ આપની અનેક હિંદુપ્રજા શસ્ત્રો છોડી દેશે; ? જેઓ આ દળમાં ભળવું કે કેમ? એ વિષે ઢચુપચુ મનના હશે તે આપના પક્ષમાં મળી શસ્ત્રો ધારણ કરશે. ને એ પ્રમાણે થોડાજ સમયમાં વિદ્રોહનો દાવાનલ બુઝાઇ જશે. આપની પ્રજા પાછી આપનીજ રાજ્યભકત થઇ રહેશે."

રાજા:"—હું શી રીતે જઈ શકું રાણી? કતલુખાં યાજપુરમાં છે, કાલોપહાડ મયૂરભંજમાં છે, વળી ઘરમાંજ વિદ્રોહ ને ગુપ્ત શત્રુઓ છે. આવી દશામાં હું રાજધાની છોડીને શી રીતે જઇ શકું રાણી?

વ્રજ:—" રાજધાની સાચવવાનો ભાર કોઇને સોંપી જાઓ તો ?"

રાજા:—" આવે સમયે તો પોતાના પુત્રનો પણ વિશ્વાસ કરી રાજધાની સાચવવાનો ભાર તેને શિરે મૂકી શકાય નહિ."

વ્રજ:—" મ્હારો વિશ્વાસ આવે છે ?"

રાજા:—" આપણા બેમાં તો હું ભેદ જોતોજ નથી વ્રજબાલા !"

વ્રજ:—" તો મ્હારા ઉપર રાજધાની સાચવવાનો ભાર મૂકો."

રાજા:—" તમારા ઉપર ? એક ક્ષુદ્ર બાલિકા ઉપર ?"

વ્રજ:—" હું બાલિકા છું, એ સાચું; તોપણ અબુધ નથી. આપની ઇચ્છા પ્રમાણે વ્યવસ્થા કરી શકીશ."

આટલું બોલી વ્રજબાલા ઉભી થઇ.

રાજા:—" રાજા માઠું લગાડશો માં વ્રજબાલા ! ત્હમે રાજ્ય, યુદ્ધ, દેશ–શાસન એમાંનું કશુંજ જોયું નથી."

વ્રજબાલા:—" ઓઢીઆની રાજમહિષીને જેટલું જાણવાની આવશ્યકતા છે તેટલું તો કદાપિ હું નહિ જાણતી હોઉં; તોપણ આપના દુર્ગપતિને તથા નગરરક્ષકને તો અત્યારે પણ ઘણી બાબતમાં રસ્તો દર્શાવી શકીશ."

રાજાએ કશું ઉત્તર આપ્યું નહિ. વ્રજબાલા સમજી કે મ્હારી વાત ઉપર હજુ રાજાને પૂરી શ્રદ્ધા બેઠી નથી; તેથી બોલી:–" મ્હારી વાતની ખાત્રી થતી ન હોય તો પરીક્ષા કરી જુઓ."

રાજા હસીને બોલ્યો:—" શી રીતે પરીક્ષા કરૂં ? ત્હમે તરવાર ઝાલી શકશો ?"

વ્રજબાલા જરા ઉત્તેજીત થઇને બોલી:—" માત્ર તરવાર ઝાલવાથીજ માણસ કાંઈ મ્હોટો રાજનીતિજ્ઞ કે દેશશાસક થઇ શકતો નથી. પશુબળ એ તો હલકું બળ છે. ખરો સેનાપતિ કાંઈ લડાઇ

કરે જ એવો નિયમ નથી. જેઓ નિકૃષ્ટબળવાળા છે, તેઓજ લડાઇ કરે છે. આપના રાજ્યમાં જો તીક્ષ્ણબુદ્ધિવાળો રાજનીતિવેત્તા હોત તો વિશ્વાસઘાતક દનાર્દનને સમીપમાં ન રાખતાં આઘો મોકલત નહિ. તથા હિન્દુનો વિદ્રોહ શમાવવા મુસલમાનને ગોઠવત નહિ. રાજન્! આપ ભૂલી ગયા છો, પણ યાદ આપું છું કે તીક્ષ્ણબુદ્ધિ એ તરવારની તીક્ષ્ણ ધાર કરતાં પણ વધારે કાર્ય કરનાર છે; આપ ભૂલી ગયા છો; માટેજ યાદ કરાવું છું કે આપે વાવેલાં બીજેએજ આજે આ વિષમય ફળોનાં ઝાડ ઉગાડયાં છે."

રાજા જરા હસીને બોલ્યોઃ—"રાણી, આજે તમને ખાલી પડેલા મહામંત્રીને સ્થાને ગોઠવું તો ?"

વ્રજઃ—"મશ્કરી કરો માં રાજન્! આજે આ એક ગુપ્તચરે આપની રાજધાનીમાં પ્રવેશ કર્યો તે કોની અસાવધાનીથી ? વળી હજુ લગી તે ચર પકડાતો નથી તે પણ કોની અસાવધાનીથી ? શસ્ત્રધારી મ્હોટા મ્હોટા સૈનિકો શહેરમાં ને દુર્ગમાં રહ્યા છતાં જે કામ કરી શકયા નથી તે આ ક્ષુદ્ર બાલિકાએ અહીં વગડામાં બેઠાં બેઠાં કર્યું છે. રાજન્! તરવાર ઝાલવાની મિથ્યા બડાઇ શા માટે મારો છો?

રાજાઃ—"તમે શું કરી શકશો વ્રજબાલા ?"

વ્રજઃ—"હું હમણાંજ એને પકડી મંગાવી શકીશ."

રાજાઃ—"સારૂં, પકડી મંગાવો. તમારી કાર્યકુશળતા પણ જોઉં તો ખરો.

વ્રજબાલાએ તરતજ પોતાના એક ખાનગી નોકરને બોલાવ્યો. આ નોકરની ઉંમર વીશ વર્ષથી વધારે નહોતી. ચહેરો જોતાંજ તે બહુ ચંચળ જણાતો હતો. તેનું નામ શાંત હતું. પરંતુ શાંતતાનો ભાવ તેની આંખોમાં કે મુખમાં જણાતો નહોતો. વ્રજબાલાથી તે

અત્યંત બ્હીતો; તેમજ વ્રજબાલા ઉપર તે ઘણો ભક્તિભાવ પણ રાખતો. ભય તેના રાણીપણાથી ને ભક્તિ તેના સુંદરપણાથી રાખતો.

વ્રજબાલાઃ—" અરે શાન્ત, ત્હને ઘોડે બેસતાં આવડે ?"

શાન્ત હસતો હસતો બોલ્યોઃ—" હું પંડે તો વગર ચોકડે ને વગર સામાને ઘોડા ઉપર બેસું, પણ કહો તો ઘોડાને પણ મારે ખંધોલે ઉપાડી લઇ જાઉં."

વ્રજબાલાઃ—" સારી વાત, તું અત્યારે અંધારે દેખી શકે ખરો કે ?"

શાન્તઃ—" મ્હારી આંખો મીંદડા જેવી છે; એટલે દહાડા કરતાં હું રાતે વધારે સારી રીતે જોઈ શકું છું."

વ્રજબાલાઃ—" એ પણ સારૂં; ત્હને તરતાં આવડે છે ?"

શાન્તઃ—" બહુજ સરસ. તરવામાં તો ત્હને માછલું પણ પહોંચી ન શકે."

વ્રજબાલાઃ—" વાહ, ત્યારે તું તો એક રત્નજ છું ના ? ઠીક, ત્યારે તું હમણાંજ ઘોડે ચડી કિલ્લા નજીક જા. કિલ્લામાં જઇશ માં. બહારજ રહેજે. ને જ્યાં જ્યાં ગઢ પાસેની ખાઇની પહોળાઇ થોડા દેખ્ય, ત્યાં ત્યાં તપાસ કરજે. ત્યાં એક માણસ પાણીમાં સંતાએલો જણાશે. તું કાંઇપણ અવાજ કર્યા વિના માછલાની પેઠે તરતો તરતો તેનો પત્તો મેળવજે. જો પાણીમાં પડતાં પત્તો ન મળે તો ખાઇને કાંઠે કાંઠે દિવાલે જોજે. દિવાલે જ્યાં દોરીની નીસરણી લટકતી ને ત્યાં ઘણે ભાગે ત્હને એ માણસનો પત્તો લાગશે."

શાન્તઃ—" ત્યાં જો ન મળે તો ?"

વ્રજબાલાઃ—" ત્યાં ચોક્કસ એ માણસ ત્હને મળવોજ જોઇએ.

રાત્રે લોકોની આવજા જ્યાં લગી બંધ થાય નહિ, ત્યાં લગી એ માણુસ કિલ્લામાં જવાનો નહિજ. "

શાન્તઃ—" એ માણુસ મળે તો હું એને શું કરૂં ? "

હવે નિર્મળાથી બોલ્યા વિના ન રહી શકાયું. તે બોલીઃ—" એને ત્હારે કાચોને કાચો કરડીને ખાઇ જવો, સમજ્યો ના રજકગૃહભૂષણ ? "

શાન્ત ગંભીરભાવ છોડયા વિનાજ બોલ્યોઃ—" હું ન્હાનકડો માંટી છું; એટલે એવડા મ્હોટા આખા માણુસ હું શી રીતે ખાઇ શકું ? "

નિર્મળા કાંઇક ઉત્તર આપવા જતી હતી; પરંતુ રાજાએ તેના ભણી જોવાથી તે મૌન ધારણ કરી ગઇ. અને તેણે મનમાં નિશ્ચય કર્યો કે હવે જ્યારે લાગ આવશે ત્યારે હું શાંતને એ વાત સમજાવી મનની જ્વાલા શમાવીશ. "

વ્રજબાલાઃ—" એ માણુસ હાથ લાગે, એટલે બાંધીને અહીંઆં લાવ. જો ત્હારાથી એને એકલાં ન લાવી શકાય તો બેચાર પગપાળા સૈનિકોને મદદમાં લેજે. "

શાંતે પોતાના મજબૂત ને બળવાંન શરીર તરફ એકવાર દૃષ્ટિપાત કર્યો ને બોલ્યોઃ—મ્હારે કોઇ માણુસોની મદદ લેવી નહિ પડે. રાણીમાનો હુકમ થાય તો હું આંખી ખાઈ તથા ગઢને ઉપાડી અહીંઆં લાવું એવો છું. "

નિર્મળાઃ—" વાહવા, તું એને પછી કાલે ખાજે હો. "

શાન્તઃ—" એને રાંધ્યા પછી ખાઇ શકું ખરો. માણુસને કાચો ખાવા કરતાં પકવીને ખાવામાં વધારે મીઠાશ આવે છે. ત્હમને પણુ એમાંથી ભાગ આપીશ હો કે નિર્મળા બા. "

નિર્મળાઃ—" અરે મેર મરે મેર મ્હોંબળ્યા ? "

વ્રજબાલાઃ—" શાન્ત, હવે વાર લગાડ માં. જલ્દી જા."

શાન્તઃ—" રાણીમા, એ માણસ દેખાવમાં કેવો છે ?"

વ્રજબાલાઃ—" ત્હારે એના દેખાવની શી જરૂર છે ? તું કિલ્લા પાસે જેને ચોર પેઠે લપાતો દેખે, તેને પકડી લાવજે."

શાન્તઃ—" જેવી રાણીમાની આજ્ઞા."

હવે નમન કરી શાંત વિદાય થયો.



પરિચ્છેદ આઠમો.

## નટવર.

\+ + + + वध स्तथा
योज्या व्यस्ताः समता वा ह्यपराधवशादिमे ॥
( યાજ્ઞવલ્કય સ્મૃતિ. )

રાજા અત્યાર લગી બેઠો બેઠો બધી વાત સાંભળતોજ હતો. વચ્ચે કશુંજ બોલતો નહોતો. શાંત ગયા પછી તેણે પૂછવા માંડ્યું.

રાજાઃ—" વ્રજબાલા, ત્હમે કેમ જાણ્યું કે એ માણસ દુર્ગપાસે સંતાયો હશે ?"

વ્રજબાલાઃ—" ત્હેના હાથમાં સીડી હતી તેથી."

રાજાઃ—" એટલે ?"

વ્રજબાલાઃ—" ગુપ્ત ચરના હાથમાં જ્યારે સીડી હોય; ત્યારે તે દુર્ગમાં પ્રવેશ કરવાને મનસુબેજ આવેલો હોવો જોઇએ. ખાતર પાડી ચોરી કરવાને મનસુબે નહિ."

રાજાઃ—" પણ એ માણસ ગુપ્ત ચર ન હોય તો ?"

વ્રજબાલા:—" સાધારણ ચોરને મડાની માફક તણાયા જવાની જરૂર નથી. એ તો સામાન્ય રસ્તે સહેલાઇથી નગરમાં જઇ શકે."

વાર્તાનો તાગ—અંતઃ તત્ત્વ–લેવા રાજાએ ફરી પૂછવા માંડયું.

રાજા:—" તમે એના હાથમાંની નીસરણી જોઈ હતી ?"

વ્રજ:—" ના."

રાજા:—" ત્યારે શી રીતે જાણ્યું કે એના હાથમાં નીસરણી છે ?"

વ્રજ:—" એ માણસ જ્યારે ઘાટ ઉપર ચડયો, ત્યારે થોડીવાર ઉપર ઉભો રહેલો; અને નદી તરફ તેણે પોતાનું મ્હોં કરેલું. એ હકીકત તેનાં નદી ભણી આંગળાં પડેલાં એવાં કેટલાંક પગલાંથી જણાતી હતી. પછી નદીમાંથી કાંઈક વસ્તુ તેણે તાણેલી હોય એવી ત્યાં પડેલા લીંટા પરથી મ્હારી ખાત્રી થઇ. એ વસ્તુની પાછળ લોઢાનો આંકડો હોય, એવું પણ ત્યાં એંધાણ પડેલું હતું. ત્યારે સમજાયું કે એ માણસ નદીમાં તરતાં તરતાં પાણીની અંદર કાંઈક વસ્તુ તાણી લાવેલો છે. અને એ વસ્તુ તે દોરીની નીસરણીજ છે. જે આવી રીતે ગુપ્તપણે આવે ને દોરીની નીસરણી સાથે લાવે ત્યારે તેના મનમાં શો હેતુ હોવો જોઇએ ? તે સમજી શકાય એવું છે."

રાજા ચિંતામગ્ન થયો. થોડીવારે માથું ઉચું કરી તેણે વ્રજબાલા ભણી જોયું. ને બોલ્યો:—

" વ્રજબાલા, હું આજ લગી એમજ જાણતો હતો કે સ્ત્રીજાતિ તે અમારા ભોગ અને વિલાસનીજ સામગ્રી છે. એ જાતિ અમારા ઘરનો એક શણગાર છે. અને એને અંતઃપુરમાં રાખવા વાસ્તેજ વિધિનું નિર્માણ છે. પણ અત્યારે સમજાય છે કે......"

વ્રજબાલા માથું ધુણાવી બોલી ઉઠી. " ના ના, હું અંતઃપુરમાં ગોંધાઈ રહેવા જન્મેલીજ નથી."

આ વચન બોલતાં બોલતાં વ્રજબાલા સહજ આવેશમાં આવી ગઇ હતી. આથી તેને પોતાના માથા ઉપરનું વસ્ત્ર ખસી ગયાનું ભાન રહ્યું નહિ. વ્રજબાલાએ માથું હલાવતાં તેનું માથા ઉપરનું વસ્ત્ર નીચે સરી ગયું હતું, ને હીરકમંડિત કર્ણભૂષણો આમ તેમ ઝુલી રહ્યાં હતાં. દીપકના પ્રકાશને લીધે એ કર્ણભૂષણો વ્રજબાલાની આંખોની પેઠે ચળકારા મારતાં હતાં. તેનો વિશાળ ચોટલો વિખરાઇ જઇ તેની જૂદી જૂદી લટો વ્રજબાલાનાં નયનો ઉપર તથા ગંડસ્થળ ઉપર પડેલી હતી. એ કેશગુચ્છોની વચ્ચે ધવલ પુષ્પો હતાં. તે ફણીના માથા ઉંપર ચળકતા મણિઓ જેવાં લાગતાં હતાં. ને લટો તે નાગનાં નાનાં નાનાં શિશુઓ હોય તેમ ભ્રાંતિ થતી હતી.

પોતાના ગંડસ્થળ ઉપર તથા લોચનો ઉપર આવેલી લટોને આઘી ખસેડતી ખસેડતી વ્રજબાલા બોલીઃ—" મહારાજ, હું અંતઃપુરમાં ગોંધાઇ રહેવા જન્મેલીજ નથી. "

રાજાની કર્ણેંદ્રિયે વ્રજબાલાના આ શબ્દો પહોંચ્યા કે નહિ ? તે અમે જાણતા નથી. પરંતુ રાજાની દર્શનેંદ્રિય તો આ વખતે અત્યંત તીવ્ર થયેલી હતી. રાજા મુગ્ધનયનોએ વ્રજબાલાને જોઈ રહ્યો હતો. છેલ્લે રાજા બોલ્યોઃ—" વ્રજબાલા, તું ક્રોધ કરતી હોય અથવા આનંદ કરતી હોય, ગમે તે કરતી હો તોપણ સર્વે અવસ્થામાં તું સુંદરજ છે. ખરે તું નિત્યસુંદર છે, સર્વાંગસુંદર છે. ત્હારી સુંદરતા અનુપમ છે. "

આ વચનો સાંભળતાં વ્રજબાલાનો આવેગ એકદમ શમી ગયો. એને પોતાના ખસી ગયેલા વસ્ત્રનું તરતજ ભાન થયું. હસતાં હસતાં તેણે વ્યગ્રતાથી તરતજ પોતાનું વસ્ત્ર સમારી લીધું. વસ્ત્ર ઠેકાણે આવ્યું તે સાથે રાજાનું ભાન પણ પાછું ઠેકાણું આવ્યું.

રાજાઃ—" વ્રજબાલા. "

પોતાનાં વસ્ત્રો ઠીકઠાક કરતી વ્રજબાલા કાંઇ બોલી નહિ. રાજા ફરી બોલ્યોઃ—" વ્રજબાલા, તું અનલશિખારૂપિણી છો. "

વ્રજબાલાઃ—" આપ *તુહિનમંડિતશૈલરાજ છો. "

રાજાઃ—" તુહિન શુષ્ક છે, મ્લાન છે. પાસે આવ. "

વ્રજબાલાઃ—" ક્ષમા કહો રાજન્ ! "

રાજાઃ—" ત્હારામાં જરા પણ નારીત્વ નથી શું ? "

વ્રજબાલાઃ—" આપે એ વાત અત્યારે જાણી ? "

એટલામાં નિર્મળાએ આવી સમાચાર આપ્યા કે " દુર્ગરક્ષકને ગુપ્ત ચરનો પત્તો મળતો નથી. તે કહાવે છે કે ગુપ્તચર આવ્યો હોય એમ મને લાગતું નથી. "

વ્રજબાલાએ રાજા તરફ જોયું.

રાજા તે વાતનું લક્ષ્ય ન આપતાંજ બોલ્યોઃ—" વ્રજબાલા, વિધાતાએ ત્હને અતુલ રૂપની તથા અત્યંત બુદ્ધિમત્તાની અધિકારિણી કરી છે; તો પણ ત્હને હૃદય દીધું જણાતું નથી. "

વ્રજબાલાઃ—" એ વિધાતાએ ઉત્તમ કર્યું. જો તેણે હૃદય દીધું હોત તો મસ્તિષ્ક હોત નહિ તેના કરતાં તેણે જે આપ્યું છે તેજ સારૂં કર્યું છે."

અકસ્માત બહાર કોલાહલ થવા લાગ્યો. ક્ષણમાંજ ત્વરિત પગલે નિર્મળા આવી અને બોલીઃ-" શાન્ત ચોરને પકડી લાવ્યો છે."

વ્રજબાલાનું વદન પ્રફુલ્લિત થયું. રાજા પણ વિસ્મિત અને પુલકિત થયો. બહારના ભાગમાં શાન્ત હોકારા કરતો હતો. ને બહાર ફડાક ફડાકનો અવાજ થતો હતો. તેથી લાગતું હતું કે શાન્ત, એ

* તુહિન—બરફ.

ચોરની માગણી ન હોવા છતાં પણ કાંઇક વત્તી ઓછી પુષ્પાંજલિ કરતો હતો. પરંતુ આ ઉદારતાના દાનથી સંતોષ ન પામતાં ચોર આર્તનાદે બૂમો પાડતો હતો. રાજાની આજ્ઞા થતાં તેઓ ઓરડામાં આવ્યા.

ચોરના બન્ને હાથ શાંતે લૂગડા વડે મજબૂત બાંધેલા હતા. દીવાને પ્રકાશે ચોરને જોતાંજ નિર્મળા બોલી ઉઠીઃ—" અરે આ તો મ્હારો પીટયો એજ, મેર મ્હારા રોયા, જીવતો છતાં તું મડદા પેઠે શું કરવા તણાતો હતો ? "

ચર ગાંડાની પેઠે ખડખડાટ હસવા લાગ્યો. એવું વિકટ હાસ્ય જોઈ રાજા ચમકી ઉઠયો; વ્રજબાલા તીક્ષ્ણનયને ચર સામું તાકી જ રહી.

હસવું પૂરૂં થયા પહેલાં તો ચર રોવા લાગ્યો. ને કરૂણસ્વરે બોલ્યોઃ—" મને ભૂખ લાગી છે. મ...ને...ભૂ...ખ...લાગી...છે..."

શાન્તઃ—" આટલું બધું ખવરાવ્યું; તોપણ ભૂખ ભાગી નહિ ? ઠીક છે બચ્ચા, જરા વાટ જો. હમણાંજ બહાર જઇ ત્હને . મેથીપાક જમાડીશ. '

રાજાઃ—" શાન્ત, આને કયાંથી પકડયો ? "

શાન્તઃ—" ગઢ પાસેની ખાઇની અંદરથી. "

નિર્મળાઃ—" ત્યાં તે શું કરતો હતો ? "

શાન્તઃ—" ત્યાં તે ચોટલો ઓળતો હતો, ને ન્હાની વહુ પેઠે શણગાર પહેરતો હતો. "

નિર્મળાઃ—" જા રડયા, મ્હને તો પાધરો જવાબજ આપતો નથી, ને મશ્કરી કરે છે. "

શાન્તઃ—" ના બા સાહેબ, આપની તે મશ્કરી થાય ?

શાન્ત જે માણસને પકડી લાવ્યો હતો તેનું માથું મુંડેલું હતું. એને મ્હોંએ દાઢી કે મૂંછ કશુંજ હતું નહિ. શરીર પણ ઉઘાડું હતું અને માત્ર કટિપ્રદેશેજ એક લુગડાનો કકડો પહેરેલો હતો. એનું શરીર કૃશ છતાં બલવાન હતું. એની તીક્ષ્ણ આંખો, ચિબુક અને નાસિકા બુદ્ધિમત્તાનું સૂચવન કરતાં હતાં. એનું મુખ પણ કદરૂપું નહોતું. વજબાલા થોડીવારમાંજ આ બધું તીક્ષ્ણ નજરે નિહાળીને બોલી.

વજબાલાઃ—" આ માણસ મહા ધૂર્ત છે. "

શાન્તઃ—" બરાબર કહ્યું રાણી મા; એણે મ્હને બહુ મહેનત કરાવી છે. મ્હેં ખાઈ પાસે જઇને જોયું તો એક બંગાલી ખાઇ પાસે ઉભો ઉભો કાંઈક જોતો હતો. મ્હેં તેને ચોર ધારી પાછળથી ધપ્પો માર્યો. એટલે તેણે મ્હને લગાવ્યો. આથી હું પડી ગયો.

નિર્મળાઃ—" તું બળીઆનો બેટો છું તો પડી કેમ ગયો ? "

શાન્તઃ—" પછી તો મ્હારે એ બંગાલી જુવાન સાથે બહુજ ભાઇબંધી થઇ. મ્હેં એનું નામ પૂછ્યું. મ્હેં મારૂં નામ એને કહ્યું. એણે પોતાનું નામ મ્હને કહ્યું. વળી હું ત્યાં શા માટે ગયો હતો ? એ વાત કહી. એણે મ્હને કહ્યું કે એક માણસ ખાઇમાં કયારનો ઉતર્યો છે; એ બહાર નીકળવાની હું રાહ જોઉં છું. પણ તે બહાર નીકળતો નથી. પછી અમે બંને જણ ખાઇમાં ઉતર્યા; અને આ મહામુનિને પકડયો. શું કહું રાણીમા; આ ગાંડીઆએ મ્હને આખી વાટમાં હેરાન કર્યો છે.

એટલામાં તો એકદમ પેલો ગાંડો ભોંયે આળોટી પડયો ને હો હો કરી દાંત કાઢવા લાગ્યો. શાન્તને તેને એક બે સપાટા મારવાની મરજી થઈ; ને હાથ પણ ઉપાડયો. પણ રાજાએ તેની સામું જોયું. એટલે મેથીપાક જમાડવાના વિચારથી શાંત વિરામ પામ્યો.

વ્રજબાલાઃ—" સીડી મળી કે શાન્ત ? "

શાન્તઃ— " હા, મળી છે. એના હાથમાંજ હતી. "

એટલામાં તો ગાંડો એકદમ ઉભો થઇ નાચવા લાગ્યો. અને હાથ લાંબા ટૂંકા કરી લટકાં કરવા તથા શાન્તનાં દુઃખડાં લેવા લાગ્યો. નિર્મળા તો બ્હીને વ્રજબાલાના પડખામાં પેશી ગઇ.

વ્રજબાલાએ નિર્મળાના કાનમાં કાંઇક કહ્યું. નિર્મળા બહાર ગઈ અને તરતજ બે સિપાઇઓને લઇ પાછી ઓરડામાં આવી.

વ્રજબાલાએ સિપાઇઓને આજ્ઞા કરીઃ—" તમે આ માણસને બાંધી લઈ જાઓ. અને એક કોરડે ઉન્હી લાલચોળ કરી તેને ડાંભી દો. જો એ પોતાનો વાંક કબૂલ કરે તો તેને મારી પાસે તેડી લાવજો જો એ માણુસ ભાગી જશે તો તમારા ધડ ઉપર માથું રહેશે એમ સમજશો માં. "

રાજા અત્યાર લગી નીરવ હતો. વ્રજબાલાની કાર્યપદ્ધતિ વગર બોલ્યે જોયા કરતો હતો. હવે અન્યાય થતો જોઇ તે બોલી ઉઠયો. " રાણી ! ગાંડાને સજા શામાટે કરો છો ? એને છોડી મૂકો. "

વ્રજબાલાઃ—" આપ કોને ગાંડો કહો છો ? "

રાજાઃ—" કેમ, આ માણુસ ગાંડો નથી શું ? "

વ્રજબાલાઃ—" કોઈ દહાડો નહિ. એના જેવો ધૂર્ત્ત ને બદમાસ કોઇકજ હશે. "

ત્યાર પછી વ્રજબાલાએ પેલા સિપાઇને કહ્યુંઃ—" અબે નાયક-સાબ, ઉસ્કુ લે જાઓ, ઓર હમેરા હુકૂમ તામિલ કરો. "

જેવા સિપાઇઓ પેલા ચરને પકડીને લઇ જવા લાગ્યા, તેવોજ પેલો ચર નાચતો બંધ થઇ ગયો, અને બીજીજ ક્ષણે ભોંયે દંડવત્ પડી, હાથ જોડી વ્રજબાલા પ્રતિ બોલ્યો. રાણી મા, મારવો હોય તો ભલે

મ્હને મારી નાંખો, એની ના નથી. પરંતુ તમારા જેવી બુદ્ધિમતી સ્ત્રી મ્હેં ક્યાંઇ જોઇ નથી. હું મ્હારા બધા અપરાધો કબૂલ કરૂં છું."

રાજા વિસ્મિત થઇ પેલા ચર ભણી તાકી રહ્યો. વ્રજબાલાએ ઇસારત કરી એટલે પેલા સિપાઇઓ બહાર જઇ ઉભા રહ્યા. વ્રજબાલા હવે શય્યા ઉપર બેઠી. અને સંપૂર્ણ ગંભીરતા સાથે બોલીઃ—"બધી વાત હમણાંજ ચોખે ચોખી કહી દે."

પેલો માણસ બોલ્યોઃ" મ્હારૂં નામ નટવર છે; હું દનાર્દનરાયનો ગુપ્ત ચર છું."

વ્રજબાલાઃ—"અહીંઆં શા માટે આવ્યો છું?"

નટવરઃ—"ક્ષમા કરો રાણીમા; હું મ્હારો અપરાધ સ્વીકારૂં છું. મ્હને જે સજા કરવી હોય તે ભલે કરો. પરંતુ હું બીજાની પાસે વિશ્વાસઘાતક થઇ શકીશ નહિ."

રાજા ગર્જી ઉઠી બોલ્યોઃ—"હું ત્હને હમણાંજ શૂળીએ લટકાવીશ."

વ્રજબાલા રાજાને શાંત કરી ચરને ધીરેથી પૂછવા લાગીઃ—"નટવર, તું કોની રૈયત છે?"

નટવરઃ—"મહારાજની."

વ્રજબાલાઃ—"જે દેશમાં ત્હારો પોતાનો તથા ત્હારાં સ્ત્રીપુત્રાદિનો જન્મ થયો છે તેનાપર ત્હારો પ્રેમ છે?"

નટવરઃ'બહુજ સારી રીતે."

વ્રજબાલાઃ—"ત્હારા દેશનો તથા ત્હારાં બૈરાંછોકરાંનો નાશ કરવા કોણુ આવેલ છે?"

નટવરઃ—"મુસલમાનો."

વ્રજબાલાઃ—"એ મુસલમાનો ઉપર ત્હારો પ્રેમ છે?"

નટવરઃ—" ના, લેશ પણ નહિ."

વ્રજબાલાઃ—" અને જે માણસ મુસલમાનને સાહાય્ય કરે તેને તું શું માને ?"

નટવરઃ—" એને હું મ્હારો અને મ્હારા દેશનો શત્રુ માનું."

વ્રજબાલાઃ—" તો તું સમજ કે દનાર્દન ત્હારો શત્રુ છે. એણે વિશ્વાસઘાત કરી મુસલમાનનો પક્ષ કર્યો છે. અને ત્હારા દેશને, તારાં સ્ત્રીપુત્રોને તથા ધર્મસ્થળોને મુસલમાનના હાથમાં વિનાશ કરવા મૂકેલાં છે. એ વાત તું શું જાણતો નથી ?"

નટવરઃ—" રાણીમા, એ વાત હું જાણતો હતો, પણ સમજી શકતો નહોતો. દુર્ગના સ્વામી દીનકૃષ્ણને તથા વિદેશી સેનાપતિને મારવાને એક કાવતરૂં રચાયું છે. ને તે વાસ્તે હું અહીં આવેલો છું. રાણીમા, ત્હમે મ્હારૂં અજ્ઞાન મટાડયું છે. આજથી ત્હમે મ્હારી માતા છો. મહારાજ, મ્હારો અપરાધ ક્ષમા કરો."

હવે રાજાએ નટવરને કાવતરાના સમાચાર પૂછવા માંડયા. નટવરે વગર સંકોચે એક મ્હોટા કાવતરાની હકીકત પ્રકટ કરી. તે બોલ્યો કેઃ—" દુર્ગમાં તથા રાજમહેલમાં કાવતરામાં ભાગ લેનારાં અનેક મનુષ્યો છે. દનાર્દન તેમને પત્ર મોકલી ખબર આપે છે. એ પત્રો હું લાવું છું. આજે પણ હું પત્ર લાવ્યો છું. અને એક ઝાડની પોલમાં મૂકી આવ્યો છું. હમેશાં અમે કાગળ મૂકવાનું એજ સ્થાન નક્કી કરેલું છે. હું ત્યાં કાગળ મૂકી જાઉં તે એ લોકો હમેશાં રાત્રિનો એક પ્રહર ગયા પછી મેળવી વાંચે છે. દુર્ગનાં તથા રાજમહેલનાં કયાં કયાં માણસો કાવતરામાં છે ? તેનાં નામ હું જાણતો નથી. આજના પત્રની હકીકત આ પ્રમાણે છે. આજે રાત્રિને ત્રીજે પહોરે દનાર્દન દુર્ગ ઉપર આક્રમણ કરવાનો છે. ને તેણે મ્હારા ઉપર દુર્ગનું

દ્વાર ઉઘાડું રાખવાનો ભાર મૂકેલો છે. દુર્ગનું દ્વાર જો હું ઉઘાડું રાખી શકું તો તે બે હજારનું સૈન્ય લઇ છાનોમાનો દુર્ગમાં પ્રવેશ કરશે ને જેવો તે શહેરમાં પેહો કે તરતજ શહેરના તેના પક્ષના ખટપટીઆ માણસો તેનામાં ગળી જશે."

રાજા અને વ્રજબાલા આ ભયંકર કારસ્થાનની વાર્ત્તા સાંભળી કંપીજ ગયાં. રાજા પોતાનાં લોચનો લાલચોળ કરી બોલ્યોઃ—"સાચું બોલે છે કે જૂઠું?"

નટવરઃ—"જૂઠું બોલવાની મરજી થાય છે, તોપણ હું મ્હારી માતા પાસે તો જૂઠું નહિજ બોલું. આજ લગી મ્હને અભિમાન હતું કે મ્હારા જેવો બુદ્ધિમાન આ પૃથ્વીમાં કોઈ નહિ હોય; પરંતુ આજે રાણીમાને જોતાં મ્હારી બુદ્ધિમત્તાનું અભિમાન ગળી ગયું છે. મ્હારો ગર્વ ગળી ગયો છે."

રાજાઃ—"દનાર્દન કયાં છે?"

નટવરઃ—"તે આજે કયાં હશે તે હું જાણતો નથી. બે દહાડા પહેલાં તેને મ્હેં વિશાળાને પેલે કાંઠે કરિમશાને ઘેરતો જોયો હતો."

રાજાઃ—"દનાર્દનની સાથે કેટલાંક માણસો છે?"

નટવરઃ—"ઘણાં છે; પણ તે અહીંઆં બધાંને લાવશે નહિ. બધાંને લાવે તો ગડબડાટ થઇ પડે ને કાવતરૂં ઉઘાડું થઈ જાય. માટે જુવાન જુવાન બે હજાર માણસોને લઇને તે આક્રમણ કરશે."

રાજા નિરૂત્તર રહ્યો.

વ્રજબાલાઃ—"તમારો સાંકેતિક શબ્દ શો છે?"

નટવરઃ—"મહાપ્રભુ."

વ્રજબાલાઃ—"સારૂં..જા નટવર, હું તને છોડી મૂકું છું; કાલે સવારે ત્હારી જ્યાં જવાની મરજી હોય ત્યાં ચાલ્યો જજે."

નટવર આશ્ચર્યચકિત બની વ્રજમાલા ભણી જોઇ રહ્યો. તેનાં નેત્રો અશ્રુએ ભરાઇ ગયાં. તે જમીને પડી પ્રણામ કરી હાથ જોડીને બોલ્યોઃ—"મા, મ્હને સજા કરો, હું મહાપાપી છું. તમને ઉપાડીને લઇ જવાનું પણ કાવતરૂં રચાયું છે; ને તેમાં પણ મ્હારો હાથ છે. મ્હારા જેવો અધમ આ જગતમાં ભાગ્યેજ મળી આવશે."

વ્રજબાલાઃ—"તેનું ગમે તેમ હો. મ્હેં ત્હને ક્ષમા આપી છે તો ત્હારી મરજી હોય ત્યાં તું જઇ શકીશ."

નટવરઃ—"આટલું બધું મ્હારૂં કુકૃત્ય સાંભળતાં છતાં ત્હમને જરા પણ ક્રોધ ચડતો નથી? મા, ત્હમે તે માનવી છો કે દેવિ? ત્હમારા જેટલી દયા મ્હેં જગતમાં કયાંઈ જોઇ નથી. મ્હને આપના ચરણોમાં આશરો આપો. હવે હું બીજે કયાંઇપણ જવા ચહાતો નથી."

રાજાઃ—"અહીંઆં રહેવાથી ત્હને ખટપટ કરવાની સગવડ પડશે; એવો તો ઇરાદો રાખ્યો નથી ના?"

નટવર ખિન્ન હૃદયે ઉઠી ઉભો થયો, અને જવા લાગ્યો.

વ્રજબાલાઃ—"નટવર, તું. મ્હારી પાસેજ રહે; મ્હેં તને આશ્રય આપ્યો છે એમ સમજ."

આ સાંભળતાં તરતજ નટવર વળી ભોંયે પડી દંડવત્ કરવા લાગ્યો. ને સજળ નયને બોલ્યોઃ—"માતા, આજથી મરણપર્યંત હું ત્હમારા ચરણમાં ચોંટયો રહીશ. મા, મ્હારા પ્રાણ આપીને પણ આપનું રક્ષણ કરીશ."

હવે નટવર શી રીતે વ્રજબાલાનું રક્ષણ કરે છે; તે તો ભાવિના ગર્ભમાં રહેલું છે. વાચકો, હરિએ શું ધાર્યું હોય છે ને મનુષ્ય શું ધારે છે? તે ભેદ આપ પાછળ જોશો.



પરિચ્છેદ નવમો.

## રાજ્યભાર–ગ્રહણ.

**महिष्या हृष्टया भाव्यं गृहकार्येषु दक्षया ।**
**सुसंस्कृतोपस्कारया व्यये चामुक्तहस्तया ॥**

સૌને જવાની રજા આપ્યા પછી રાજાએ વ્રજબાલાને પૂછ્યું:– "રાણી! હવે આપણું કર્ત્તવ્ય શું?"

વ્રજબાલાએ કાંઇક વિચાર તો કર્યો હતો; પણ તરત કશું ઉત્તર ન આપતાં રાજાને સામોજ પ્રશ્ન પૂછ્યો:–" આપે શું નક્કી કર્યું છે?"

રાજા:—" મ્હેં હજુલગી તો કાંઈ નક્કી કર્યું નથી; જેમ જેમ વિપત્તિનાં વાદળાં વધતાં જાય છે, તેમ તેમ મ્હારી મતિનો પણ લોપ થતો જાય છે."

વ્રજબાલા:—" તો મ્હારી સલાહ પ્રમાણે કામ કરો. અહીંથી એક માણસને દનાર્દનની પાસે મોકલો. એ માણસને જાણે નટવરેજ મોકલ્યો હોય તેમ વાત કરવાનું શીખવવું. એણે જઈ દનાર્દનને કહેવું કે તમારી ઇચ્છા પ્રમાણે આજે રાત્રે દરવાજો ખોલવામાં આવશે. સાંકેતિક શબ્દ 'મહાપ્રભુ' છે, એ વાત કહેવી પણ ભૂલશો માં."

રાજા:—" દનાર્દનનો મેળાપ એ માણસને કયાં થશે?"

વ્રજ:—" કાં, એ જાણવાનો રસ્તો તો સહેલો છે. નદીને પેલે પાર જઈ ભોંયે કાન લગાડી કઇ બાજુથી વિદ્રોહીની સેના આવે છે તે અવાજ સાંભળવો. ને જે દિશા ભણીથી અવાજ આવતો સંભળાય તે દિશા ભણી માણસે ચાલવા માંડવું."

રાજા:—" વ્રજબાલા, ત્હારી બુદ્ધિ અસાધારણ છે."

વ્રજબાલા:—" બીજી એક વાતનું સ્મરણ રાખવું. દુર્ગની બહાર

દનાર્દન ઉપર આક્રમણ કરવું નહિ. ને દુર્ગનું દ્વાર ખુલ્લું રાખવું. જ્યારે દનાર્દને સૈન્ય સાથે દુર્ગમાં પ્રવેશ કર્યો છે એમ લાગે ત્યારે દ્વાર બંધ કરવાં; ને પછી તેનાપર આક્રમણ કરવું. કે તેનું એક પણ માણસ જીવતું જઈ ન શકે. જો આ પ્રમાણે થશે તો પછી આપને દનાર્દન પાછળ પકડવા રખડવા જવું નહિ પડે."

રાજા:—"વ્રજબાલા, તું બાલિકા નથી."

વ્રજબાલાના વદન ઉપર જરા હાસ્ય ફરક્યું.

રાજા:—"રાણી ! તું સામાન્ય મનુષ્ય નથી."

વ્રજબાલા:—"જે આપની શિષ્યા હોય તે શું સામાન્ય સ્ત્રી હોઇ શકે ?"

રાજા:—તું મ્હારી શિષ્યા નથી, તું મ્હારી રાણી છે, તું મ્હારી રાજ્યેશ્વરી છે, મહિષી, કૃપા કરી હવે રાજમહેલમાં પધાર."

વ્રજબાલા:—"શા માટે ?"

રાજા:—"જેના ઉપર રાજ્યભાર અર્પણ કરવાનો છે; તે અહીં રહી શકે નહિ."

વ્રજબાલાનાં નયનો ચળકવા લાગ્યાં. એના અધરોમાં હાસ્ય સ્ફૂરવા લાગ્યું.

પરંતુ પોતાનો મનોવેગ દબાવી તે બોલી:-"આપની દયા"—

રાજા:—"એ મ્હારી દયા નથી. વ્રજબાલા, તું જે દેશમાં અત્યારે આવી છું તે દેશમાં વિશ્વાસ નામની કોઈ વસ્તુ નથી. એ દેશમાં રાજ્યલોભે પુત્ર પિતાને અને સેવક સ્વામીને હણે છે. કોઈ સેવક રાણી સાથે ષડ્યંત્ર કરી મ્હને ઝેર પણ આપી શકે. એમાં સંદેહ જેવું કાંઇ નથી. જેમ દનાર્દન કાલાપહાડને જઈ મળ્યો છે તેમ આવતી કાલે મ્હારો પુત્ર પણ કાલાપહાડને મળી મને રાજ્યભ્રષ્ટ કરી

શકે તથા હણી પણ શકે. મતલબ કે હું વિશ્વાસ મૂકી શકું એવું કોઈ પણ માણુસ આ સંસારમાં જોતો નથી. હું સૌને ચાહું છું; પરંતુ મ્હને કોઈ ચાહતું નથી. હું સ્નેહ લેવા દોડું છું; તેઓ સ્વાર્થ લઈ દોડે છે. વ્રજબાલા, હું મહા દુઃખી છું. જો આખા વિશ્વમાં જોવા જાઉં તો તુંજ કેવળ નિઃસ્વાર્થ હૃદય રાખી, મ્હારા આ દુઃખના દિવસોમાં મ્હને શુભચિંતક બન્ધુરૂપે–મ્હારી શક્તિરૂપે–મ્હને આશ્વાસન આપે છે–મ્હને સહાય કરે છે."

આ સાંભળી વ્રજબાલા કંપી ઉઠી. તેના શરીરમાં વિદ્યુત્પ્રવાહનો એક આંચકો આવ્યો. તે નિરૂત્તરજ રહી.

રાજાઃ—"રાણિ! પ્રાસાદમાં ક્યારે પધારીશ?"

કંપિતસ્વરે વ્રજબાલા બોલીઃ–જ્યારે ફરમાવશો ત્યારે."

રાજાઃ–-"વિલંબનું પ્રયોજન નથી. આ સ્થાન હવે પહેલાંના જેવું નિરાપદ નથી,

એક બે દહાડામાં હું બધી વ્યવસ્થા કરૂં છું. અને ઓઢીઆની કોઇ રાણીને આજ લગી જેવું માન કદિ મળેલું નથી તેવું માન અને આદર આપી ત્હને પ્રાસાદમાં લઇ જવા વ્યવસ્થા કરૂં છું."

આટલું બોલી રાજાએ ત્યાંથી પ્રસ્થાન કર્યું. વ્રજબાલા ભોંયે બેઠી રહી.

પરિચ્છેદ દશમો.

## રણક્ષેત્ર એજ કેલિ–ગૃહ.

**गृहिणी सचिवः सखी मिथः**
**प्रियशिष्या ललिते कलाविधौ ॥**
(રઘુવંશ.)

બીજે દિવસે સવારમાંજ વજબાલાને સમાચાર મળ્યા કે દનાર્દનને પકડી શકાયો નથી. બે હજારનું સૈન્ય લઇ દનાર્દન દુર્ગ ઉપર આક્રમણ કરવા આવ્યો હતો ખરો, પરંતુ તે આક્રમણ કરે તે પહેલાં તો તેના ઉપરજ આક્રમણ થયું. આથી પોતાનું અર્ધું સૈન્ય રણક્ષેત્રમાં કપાવી બાકીનાં માણસો સાથે તે પાછો ભાગી ગયો છે. આ સમાચાર સાંભળી વજબાલાનું હૃદય બહુ દુઃખિત થયું. તે સમજી કે મ્હારા કહેવા પ્રમાણે લડાઇનું બધું કાર્ય કરવામાં આવ્યું નથી. અને તેનું માનવું પણ સાચું હતું. વજબાલાની યોજના પ્રમાણે લડાઇનું કામ ચાલ્યુંજ નહોતું.

રાજાએ જ્યારે પોતાના સૈનિકો તથા નગરરક્ષકાદિને બોલાવી લડાઇનો પ્રસ્તાવ કરવા માંડયો કે દુર્ગનાં દ્વાર ખુલ્લાં રાખી દનાર્દનને દુર્ગમાં આવવા દેવો; ત્યારે દીનકૃષ્ણાદિ મોટા મોટા યોદ્ધાઓ એ પ્રસ્તાવની સામે પડયા. તેઓ બોલ્યા કે શત્રુને એ રીતે ઘરમાં પેસવા દેવો એ ડહાપણનું કામ નથી.

છેલ્લે રાજાએ પોતાની ધારણા માંડી વાળી; અને છ હજારનું સૈન્ય લઇ નદીને ઉપલે કાંઠે દનાર્દન ઉપર હલ્લો કરવાનું નક્કી કર્યું.

ગદાધરે બીજીજ યોજના બતાવી હતી; પણ તે યોજનાનો પણ સ્વીકાર થયો નહિ. ગદાધરની યોજના એ હતી કે છ હજાર સૈન્યના

બે ભાગ કરવા. ને એક ભાગે દનાર્દન ઉપર આગળથી હલ્લો કરવો ને બીજે ભાગે તેના ઉપર પાછળથી હલ્લો કરવો. ત્યારે દીનકૃષ્ણ તેમાં અસંમતિ દર્શાવી બોલ્યો કે અંધારી રાત્રે આપણું સૈન્ય પારકું પોતાનું જોઈ શકશે નહિ. અને બે ભાગ કરતાં તો માંહોમાંહે કપાઇ જશે. રાજા પણ દીનકૃષ્ણના મનમાં સંમત થયો. કેમકે સંમત થયા વિના એને બીજો રસ્તોજ નહોતો. તે સતત શંકાશીલ રહેતો કે જો હું સેનાપતિ કે નગરપાલકના કહેવા પ્રમાણે નહિ કરૂં; તો તેઓ અસંતુષ્ટ થઈ વિદ્રોહીના દળમાં ભળી જશે.

નદી કાંઠે દનાર્દનનું લશ્કર ઘેરાયું. એટલે થોડીવારના યુદ્ધ પછી જ તે પલાયન કરવા તત્પર થયો. અને પાછળનો રસ્તો તો ખુલ્લોજ હતો. એટલે તે સહેલાઇથી નાશી છૂટી શકયો. અંધારી રાત્રે તેના લશ્કરની પાછળ પડવું એ પણ સેનાપતિઓને વાજબી ન લાગ્યું. એટલે દનાર્દનને નસાડી મૂકયો છે એ વિજયગર્વમાં રાજી થતા થતા, ફૂલાતા ફૂલાતા ને હસતા હસતા સેનાપતિઓ પાછા દુર્ગમાં પેઠા.

પરંતુ આ જયથી વિશેષ લાભ કાંઇજ થયો નહિ. દનાર્દન જેમ છૂટો હતો તેમ છૂટોજ રહ્યો. ને વિદ્રોહીનું લશ્કર જેમ વૃદ્ધિંગત થતું હતું તેમ વૃદ્ધિંગત થતુંજ રહ્યું. છેલ્લે યુદ્ધને ત્રીજે દિવસે રાજાએ વિદ્રોહ શમાવવા માટે સૈન્ય સાથે પ્રયાણ કર્યું. તે દહાડે નહિ, પણ તેને પહેલે દહાડે સંધ્યાકાળે રાજાએ વ્રજબાલાને મકાને આવી દર્શન આપ્યાં. વ્રજબાલા પણ સમજતી હતી કે રાજા મ્હારી પાસેથી વિદાય લીધા વિના બીજે સ્થળે જાય તેમ નથી.

આજે હવે વ્રજબાલાનાં વસ્ત્રાલંકારોમાં પહેલાંના જેવો ઠઠારો નહોતો. હમેશાં તે જે પોશાક પહેરતી હતી તેજ પોશાકમાં આવી

તેણે રાજાનાં દર્શન કર્યાં. આજે એણે એકવાર પણ પોતાનું મુખ દર્પણમાં જોયું નહોતું.

રાજા વ્રજબાલાને જોતાંજ બોલી ઉઠયો:-" સાચું છે વ્રજબાલા માત્ર તરવાર વાપરતાં આવડવાથીજ કોઇ માણુસ મ્હોટો રાજનીતિજ્ઞ અથવા દેશશાસક થઇ શકતો નથી. એ ત્હારૂં વાક્ય અક્ષરે અક્ષર સત્ય છે. "

રાજા:--" ત્હારી સૂચના પ્રમાણે દનાર્દનને જો દુર્ગમાં પેસવા દીધો હોત તો આજે મ્હારે વિપત્તિના સમયમાં રાજધાની છોડી વિદ્રોહીની પાછળ જવું પડે છે તે જવું પડત નહિ. "

" વ્રજબાલા:—દૈવેચ્છાની ગતિનું કોણુ ખંડન કરી શકે મહારાજ?"

રાજાના આખા શરીરને કંપાવતો એક દીર્ઘ નિ:શ્વાસ બહાર નીકળ્યો; વ્રજબાલાએ નિ:શ્વાસ જોઇ કંપી ઉઠી ને બોલી:-" રાજન્! હતાશ થાઓ માં. પુરૂષ પ્રયત્ન અદૃષ્ટના આંકડા પણ ફેરવી શકે છે."

રાજા:—" બધો યત્ન વ્યર્થ થયો છે રાણિ! વૈતરણીને તીરે કુજંગાપતિને કતલુખાંએ હરાવ્યો છે. "

" રાણી:—" એમાં આપણુને કાંઇ વિશેષ હાનિ થઇ નથી. હજુ પણ આપણી પાસે જે સૈન્ય છે, તેનાથી આપણે અનાયાસે મુસલમાનોને નદીને પેલે પાર અટકાવી શકીશું. એમાં ભય પામવા જેવું શું છે મહારાજ ? "

રાજા:—" રાણિ વ્રજબાલા, ત્હારા ઉપર બધો ભાર અર્પણુ કરી જાઉં છું, રાણી! ત્હારાથી જે બને તે કરજે; મ્હારું જે સૈન્ય, સુખ, આશા તેમ આ લોકનું જે કાંઇ છે તે સમસ્ત તારા હાથમાં મૂકીને જાઉં છું. પરંતુ...પરંતુ...જાણુતો નથી કે જીવનમાં આપણો ફરી મેળાપ થશે કે નહિ ? "

રાણીઃ—" આટલી બધી આશંકા ! જો એમ લાગતું હોય તો આપ પોતે ન જતાં કોઇ બીજાને મોકલો ? "

રાજાઃ—" બીજો કોને મોકલું રાણિ ! કરિમશાને મોકલ્યો હતો તે પ્રાણ લઇ પાછો આવતો રહ્યો છે. વિદેશી ગદાધરને મોકલું પણ તેમાં ત્હારી સંમતિ નથી. ખાંડાઇતોમાં પણ એવો કોઇ લાયક માણસ નથી કે જેના પર ભરોંસો મૂકી શકાય, જેને મોકલું તેજ વિદ્રોહી થઇથ શત્રુમાં મળી જાય તેમ છે. મ્હારી વિપત્તિ જેમજેમ ઘાટી થતી જાય છે તેમ તેમ બધાં માણસો મ્હારી પાસેથી ખસતાં જાય છે. આટલા થોડા દહાડામાં આટલું બધું પરિવર્તન થશે એમ મ્હેં સ્વપ્ને પણ માન્યું નહોતું. "

વ્રજબાલાઃ—" તો આવે સમયે રાજધાની છોડીને બહાર જવું નહિ, "

રાજાઃ—" અહીં રહેવાથી હું શું બચી શકીશ ? મ્હને લાગે છે કે બે ચાર દહાડામાંજ મ્હારે ગુપ્ત મારાઓને હાથે પ્રાણ છોડવા પડશે. જો દૂર ચાલ્યો જાઉં તો ત્યાં ખટપટ ઓછી થવાનો સંભવ છે. રાણિ ! તું પણ બહુ સાવધાન રહેજે. બે જણા જે વિદેશી છે; તેના સિવાય બીજા કોઇનો ભરોંસો કરીશ માં. "

વ્રજબાલાઃ—" એટલો બધો વિદ્રોહ રાજધાનીના અંતર્ભાગમાં પણ ફેલાઇ ગયો છે ? "

રાજાઃ–તે" એમાં પૂછવું શું ? સભાસદોજ જ્યારે અવિનીત અને આજ્ઞા ઉલ્લંઘનારા થઇ સામા થાય ત્યારે તેઓ પણ શું વિદ્રોહી થયા ન કહેવાય કે ? આજે મ્હેં સભામાં જ્યારે મ્હારી આજ્ઞાનો પ્રચાર કર્યો કે મ્હારી ગેરહાજરીમાં મ્હારા પ્રતિનિધિરૂપે રાણી વ્રજબાલા રાજ્યશાસન કરશે. ત્યારે એક મંત્રી સ્પષ્ટ બોલી ઉઠયો કે ઓઢીઆનું

રાજ્ય અથવા ઓઢીઆનું સિંહાસન એ કાંઇ દુર્બળ મનના રાજાનું રમકડું નથી કે તે ગમે તેને રમવા આપી શકે. અમે જેને સિંહાસને બેસાડીશું તેજ સિંહાસને બેસશે."

વજ્રબાલાઃ—"એવું બોલનાર મંત્રીનું નામ શું ?"

રાજાઃ—"ભૃગુરામ."

વજ્રબાલાઃ—"ઠીક છે. હું તેને અને તેના સૈન્યને જોઈ લઇશ. આપ નિશ્ચિંત રહેજો."

રાજાઃ—"જ્યારે હું જોઇશ કે ઓઢીઆની રક્ષા હવે થાય તેમ નથી ત્યારે મુસલમાનોની સાથે સંધિ કરીશ. રાજ્યનો ઉત્તરભાગ તેમને આપી દક્ષિણભાગ હું રાખીશ. આ હેતુથી હું દનાર્દનને હણી દક્ષિણભાગ નિષ્કંટક કરવા જાઉંછું."

વજ્રબાલાઃ—"હું પણ કાંઇક આવાજ ઉદ્દેશથી આપને દક્ષિણભાગમાં મોકલું છું. ને ઉત્તરભાગ સાચવવાનો ભાર હું લઉં છું. જ્યાં લગી તમે કે યુવરાજ પાછા ફરશો નહિ; ત્યાં લગી હું રાજધાનીનું રક્ષણ કરીશ."

હવે રાજા ઉઠી ઉભો થયો. તેનાં બંને લોચનો જળે ભરાયાં. તે કંપિતસ્વરે બોલ્યોઃ—"વજ્રબાલા, ત્હમને એક વાત કહેતો જાઉંછું કે તે ફરી કહેવી નહિ પડે. હું ત્હમને પહેલાં જે ભાવે દેખતો હતો તે ભાવે હવે દેખતો નથી. મ્હારો એ મોહ—મ્હારીએ રૂપ લાલસા—હવે નષ્ટ થયાં છે. હવે તું મ્હારી ભોગ વિલાસની લલના નથી, હવે તું મ્હારી અંતઃપુરચારિણી મહિષી નથી. હવે તો તું મ્હારી જીવનસંગિની, સુખદુઃખભાગિની સહધર્મચારિણી છો."

વજ્રબાલાનું આખું અંગ આ સાંભળી કંપી ઉઠ્યું. જીંદગીમાં કદિ નહિ અનુભવેલો એવો એક વિદ્યુત્પ્રવાહ તેના માથાથી પગ સુધી

વહેવા લાગ્યો. અને પેલાં બે નીલપદ્મો અશ્રુ ભારે છલકાઇ ગયાં. આ વિદ્યુત્પ્રવાહનો વેગ સહન ન થઇ શકવાથી વ્રજબાલા ભોંયે બેસી ગઇ.

રાજાની આંખો પણ નિર્જળ નહોતી. તે બોલ્યોઃ—"વ્રજબાલા, ત્હમે જ્યારે જુઓ કે વિપત્તિ હવે અનુલ્લંઘનીય થઇ છે, અને હવે રાજ્યરક્ષા થવી અશક્ય છે ત્યારે મ્હારી પાસે ચાલ્યાં આવજો. હું આખા રાજ્યને તથા સર્વસ્વને છોડીને તમને લઇ કોઈ દૂર દેશમાં જઈ વસીશ. હું સર્વસ્વ ત્યજી શકીશ, પરંતુ ત્હમને ત્યજી શકીશ નહિ. વ્રજબાલા, ત્હમેજ મ્હારું સર્વસ્વ છો.

વ્રજબાલાનું હૃદય તથા આખું અંગપિંજર કંપી ઉઠયું. તમામ અંગમાં કોઇ નવોજ ફેરફાર કરનારો પ્રવાહ મ્ળ્યો. એ પ્રવાહના પ્રબલ આઘાતે હૃદયમાં દબાઇ રહેલાં ઝરણાંનાં મુખનું આવરણ સરી ગયું. વ્રજબાલા પોતાની આંખો ઉપર અંચલનો છેડો રાખી રોવા લાગી. ને રોતી રોતી બોલીઃ—"ક્ષમા કરો રાજન્! હું આપને પગે પડુંછું. મ્હારા પ્રતિ હવે દયા દેખાડો ના."

રાજાઃ—"દયા નહિ વ્રજબાલા, એ તો મ્હારો પ્રેમ, મ્હારી શ્રદ્ધા ને મ્હારી ભક્તિ" વ્રજબાલાનું રૂદન હવે ઝાલ્યું રહ્યું નહિ. આજે એનું હૃદય પોતાને સ્વાધીન નહોતું. તે રડતી રડતી બોલીઃ— "રાજન્! આપ જાણતા નહિ હો કે હું કોણ છું?"

રાજાઃ—"કેમ ન જાણું વ્રજબાલા? જાણું છું. ત્હમે નિર્મળ, નિષ્કલંક, મધુર વારિધિનું પવિત્ર જળ છો. વારિધિ જેમ વિવિધભાવો એ સતત તરંગમાળાઓ ઉછાળ્યા કરે છે તેમ તમે પણ સદા તરંગમાન છો. ને તેમ છતાં સર્વદા મનોહર છો."

વ્રજબાલાઃ—"મ્હારી જીવન કહાણી સાંભળો; સાંભળશો એટલે આપ મ્હને"......

રાજાઃ—"વારિધિના હૃદયમાં અનેક તરંગો તણાયા જાય છે; તોપણ લોકો તેને નમે છે. વ્રજબાલા, ત્હમે મ્હારાં વંદનીય છો."

વ્રજબાલાઃ—"રાજા, છટ્ છટ્ એવું બોલોમાં. હું મહાપાપિષ્ટ છું. હું સ્વામીનો ત્યાગ કરી બીજાની પાસે પ્રણય યાચના કરવા ગઈ હતી. ને ત્યાં પણ હું તિરસ્કાર પામેલી હતી. ત્યાર પછી આપની પાસે સ્વાર્થપૂર્ણ હૃદય લઇને"...

રાઃ—"વ્રજબાલા, મ્હેં એક દિવસ વેસરમહન્તને પૂછ્યું હતું કે ત્હમારી સાથે મ્હારો વિવાહ ધર્મવિરુદ્ધ કે નહિ? ત્યારે મહંતે ઉત્તર આપેલ કેઃ–"વિવાહ એ કેટલાંક હૃદયબંધનો અને કેટલાંક સામાજીક બંધનોને નિમિતે સ્થાપેલી પ્રથા છે. આધ્યાત્મિક ધર્મની સાથે તેનો અત્યંત સંબંધ નથી. તો વ્રજબાલા, ત્હમે મ્હારી સાથે વિવાહ કરશો?"

આ વાત વ્રજબાલા બરાબર સમજી નહિ; ત્હેના હૃદયમાં હજુ તુમુલ તોફાન ચાલુજ હતું. રાજાએ ફરી પ્રશ્ન પૂછ્યો. "બોલો, વ્રજબાલા બોલો; મ્હારી સાથે વિવાહ કરશો? મ્હારાં પટ્ટરાણી થશો?"

આ વખતે વ્રજબાલાએ રાજાની વાતમાં ધ્યાન આપ્યું હતું, એટલે રાજાનું વચન સાંભળી તેણે પોતાની આંખો ઉપરથી વસ્ત્રનો છેડો આઘો કરી મુખ ઉંચું કર્યું અને વિસ્મય વિસ્ફારિત લોચને તે રાજા તરફ જોઇ રહી.

રાજાઃ—"વ્રજબાલા, ત્હમે સેંકડોવાર મ્હને વંદ્ય છો; મ્હારાં દેવીરૂપ છો."

વ્રજબાલા ઉઠી ઉભી થઇ. રાજાની તરફ જોતી જોતી તે બે ડગલાં પાછી હઠી નેબીજીજ ક્ષણે આગળ વધી તે રાજાની સમીપ ગઈ. રાજા પૂર્ણબળે ચીત્કાર કરી બોલ્યોઃ–"મ્હારી વ્રજસુન્દરિ!"

ઝંઝાવાતે કંપતા વૃક્ષપત્રની પેઠે કંપતી વ્રજબાલાએ રાજાનો

એક હાથ લઈ પોતાના મુખ ઉપર સ્થાપ્યો. જે પુરૂષને વ્રજબાલાનાં ચરણોની અંગુલિનો સ્પર્શ કરવાનો પણ આજલગી અધિકાર મળ્યો નહોતો તેમજ જે પુરૂષ આજલગી ચરણાંગુલિને સ્પર્શ કરવા પણ હિંમત કરી શકયો નહોતો; તેજ પુરૂષે આજે કંપતી વ્રજબાલાના હાથનું સ્નેહભાવે ચુંબન કર્યું. બંધ તોડી નાંખીને અશ્રુનો પ્રવાહ આજે વ્રજબાલાનાં નયનોમાંથી અત્યારે અખંડધારાએ વહન કરતો હતો.

અનેક ક્ષણો પછી બંને પ્રકૃતિસ્થ થયાં. એટલે વ્રજબાલા જરા દૂર ખસી ઉભી રહી.

રાજાઃ—"વ્રજ, હવે હું યુદ્ધમાં જઈશ નહિ."

વ્રજઃ—"કેમ મહારાજ?"

રાજાઃ—"ત્હમને છોડીને જવાનું મન થતું નથી."

વ્રજઃ—"હું તો આપની સંગેજ છું ના? આપ માનજો કે રણક્ષેત્ર એ આપણું કેલિગૃહ છે. અને નરરક્ત એ આપણને આલ્હાદ આપનારા કુંકુમાના રંગો છે. આપની તરવારનું મ્યાન એ મ્હારી ભુજલતા છે. ને આપની ઝગઝગતી તરવાર એ હું પોતેજ છું. શત્રુ-સેનાને આપ મ્હારી સપત્નીઓનાં વૃંદ માનજો. આકાશને આપ રાજ-છત્ર માનજો. અને પહાડને આપ રાજદંડ સમજજો. અરણ્યો અને નદીઓ એ આપણા આનંદગૃહની ચિત્ર પંક્તિઓ છે એમ ગણજો. આપ આપને ઘેરજ બેઠેલા છો એમ માનજો મહારાજ!"

**ચોથો ખંડ સંપૂર્ણ.**

# ખંડ પાંચમો.

## વ્યોમ.

### ( આત્મ-વિસર્જન )

પરિચ્છેદ પહેલો.

### માનવી અને દેવી.

× × × ×
× × वृद्धत्वं जरसा विना ॥
रघुवंश । १ । २३ ॥

મહા નદીને કાંઠે થોડેક છેટે વિશાળ રાજમહેલ છે. એ રાજમહેલ એક મ્હોટા નગર જેવડો છે. એ મહેલમાં જૂદા જૂદા વિભાગો અને શેરીઓ છે. ને દરેક વિભાગમાં ન્હાનાં મ્હોટાં અનેક ઘરો છે. પ્રત્યેક વિભાગ સ્વતંત્ર જેવોજ છે. એક વિભાગ સાથે બીજા વિભાગનો વિશેષ સંબંધ નથી. આ મહેલમાં અંતઃપુર એટલે રાણીઓનો નિવાસ આઠમા વિભાગમાં છે. એ ભાગમાં વ્રજબાલાને રાજા મુકુન્દદેવે સ્થાન આપેલું છે. વ્રજબાલાને સોંપેલી વિભાગ પણ એક વિશાળ પ્રાસાદ જેવડો છે. વ્રજબાલાએ પોતાના નિવાસનું નામ 'ચિત્રા' પાડેલું છે.

ચિત્રા એ નદીના કાંઠા ઉપર આવેલ છે. નદી અને ચિત્રાની વચ્ચે મ્હોટી દિવાલ છે. વજ્રબાલાએ એ દિવાલમાં એક દ્વાર પડાવેલું છે. ને એ દ્વારને રસ્તે રાજકર્મચારીઓ તથા દૂતો રાણી વજ્રસુંદરીની આજ્ઞા પ્રમાણે આવજા કરે છે. 'ચિત્રા' ની બીજી ત્રણ દિશાઓમાં પણ દિવાલો ચણાવી વજ્રસુંદરીએ પોતાનો વિભાગ બીજી રાણીઓથી જુદો પાડી નાંખેલો છે. ને તેમ છતાં પણ બધી બાજુ ઉપર તેણે પ્રહરીઓ બેસાડેલા છે. માત્ર નદી તરફથીજ ચિત્રા મહેલમાં પ્રવેશ કરી શકાય તેવી વજ્રસુંદરીએ વ્યવસ્થા કરેલી છે. એ રસ્તે પણ સદા જાગતો ને શસ્ત્રાસ્ત્ર સજેલો પહેરો મૂકેલો છે. એ પહેરગીરોનો ઉપરી ગદાધર છે. રાણીની આજ્ઞા વિના ગદાધર કોઇને અંદર જવા દેતો નથી. તેમ છતાં પણ રાણીના ગુપ્તચરો વાસ્તે તથા રાણીનાં કૃપાપાત્ર મનુષ્યો વાસ્તે તો એ દ્વાર અવારિત છે.

ચિત્રાના એક બાગમાં રાણીએ પોતાનું નોંખુંજ મંત્રણાગાર—વિચારગૃહ—કરાવેલું છે. એ મંત્રણાગારનો વિભાગ તેણે પોતાના નિવાસસ્થાનથી જુદોજ પાડેલો હતો; અને આથી રાજકર્મચારીઓ તથા દૂતો સીધા મંત્રણાગારમાં જાય એવી વ્યવસ્થા કરી હતી. અને દાસી દાસીઓ પોતાના અંતઃપુરમાં રહેતાં.

ચિત્રાની ચારે તરફ રમ્ય પુષ્પોદ્યાન આવેલું હતું. ઉદ્યાનમાં વિવિધ રંગી પાષાણો જડી હરવા ફરવાના સુંદર રસ્તા બાંધવામાં આવેલા હતા. ઉદ્યાનમાં કોઇ સ્થાને કૃત્રિમ પહાડ બનાવવામાં આવેલા હતા. કોઈ સ્થાને એ કૃત્રિમ પહાડોમાંથી પાણીનાં ઝરણો ઝરે એવી રચના કરવામાં આવી હતી. કોઇ સ્થળે શ્યામ પાષાણોથી વેદીઓ બંધાવેલી હતી. તો કોઇ સ્થાને સંગેમરમરથી સુંદર સ્તંભો રચાવેલા

હતા. કોઇ સ્થળે લાલરંગના પાષાણોમાંથી રમણીઓની મૂર્તિઓ રચાવેલી હતી તો કોઇ સ્થળે ધૂમ્રરંગી પાષાણોમાંથી વીરપુરૂષોની મૂર્ત્તિઓ ખડી કરવામાં આવેલી હતી. એ શિલ્પકાર્યની ચમત્કૃતિ પણ જોવા લાયક હતી. અત્યારે એ રાજપ્રાસાદ અને તેમાંનું શિલ્પકામ રહેલું નથી. પણ એ શિલ્પનો કાંઇક નમુનો ભુવનેશ્વરમાંના અન્નપૂર્ણાના મંદિર ઉપર આજે પણ જોવામાં આવે છે.

આ વિશાળ ચિત્રા–મહેલની સ્વામિની કથા પ્રસંગ સમયે વ્રજબાલા છે. તે જે ચાહે તે કરી શકે છે. પણ હવે આ વ્રજબાલા તે પહેલાંની વ્રજબાલા નથી. શરીરે વૃદ્ધાવસ્થા આવ્યા વિના પણ વ્રજબાલા એકજ દિવસમાં વૃદ્ધા બની ગએલી છે. ત્હેનાં પહેલાંનાં ચંચળ નેત્રો અત્યારે તો તદન સ્થિર થયેલાં છે; અને તેના મુખારવિંદ ઉપર ગાંભીર્યે આવી આશ્રય લીધેલો છે. દઢતા ને કમનીયતાની સ્નિગ્ધ જ્યોતિએ વ્રજબાલાના વદનમંડળને વીંટી લીધેલું છે. વ્રજબાલાના મસ્તક ઉપર ઓઢીઆનો રાજ્યભાર આવેલો છે. ને એ ભાર વ્રજબાલાએ વગર ગભરાયે માથે લીધેલો છે.

યુવાવસ્થામાં વ્રજબાલાને એકલી વૃદ્ધાવસ્થા આવેલી છે એટલુંજ નહિ, પરંતુ એનું હૃદય પણ ભીંજાઇ ગયું છે. જે સરિતા પાષાણે ભરેલી હતી તે સરિતામાં આજે સલિલનો પ્રવાહ વહેવા લાગ્યો છે. ને એ સલિલપ્રવાહમાં અભિમાન, ગર્વ અને તીવ્રતા તણાઈ ગયાં છે. વ્રજબાલા હવે પ્રેમ કરતાં શીખી છે.

વ્રજબાલાએ રાજમહેલમાં આવી પોતાનો અચ્છો પ્રભાવ પાડેલો છે. પહેલ વહેલી વ્રજબાલા રાજભવનમાં આવી ત્યારે તો તેની આજ્ઞાઓને મ્હોટા મ્હોટા કર્મચારીઓએ ઉડાવવાનો પ્રયત્ન કર્યો હતો. આથી વ્રજબાલાએ બુદ્ધિ કૌશલ્યે તેમનામાં કલહ ઉપજાવી બે પક્ષો ઉભા

કર્યા. હવે આ બંને પક્ષવાળાઓ પોતાને સહાય મળે એ આશાએ વ્રજબાલાના મુખ તરફ જોનારા બન્યા. ને બંને પક્ષવાળાઓ વ્રજબાલાના ગરજુ બન્યા. ને એ ગરજને યોગે બંને પક્ષવાળાઓ વ્રજબાલાનો હુકમ ઉપાડવા તત્પર ને વ્યાકુળ બન્યા. હવે વ્રજબાલા જ્યારે એક પક્ષને કાંઈપણ કાર્યભાર સોંપે ત્યારે બીજો પક્ષ ઇર્ષ્યાવાળો બનતો વ્રજબાલા ઇર્ષાગ્નિ સળગાવી પાછી ઠારી નાંખતી આ પ્રમાણે રાજ્ય પ્રતિનિધિ બનેલી મહારાણી વ્રજબાલાએ દુર્વિનીત મંત્રીઓ ઉપર અને સેનાપતિઓ ઉપર પોતાનું આધિપત્ય જમાવી રાજ્યશાસન કરવા માંડયું.

રાણી વ્રજબાલામાં જો મનોહર રૂપ ન હોત તો તે કૃતકાર્ય થાત કે કેમ? એ સંદેહની વાત છે. રૂપમાં એવી ચમત્કૃતિ રહેલી છે કે તેથી બ્રહ્માંડ આખું આકર્ષાય છે. રૂપ એ પુરૂષ છે ને ગુણો એ તેની શક્તિ છે. રાણી વ્રજસુંદરી જ્યારે પોતાનું મનોહર રૂપ અને ગુણોને લઇને મંત્રણાગારમાં સિંહાસને વિરાજતી ત્યારે તેનો હુકમ અમાન્ય કરવાની કોઇને હિંમત થતી નહિ. સેના નાયક ગદાધરે વિસ્મય ભાવે જોયું કે રાજા મુકુન્દદેવ રાજ્યના પ્રતિનિધિ રૂપે જે કાર્યો કરવા શક્તિમાન થયો નહોતો તે કાર્યો વ્રજબાલાએ કેટલાક દિવસમાં કરવા પોતાની શક્તિમત્તા દેખાડી. જે ઉન્મત્ત રાજ્ય સેવકો મુકુન્દદેવને સ્વાધીન થયા નહોતા તેને વ્રજબાલાએ વશીભૂત કર્યા.

એક દહાડો સાંજને વખને ઉદ્યાનમાં, લતાકુંજ નીચેની કૃષ્ણ પાષાણની વેદી ઉપર વ્રજબાલા વિદ્યુલ્લતાની પેઠે સૂતેલી છે, એની પાસે નિર્મળા હાથમાં વીણા લઇ બેઠેલી છે. કેટલાંક પંખીડાં આકાશમાં ઘણુંજ ઉંચે તરે છે; કેટલાંક પંખીડાં આહાર શોધવા પૃથ્વી ઉપર ભમે છે. વ્રજબાલા તે એક ચિત્તે નિહાળી રહી છે,

હાથમાં વીણા ઝાલી રહેલી નિર્મળા બોલી:—“તું શું કરેછે વ્રજ?”

સૂતેલી બોલીઃ—" કાલે આખી રાત્રિ ઉંઘ આવી નથી. આજે આખા દહાડામાં પણ મટકું મારવાનો વખત મળ્યો નથી. એટલે સુવાનો પ્રયત્ન કરૂં છું. "

નિર્મળાઃ--" ના ના, એમ નથી. તું હમણાં કેવી થઇ ગઈ છું ?"

વ્રજબાલાઃ—" હું કેવી થઇ ગઈ છું, તે તુંજ કહે ને ?"

નિર્મળાઃ--" તું એ બુઢીઆ ઉપર પ્રેમી થઇ છું. "

વ્રજઃ--" તું શું રાજા સંબંધી વાત કરે છે ?"

નિર્મળાઃ--"હા, એવો કંદર્પ જેવો સ્વામી છોડી આ બુઢીઆને"

વ્રજઃ--" છાની મર છાની. "

નિર્મળા;—" કેમ છે ? એમાં ત્હને માઠું લાગે છે ?"

વ્રજઃ--" હા, જેની હું સદા ઋણી છું, તેની તું અવજ્ઞા કરમાં. "

નિર્મળાઃ—" હાઉં, ત્હને એનું એટલું બધું લાગી આવે છે ?"

વ્રજઃ—" હા, આ જગતમાં મ્હારા સિવાય એનું બીજું કોઈ નથી. સૈન્ય, પુત્ર, રાણીઓ એ બધાં પોત પોતાના સ્વાર્થમાં દોડી રહ્યાં છે. ને એ બિચારો નિરાધાર છે. "

નિર્મળાઃ--" અને તું નિઃસ્વાર્થી છે કાં ?"

વ્રજબાલાઃ—"ના, ના, હું એમ માનતી નથી. મ્હારા જેવો પ્રબલ સ્વાર્થ અને દુષ્ટ અભિપ્રાય ધારણ કરીને રાજદ્વારમાં કોઇ ભાગ્યેજ આવ્યું હશે. તોપણ હું જેને છળવા આવી હતી, તેની પાસેથી હું અગાધ વિશ્વાસ ને અગાધ પ્રેમ ધરતાં શીખી છું.

નિર્મળાઃ—" તો હવે ?"

વ્રજબાલાએ કાંઇ ઉત્તર આપ્યું નહિ. નિર્મળા ક્ષણવાર ત્હેના

મુખભણી નિહાળી રહી. જ્યારે નિર્મળાએ જોયું કે તે કાંઈક ઉંડા વિચારમાં પડી છે ત્યારે તે બોલીઃ—" કાં વ્રજ, હવે ગાન ગાઉં ?"

વ્રજઃ—" હા, ગા. "

નિર્મળાએ વીણાને છેડી. એના સુંદર ધ્વનિ સાથે નિર્મળાના કંઠનો સુંદર સુર મળ્યો.

પદ–રાગ ધનાશ્રી–ત્રિતાલ.

*નિરખ્યો નંદકુમાર, જ્યારથી નિરખ્યો નંદકુમાર......ટેક.
ત્યારથી બનિયું દિલડું દિવાનું, વણસ્યા સર્વ વિચાર...જ્યારથી.
ફોકટ જ્યાં ત્યાં ફરૂં નહિ ફાવે મારી ગયો ઉર માર...જ્યારથી.
મોર–મુકુટ શિર પેચ રતનનો, વર ઘુઘરાળા વાળ...જ્યારથી.
ખંજનનાં મદ–ગંજન લોચન, અંજન–રેખ રસાળ...જ્યારથી.
મણિમય કુંડલ યુગલ કપોલે, ઓપે ઉર વનમાળ...જ્યારથી.
સ્મિત મુખ શ્યામવરણથી થાયે, શશિ મનોજની હાર...જ્યારથી.
દંત પંક્તિ મુક્તા–લર જેવી, અધર અરૂણ છે અપાર...જ્યારથી.
નાકબુલાખ કુટિલ ભ્રકુટિવર, વચન વધારણ પ્યાર...જ્યારથી.
નખશિખ સજી શૃંગાર ઉભો તો, આપ ભુવનને દ્વાર...જ્યારથી.
રૂપ સમુદ્ર તરંગે તણાણી,, નકી નથુરામ હું નાર......જ્યારથી.

ગાન સ્થંભ્યું; પરંતુ વ્રજબાલા તો નીરવજ રહી. નિર્મળાએ ધાર્યું હતું કે વ્રજબાલા મ્હારું ગાન વખાણશે. પણ તેની તે ઇચ્છા ફળીભૂત થઇ નહિ. આમ બીજું ગીત ગાવા વ્રજબાલાએ ફરીવાર વીણાને છેડી.

---

* મૂળ ગ્રંથના કાવ્ય સાથે કાંઈક મળતું વર્ણન આવવાથી અમે આ સુંદર કાવ્ય રાજકવિ રા. રા. નથુરામ સુંદરજીના શ્રીકૃષ્ણ બાલલીલા સંગ્રહમાંથી ઉતાર્યું છે ને તે માટે અમે તેમના ઉપકૃત છીએ.

વ્રજબાલાએ પોતાના હાથની કુંદકલિઓ જેવી અંગુલિઓ હ-લાવી, કાંઈક નાખુશી સાથે બીજું ગાન આરંભવાની ના પાડી. નિર્મળા ખિન્ન બની વ્રજ સામું તાકી રહી; જોયું તો વ્રજબાલા એક ફુલ ભણી નિહાળી રહેલી છે.

એ પુષ્પ ન્હાનકડું છતાં સુંદર હતું. અને ન્હાનકડા વૃક્ષની એક કોમળ શાખા ઉપર ઉગ્રડેલું હતું. પવનને લીધે એ શાખા હીંચ્યા કરતી હતી. ને એક ભ્રમર એ સૌંદર્ય અને મધુ ભરેલા પુષ્પ ઉપર બેસવાને યત્ન કરતો હતો. પરંતુ ડાળી ઝૂલતી હોવાને લીધે તે કોઇ રીતે પોતાના પ્રયાસમાં સફળ થતો નહોતો. જ્યારે ભ્રમર "ગુણુ ગુણુ" શબ્દ કરી ફરી તે પુષ્પ સમીપ આવતો હતો કે તે પુષ્પ મન્મથની પેઠે ખસી જતું હતું. આમ વારંવાર થતાં ધીમે ધીમે ભ્રમરનો ક્રોધ વધવા માંડયો. હવે ભ્રમરે ગુંજાર મૂકી ઝંકાર શરૂ કર્યો; તોપણ પુષ્પે ભ્રમરને ચુંબન આપ્યું નહિ. આથી ભ્રમર કેટલુંક ઉંચો ઉડયો ને એ ઉંચાણમાંથી તીરવેગે પુષ્પના ઉપર પડયો. આ વખતે પણ પુષ્પ આઘું ખસી ગયું ને ભ્રમરનાં આલિંગન કાર્યમાંથી બચી ગયું. આથી તો ભ્રમર ક્રોધાંધ બની ગયો. અને પુષ્પને દળી નાંખવાને પુનઃ પુનઃ પ્રયાસ કરવા લાગ્યો. પરંતુ તે કોઇ રીતે પુષ્પનો સ્પર્શ કરી શકયો નહિ. ભ્રમરનો ક્રોધ અને આગ્રહ ક્રમે ક્રમે વૃદ્ધિ પામવા લાગ્યાં. તેનો ક્રોધભરિત ઝંકાર પણ ક્રમે ક્રમે તીવ્ર થતો જતો હતો. એ ઝંકારનો સુર વ્રજબાલાને બહુ મીઠો લાગ્યો. ને એ ઝંકાર સાથે વીણાનો સુર મેળવવા વ્રજબાલાને ઇચ્છા થઇ.

વ્રજબાલાઃ-"નિર્મળા, એક સુર મ્હારે કર્યું પડયો છે; વીણા લાવ"

નિર્મળાઃ—"સાથે ગાન ગાવું છે ?"

વ્રજબાલાઃ—"ના ના, માત્ર વીણામાંથી સુર કાઢવો છે."

નિર્મળાએ વ્રજબાલાના હાથમાં વીણા આપી. વ્રજબાલાએ વીણાને છેડી. વ્રજબાલા જે લતાકુંજની નીચે બેઠેલી હતી તે લતાકુંજમાં એક પંખીએ માળો બાંધેલો હતો. એ માળામાંથી પંખીનું એક ન્હાનકડું બચ્ચું એકદમ ભોંયે પડી ગયું. હજુ એ બચ્ચાને પૂરૂં ચાલતાં કે ઉડતાં આવડતું નહોતું. પરંતુ એવો પ્રયત્ન કરવાથી તે ભોંયે પડી ગયું હતું. એને ભોંયે પડતું જોતાંજ વ્રજબાલાએ એકદમ વીણા વગાડવી બંધ કરી, ને વેદી ઉપરથી ઉભાં થઇ, પાસે જઇ, પ્રેમે હાથે તે બચ્ચાને ઉપાડી લીધું. સ્નેહભરિત નજરે તેણે તે બચ્ચાને નિહાળ્યું. અને તેને વિશેષ આઘાત લાગ્યો નથી, એમ જણાતાં બહુજ સાવધાનીથી તે બચ્ચાને વ્રજબાલાએ તેના માળામાં મૂક્યું.

નિર્મળા આ જોઇ વિસ્મિત થઈ.

એટલામાં એક દાસીએ આવી સમાચાર આપ્યા કેઃ—" સેનાપતિ ગદાધર રાણી સાહેબની મુલાકાત લેવા દ્વારમાં ઉભા છે."

વ્રજબાલાએ હવે વીણાને આઘી મૂકી. કાંઇક વિચાર કર્યા પછી તે બોલીઃ—" કેમ આવેલ છે ?"

દાસીઃ—" અતિ અવશ્યનું રાજકાર્ય જણાવે છે."

વ્રજબાલાઃ—" સારૂં, એમને મંત્રણાગારમાં રાહ જોવાનું કહે."

દાસી ગઈ. વ્રજબાલા કાંઇક ચિંતામાં પડી. નિર્મળા તે જોઇને બોલીઃ—" મનનું જોર કેટલુંક છે તે વિચારે છે ?"

વ્રજબાલાઃ—" નિર્મળા, તું હજુ પણ મ્હને ઓળખી શકી નથી. મનની ગતિને રોકવાનું હું કદી શીખી નથી, તેમ મ્હેં કદિ મનની ગતિને રોકવાનો પ્રયત્ન પણ કર્યો નથી. મનના વેગને લીધેજ મ્હેં મ્હારા ગૃહનો ત્યાગ કર્યો છે ને મનના વેગને લીધેજ ગદાધર પાસે

પ્રણય-યાચના કરી હતી; એજ મન મ્હને અત્યારે કહે છે કે આ પક્ષીના બચ્ચા કરતાં ગદાધર મ્હને વધારે નથા."

નિર્મળા:—"તો તેને મળતાં તું સંકોચ શા માટે કરે છે?"

વ્રજબાલા:—"સંકોચને તો અંશ પણ નથી. હું તો માત્ર એટલુંજ વિચારૂં છું કે પોતાનું બધું છોડી ગદાધર અહીં શા માટે આવેલ હશે?"

એટલામાં બહારથી એકદમ નટવર દોડી આવ્યો; અને રાણીને શરણે પડયો.

વ્રજબાલા મંદસ્મિત કરીને બોલી:—"આજે મ્હેં ત્હને ઘણે દહાડે જોયો નટવર!"

નટવર:—"મા, હું બહુ કામમાં રોકાયો હતો.

વ્રજબાલા:—"નિર્મળા, તું બહાર જોકે કોઇ અંદર આવે નહિ. સાવધાનીથી બહાર તપાસ રાખજે."

નિર્મળા બહાર ગઇ. પછી રાણીએ નટવરને પૂછ્યું:—"શા સમાચાર છે નટવર?"

નટવર:—"માજી, સમાચાર બહુ ભારે છે. કતલુખાંએ નરાજની પાસે આવી પોતાની છાવણી નાંખી છે."

વ્રજબાલા:—"શું કહે છે?"

નટવર:—"હા માજી, સાચું કહું છું."

વ્રજ:—"નરાજના પહાડની નીચેજ છાવણી છે ના?"

નટવર:—"હા માજી,"

વ્રજ:—"કતલુખાં કઇ નદીને કાંઠે છાવણી નાંખી પડેલો છે?"

નટવર:—"કાઠજૂડી નદીને કાંઠે; કેમકે ત્યાં રહેવું તેને સગવડવાળું છે. નદી ન્હાનકડી છે. એટલે ઇચ્છા થશે ત્યારે ઉતરી શકશે.

નદી ઉતરવા સારૂ સેતુ બાંધવાનો પ્રયત્ન તેણે ચાલુ કર્યો છે."

વ્રજ:—"હાં પછી?

નટવર:—"પછી શું મા? નરાજથી આ સ્થળ ઝાઝું છેટું નથી."

વ્રજબાલા કાંઇંક વિચાર કરી બોલી:—"સેતુ તૈયાર કરતાં કેટલો સમય લાગશે?

નટવર:—નદી ન્હાની છે, એટલે કાલે સાંજ લગીમાં સેતુ બંધાઇ રહેશે એમ ધારૂંછું."

રાણીએ બીજા પણ કેટલાક સવાલો પૂછી તેને વિદાય આપી."

એને વિદાય આપી રાણી અવકાશ મેળવી શકી નથી, ત્યાં તો બીજા ચરે આવી રાણીને સમાચાર આપ્યા કે પંદર હજાર વિદ્રોહીનું સૈન્ય લઇ દનાર્દન રાજધાનીને જીતવા આવે છે.

રાણી સ્તંભિત થઇ. વિપત્તિ ઉપર વિપત્તિ આવી! રાણી પાસે વીસ હજારથી વધારે સેના નહોતી; તો આ બે શત્રુનાં એકત્ર થનારાં લશ્કરને શી રીતે અટકાવવાં? એ વિચારમાં રાણીનું મન ગુંથાયું.

થોડીવારે ત્રીજા ચર દ્વિજવરે આવી સમાચાર આપ્યા કે દનાર્દન "પતરક" ગામ સુધી આવી પહોંચ્યો છે.

વ્રજબાલા:—"પતરક ક્યાં આવ્યું?"

દ્વિજવર:—"કાઠજૂડીને પેલે કાંઠે—ચૌધરથી થોડે દૂર. એ સ્થાન અહીંથી દશ બાર ગાઉ છેટું હશે. મ્હને લાગે છે કે રાજધાનીની સ્થિતિ જાણ્યા વિના દનાર્દન આગળ પગલું ભરશે નહિ."

દ્વિજવર વિદાય થયો. ત્યારપછી બીજા પણ એક બે ચરોએ આવી રાણી વ્રજસુંદરીને જૂદા જૂદા સમાચાર આપ્યા.



પરિચ્છેદ બીજો.

# તૈયારી.

प्रतापी नीतिकुशलः सः स्वामी युज्यते भुवि ।
( ઉદ્યોગપર્વ–મહાભારત. )

ચરોને રજા આપી રાણી વ્રજસુન્દરી કેટલીકવાર ત્યાંજ બેઠી રહી. આ સમયે સૂર્ય અસ્ત પામ્યો હતો. ને નિશાનો અંધકાર વૃક્ષો ઉપર, રાજપ્રાસાદ ઉપર, સર્વ દિશાઓમાં ને ભૂતળમાં રેલાતો હતો. હવે કંસારી અને તમરાંનું મંદમંદ ગણુગણવું શરૂ થયું હતું. પણ વ્રજબાલાનું તે તરફ લગાર પણ લક્ષ્ય નહોતું. તે અત્યારે ગંભીર વિચારમાં લીન થયેલી હતી. ભ્રમરનો ગુંજાર તથા ઝંકાર તેમજ પુષ્પની હદીલાઇ એ બધું તે અત્યારે ભૂલી ગઈ હતી. ઘડીઓ ઉપર ઘડીઓ જવા લાગી; પણ વ્રજબાલાનું ચિંતન પૂરૂં થયું નહિ. નિર્મળા મૌન ધારણ કરી થોડે છેટે ઉભેલી હતી.

છેલ્લે વિચારનો કાંઠો આવ્યો. ને કાંઇક હાસ્યની રેખા વ્રજબાલાના અધરો ઉપર દેખાઈ. એણે મસ્તક ઉંચું કરી ચારે બાજુ નિહાળ્યું. જોયું તો પૃથ્વી અંધકારે છવાયેલી છે.

વ્રજબાલાએ હાંક મારી:—“ નિર્મળા ! ”

નિર્મળા પાસે આવી.

વ્રજબાલા:—“ રાજાની પાસેથી સમાચાર લઇને માણસ આવેલ છે. ? ”

નિર્મળા:—“ હા, કયારનો આવેલો છે. રોજ આવે છે ને આજ ન આવે એમ બને ? ”

વ્રજઃ—" ત્હેને મ્હારી પાસે મોકલાવ."

નિર્મળા ગઇ. અને સમાચાર લાવનારે આવી રાણીને પ્રણામ કર્યા.

રાણીઃ—" શા સમાચાર છે ?"

માણસઃ—" સમાચાર સારા છે. રાજાજી ક્રમેક્રમે દક્ષિણ દિશામાં આગળ વધતા જાય છે. વિદ્રોહીનું દળ ઘટતું જાય છે; ને આપણું સૈન્ય વૃદ્ધિ પામતું જાય છે."

વ્રજઃ—" ઠીક, તું સત્વર પાછો જા. ને રાજાને સત્વર પાછા આવવાનું કહેજે. તેમને કહેજે કે ધૂર્ત્ત દનાર્દન જેની પાછળ તેઓ પડેલા છે; તેણે રાજાજીની આંખમાં ધૂળ નાંખી છે. રાજા તેની પાછળ દોડયા જાય છે, પણ દનાર્દન તો પોતાનું સૈન્ય લઇ રાજધાની ઉપર ચડી આવ્યો છે. તેની થોડીક સેનાજ ત્યાં બાકી છે. ને તે રાજાને ભૂલાવી દૂર તાણી જાય છે. વળી નરાજમાં કતલુખાં પણ આવી પહોંચેલો છે. બંને દળ એકત્ર થઈ કટક ઉપર આક્રમણ કરવાનો સંભવ છે. વિપત્તિ મહાન છે."

સંદેશવાહક વિદાય થયો.

હવે રાણી ઉઠી પોતાના શય્યાગૃહમાં ગઇ, અને પોતાનાં વસ્ત્રાભૂષણે સજ્જ થઇ. તેણે મસ્તક ઉપર રત્નજડિત મુકુટ ધારણ કર્યો. કંઠમાં મણિમય હાર પહેર્યો. બાહુએ હીરાજડિત કડાં અને વલયો પહેર્યા ને શરીર ઉપર જરિયાની સાડી ઓઢી. તે સમજતી હતી કે ઐશ્વર્યમંડિત રૂપમાં વિશ્વને મુગ્ધ કરવાની શક્તિ છે. તેણે પોતાના દેશમાં વસ્ત્રાભૂષણે અલંકૃત કરેલી માટીની પ્રતિમાઓની પૂજા થતી જોયેલી, ત્યારથી તેને એ વિચાર સ્ફૂરેલો હતો.

રૂપ અને ઐશ્વર્યમંડિત થયેલી રાણીએ હવે મંત્રણાગારમાં દર્શન

આપ્યાં. જે વિશાળ મંત્રણાગૃહમાં રાજા બેસતા તે ગૃહમાં રાણી બેસતી નહિ. વળી રાજાના સિંહાસન ઉપર પણ તે કદિ બેસતી નહિ. પોતાના ન્હાનકડા મંત્રણાગૃહમાં રાજાનું મણિમુક્તાખચિત સિંહાસન લાવી રાણીએ ઉચ્ચસ્થળે ગોઠવ્યું હતું; ને એ સિંહાસનના પાદદેશમાં એક ન્હાનકડું રત્નજડિત સિંહાસન વ્રજસુંદરીએ પોતાને માટે ગોઠવાવ્યું હતું. એ સિંહાસન ઉપર બેસી તે રાજકાર્યો ચલાવતી.

રાણી આવી પોતાના આસન ઉપર બેઠી. બેસવા પહેલાં તેણે એકવાર રાજાના સિંહાસન ઉપર દૃષ્ટિપાત કર્યો. જાણે માનસિક પ્રણામ કરતી હોયની !

મંત્રણાગારમાં દીનકૃષ્ણ, ગદાધર, કરિમશા ઈત્યાદિ કેટલાક સેનાપતિઓ તથા ભૃગુરામાદિ બેચાર મંત્રીઓ બેઠેલા હતા. રાણી પધારતાંજ સૌ ઉઠી ઉભા થયા: ને તેને વંદન કરવા લાગ્યા. રાણીએ આસન ગ્રહણ કર્યા પછી સૌ સભાસદોએ પોત પોતાનું પાછું આસન ગ્રહણ કર્યું.

તરત એક સેનાપતિ ઉઠી જોઈ આવ્યો કે ચારે બાજુએ પ્રહરીઓ સાવધાનીથી ઉભેલા છે કે નહિ ? તે જોઇ એ સેનાપતિ પાછો આવ્યો. પછી બીજા સેનાપતિએ ઉઠી મંત્રણાગારનાં બંને દ્વારો બંધ કર્યાં. ત્યાં આગળીઆ, સાંકળો ને તાળાં વાસ્યાં. ત્રીજાએ ઉઠી સૌ સભાસદના કાનમાં ગુપ્ત રીતે સાંકેતિક શબ્દ પૂછ્યો. ને તેણે પોતાને જે ગુપ્તપણે જવાબ આપ્યો તે સાંભળી ચોકસી કરી.

આ મંત્રણાગારમાં તેર કર્મચારીઓ હાજર હતા. ને તે સૌ એક બીજાને ઓળખતા હતા. તેમ છતાં પણ રાણીએ બાંધેલી પ્રથા પ્રમાણે ઉપરનાં ત્રણ કામો ત્રણ નિર્દિષ્ટ કરેલા સેનાપતિએ કર્યાં તે આપણે ઉપર જોઈ ગયા. આ કાર્યો થઈ ગયા પછી સૌ સભાસદો

નીચે વદને રાણીશ્રીની આજ્ઞા સાંભળવા મૌનથકી બેઠા.

રાણીએ હવે ધીરે ધીરે પોતાનું મસ્તક ઉંચું કર્યું. હજી પોતાની લજ્જા સંપૂર્ણ રીતે ગઇ નહોતી. આવા મ્હોટા મ્હોટા કર્મચારીઓ પાસે મુખ ખોલતાં ત્હેને કાંઇક સભાક્ષોભ જેવો ભાસ થતો હતો. પણ તેને દૂર કરી, કપાલ ઉપરથી ઓઢણું જરા આઘું કરી તે બોલી:—" રાજ્યનું કુશળ છે ? "

સૌએ એક અવાજે ઉત્તર આપ્યું:—" જી હા. "

રાણી:—" ધર્મ અખંડ છે ? "

સભાસદો:—" જી હા. "

રાણી:—" રાજ્યમાં અશાંતિ નથી ? "

સભાસદો:—" જી ના. "

ત્યાર પછી કાર્યનો આરંભ થયો. સેનાપતિ દીનકૃષ્ણ બોલ્યો:- " કતલુખાં નરાજ આવી પહોંચ્યો છે. "

રાણી:—" હું એ વાત જાણું છું. "

સૌ સભાસદો વિસ્મિત થઇ રાણી તરફ જોઇ રહ્યા.

રાણી:—" પણ મ્હને લાગે છે કે ત્હમે એક બીજા સમાચાર જાણતા નહિ હો. "

સૌ સભાસદો:—" શા ? "

રાણી:—" દનાર્દનરાય પંદરહજારની સેના લઇ પતરક આવેલો છે."

આ સમાચાર સાંભળી સૌ સ્તબ્ધ થઇ ગયા. રાણી પોતાનું વાક્ય પૂરું કરી તરત ભૃગુરામ તરફ જોવા લાગી. જોયું તો ત્હેનું મુખ કાંઇક પ્રસન્નતાનો અનુભવ કરતું હોય તેમ લાગ્યું પણ બીજીજ ક્ષણે તેણે કૃત્રિમપણે વિસ્મય ભાવ ધારણ કર્યો. ચતુર રાણી એનો એ ભાવ પણ કળી ગઇ. ભૃગુરામના વદન ઉપરથી પોતાની દૃષ્ટિ ખેંચી રાણી-

એ ગદાધર સામું જોયું ને તેને કહ્યું:—" કાલે રાત્રે તમારે ગુપ્ત રીતે દનાર્દનના ઉપર છાપો મારવાનો છે. એને હરાવવાનો ભાર તમારા ઉપર મૂકવામાં આવે છે. "

દીનકૃષ્ણ ખિન્નવદને બોલ્યો:—" રાણિ મા, હવે રાજ્યનું રક્ષણ થાય એમ મ્હને લાગતું નથી. એક તરફ કતલુખાં ને બીજી તરફ દનાર્દન ચડી આવ્યો છે. તો આ વ્યવહારથી આપણને લાભ થવાનો સંભવ નથી. તો છાપો મારવાનો વિચાર માંડી વાળાય તો સારૂં. "

રાણી જરા ઉત્તેજીત સ્વરે બોલી:—" હાથીની ચારે બાજુએ કૂતરાનાં ટોળાં ભસવા લાગે, તેથી હાથી બ્હી જશે કે? બહાદુર સેનાપતિ ! આપ શામાટે શંકા કરો છો? ત્હમે જો જો કે બંને શત્રુની સેનાઓને આપણે એક ફુંકે બે ઘડીમાંજ ઉડાડી મૂકીએ છીએ કે નહિ?"

વૃદ્ધ સેનાપતિ આવેગ પૂર્ણ સ્વરે બોલ્યો:—" માજી, જો તેમ કરી શકો તો હું આપના સિંહાસન પાસે ઉભો રહી આપનું ચિર. કાલ દાસત્વ કરીશ. "

મંત્રી ભૃગુરામ જરા હાસ્ય કરતો કરતો બોલ્યો:—" સેનાપતિ હવેવૃદ્ધ થયા છે. ને એ અવસ્થામાં તો સ્ત્રીઓ ને છોકરાં ઉપર આ-ધાર રાખ્યા વિના ચાલવાનું નહિ. "

ભૃગુરામના શબ્દો ઉપર ધ્યાન ન આપતાં દીનકૃષ્ણ બોલ્યો:-" રાણિ–મા, એક દહાડો અમે ત્હમારી સૂચના પ્રમાણે ન વર્ત્યા; તેથીજ દનાર્દન છટકી શક્યો છે. ને તેથીજ રાજાજીને આવે સમયે રાજધાનીની બહાર જવાની કફોડી સ્થિતિ આવી છે. હવે અમે કદિ પણ આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરીશું નહિ. હવે શું કરવાનું છે? તેનીજ આજ્ઞા કરો. આપણી પાસે હાલ વીશ હજાર સૈન્ય છે. "

રાણીઃ—" એટલું તો ઘણું છે. "

હવે ભૃગુરામથી રહી શકાયું નહિ; તે બોલ્યો:" એટલું તો ઘણું છે ? કતલુખાં પાસે ત્રીશ હજાર સેના છે. વળી દનાર્દન પાસે પંદર હજાર છે. એ બંનેની સામે આપણું વીશ હજાર લશ્કર ઘણું છે ?"

સૌ આ આક્ષેપનો ભાવ સમજ્યા. પરંતુ કોઇએ એનું કશું ઉત્તર આપ્યું નહિ. રાણી પોતાનો મનનો ક્રોધ મનમંજ શમાવી દઈ મંદહાસ્ય કરી બોલીઃ—" મ્હેં સાંભળ્યું છે કે મંત્રી ભૃગુરામ એક મહા વીરપુરુષ છે. મ્હને એમની હિંમતનો ને બળનો ભરોંસો છે કે આવતી કાલની રાત્રે તે આપણને પુષ્કળ મદદ કરશે. " ભૃગુરામનું વદન પ્રફુલ્લિત થયું. તે બોલ્યોઃ—" હું તૈયાર છું, મ્હને શી આજ્ઞા છે ? "

રાણીઃ—" જે કરવાનું છે તે હું આપને કાલે સાંજે કહીશ. "

થોડીવારે સભા બરખાસ્ત થઇ. ઓરડાનું દ્વાર ઉઘડ્યું. ને એકે એકે સૌ નમન કરી જવા લાગ્યા. માત્ર દીનકૃષ્ણ, ગદાધર ને કરિમશાને રાણીએ રોકાવાનો ઇસારો કર્યો એટલે તેઓજ બાકી રહ્યા.

રાણી ગદાધરને સંબોધી બોલીઃ—" આપ સૈન્ય સાથે તૈયાર રહેજો. એક હજાર ઘોડેસ્વારોને લેવાના છે. પાયદળ સૈન્ય લેવાનું નથી. કાલે બપોર પછી પ્રયાણ કરવાનું છે. પણ તે પહેલાં એકવાર મ્હને મળી જજો. શી રીતે કરવાનું છે ? તે તમને ત્યારે કહીશ. હવે અત્યારે તમે જઈ શકો છો. "

ગદાધર ગયો. એટલે રાણી કરિમશા સામું જોઇને બોલીઃ— " આપે પણ આપની સેના સાથે તૈયાર રહેવું. "

કરિમશાઃ—" મ્હારે ક્યાં જવાનું છે ? "

રાણીઃ—" તે ત્હમે કાલે સાંજે સાંભળશો. "

કરિમશાઃ—"આપનો હુકમ થશે તો હું જહાન્નમમાં જવાને પણ તૈયાર છું." હવે કરિમશા પણ ગયો.

હવે માત્ર દીનકૃષ્ણ રહ્યો.

રાણીઃ—"આવતી કાલે મધ્યાન્હે આપ મ્હને મળજો. વળી હમણાંજ એકસો તીરંદાજ સેનાની જરૂર છે. તો કૃપા કરી ત્વરાથી મોકલાવી આપો."

દીનકૃષ્ણઃ—"જેવી આજ્ઞા."

આટલું બોલી વંદન કરી દીનકૃષ્ણ પણ ગયો. એટલે મંત્રણાગાર ખાલી થયું, છતાં રાણી ઉઠી નહિ. તેણે નગરપાલને બોલાવવા એક ઘોડેસ્વાર અનુચરને દોડાવ્યો. થોડીવારમાંજ નગરપાલે આવી નમન કર્યું.

રાણીઃ—"આપ એક રાજ્યભક્તને પ્રવીણ અમલદાર છો; એટલે આપના ઉપર એક જરૂરનો કાર્યભાર મૂકાય છે. ને તે એ કે કાઠગુડી નદી ઉતરીને પેલે કાંઠે કોઇને જવા પણ ન દેવું. ને એ સ્થળેથી કોઇ ચરને અહીંઆં આવવા પણ ન દેવો."

નગરપાલઃ—"આપણો સાંકેતિક શબ્દ કહે તોપણ?"

રાણીઃ—"હા, સાંકેતિક શબ્દ કહે તોપણ. બહુ જરૂરનું કામ હશે તો હું એને મ્હારા હાથની સહીવાળી રજાચિઠ્ઠી આપીશ. એ રજાચિઠ્ઠી વિના કોઇને જવા દેશો માં. તેમ છતાં જો કોઇ માણસ છાનોમાનો કે પરાણે જવાને યત્ન કરતો જણાય તો તેને મારી નાંખજો. ટુંકામાં કહેવાનું એ કે નગરબહાર માત્ર મ્હારા ગુપ્ત ચરો અને સૈન્ય સિવાય કોઇ જઇ શકે નહિ; તેવો પાકો બન્દોબસ્ત કરો."

નગરપાલઃ—"જેવી આજ્ઞા."

રાણીઃ—"બીજી એક વાત ધ્યાનમાં રાખો. આજે થોડીવાર

પછી એક માણુસ કોઇનો પત્ર લઇ બહાર જશે. તેને આપ બન્દી કરજો. ને તેનાં વસ્ત્રો તપાસજો. એટલે તેમાંથી એક પત્ર નીકળશે તે તમે મ્હારી પાસે લાવજો."

નગરપાલઃ—"જેવી રાણી સાહેબની આજ્ઞા."

રાણીઃ—"બીજું પણ એક કહેવાનું છે. આજે નદીઓમાં જેટલી નૌકાઓ છે તેને સ્વાધીનતામાં લઈ નગર નજીક કાઠજુડીમાં એકત્ર રાખજો. કાલે સંધ્યાકાળ પહેલાં આ કામ થઈ જવું જોઇએ."

"જેવી આજ્ઞા" કરી નગરપાલ વિદાય થયો.

એટલામાં એક પ્રહરીએ આવી સમાચાર આપ્યા કે તીરકામઠાં વાળા એક સો માણુસો તૈયાર છે. ને આજ્ઞાની રાહ જોઇ દ્વારમાં ઉભા છે.

રાણીએ તેના ઉપરીને એટલે દલપતિને પોતાની પાસે બોલાવ્યો. તેણે આવી રાણીને વંદન કર્યું.

રાણી તેના તરફ તીક્ષ્ણનયને જોઇને બોલીઃ—"જોતાં ઉમરમાં તો તમે બાલક લાગો છો."

દલપતિઃ—"જ્ઞાન ને બુદ્ધિનું માપ કાંઇ ઉમર ઉપરથી થતું નથી મહારાણી સાહેબ!"

આ ઉત્તર સાંભળી રાણી સંતુષ્ટ થઇ.

રાણીઃ—"તમારા તાબામાં કેટલા તિરંદાજો છે?"

દલપતિઃ—"એક સો."

રાણીઃ—"તેઓ નિશાન તાકવામાં કેવા છે?

દલપતિઃ—"બહુજ આબાદ."

રાણીઃ—"કર્ત્તવ્યનિષ્ઠ કેવા?"

દલપતિઃ—"મ્હારી આજ્ઞા મળે તો તેઓ મ્હારા પિતામહ

દીનકૃષ્ણને વીંધી નાંખવાની પણ વાર કરે નહિ એવા. "

રાણી;—" ત્યારે ત્હમે સેનાપતિ દીનકૃષ્ણના પૌત્ર ? બહુ સારૂં-તમને જોઇ હું પ્રસન્ન થઈ. હવે મ્હને તમારે વિષે લેશ પણ સંકોચ રહ્યો નથી. આપના ઉપર હવે હું એક ગુરુતર ભાર મૂકુંછું ને મ્હને ભરોંસો છે કે દીનકૃષ્ણનો વંશધર કર્ત્તવ્યચ્યુત થશે નહિ. "

દલનો ઉપરી નીચે મુખે રાણીનો આદેશ સાંભળવા તત્પર થયો.

રાણી:—" ત્હમે સાંભળ્યું તો હશેજ કે નરાજમાં કતલુખાંની છાવણી પડી છે. ને પતરકમાં હમણાં દનાર્દન આવી છાવણી નાંખે છે. પરંતુ આ બંને જણાને એક બીજાની છાવણી ક્યાં છે ? તેની ખબર હોત તો તેઓ એકડાજ થાત. તો તમારે કરવાનું એટલું કે તેઓ એક બીજાની છાવણીથી અજાણ્યા રહે એમ કરવું. તેમ શી રીતે થાય ? તે તમને સમજાવું. તમારે તમારી સેના લઈ નરાજની દક્ષિણ પશ્ચિમે-ચાર પાંચ ગાઉ દૂર, કતલુખાં અને દનાર્દનનાં લશ્કરોની વચ્ચે જવું. તમારા તીરંદાજોને થોડે થોડે છેટે ગોઠવવા. અને નરાજમાંથી કોઇ માણુસ પતરક ભણી ન જાય; તેમ પતરકમાંથી કોઇ માણુસ નરાજભણી ન જાય એ વિષે કાળજી રાખવી. "

દલપતિ:—" ઉત્તમ; પણ જો કોઇ જવાને યત્ન કરતું હોય તો ?"

રાણી:—" તો તમારે તેને ના પાડવી; ને તેમ છતાં ન માને તો નાશ કરવો. "

દલપતિ:--" બીજી કાંઇ આજ્ઞા છે ? "

રાણી:—" હા; સાંભળો. આવતી કાલે રાત્રે એક પહોર કે દોઢ પહોરને સમયે તમારે જમીન ઉપર કાન રાખી અવાજ સાંભળવો. જ્યારે તમને લાગે કે પુષ્કળ માણસો તમારા તરફ આવવાનો અવાજ સંભળાય છે; ત્યારે તમારે. માણુસોને કહેવું કે સૌએ નદી

ભણી ખસી આવવું. એ લશ્કર તમે રોકેલે સ્થાને આવે; ત્યારે તમારે નિઃશબ્દે નરાજભણી આગળ વધવું. રસ્તામાં તમને આપણા સેનાપતિ મળશે. તે તમને જે આજ્ઞા કરે તેમ તમારે વર્તવું. "

દલપતિઃ—"મહારાણીની આજ્ઞા શિરે ચઢાવું છું. હું હમણાંજ રવાના થાઉં છું."

રાણીઃ—"નદી ઉતરવા માટે તમારે રજા ચિઠ્ઠી જોઇશે; તે વિના તમને સામે કાંઠે જવા નહિ દે. માટે તમે તે પણ લેતા જાઓ."

આટલું કહી રાણીએ તેને રજા ચિઠ્ઠી લખી આપી. તે લઇ દલપતિ વિદાય થયો. ત્યાર પછી રાણી એ નિર્જન ઓરડામાં બેસી ઓઢીઆનું §માનચિત્ર જોવા લાગી.

---

પરિચ્છેદ ત્રીજો.

## અદ્ભુત યોજના.

दूतं चैव प्रकुर्वीत सर्वशास्त्रविशारदम् ।
इङ्गिताकारचेष्टं च शुचिं दक्षं कुलोद्गतम् ॥

(મનુસ્મૃતિ.)

રાણી જ્યારે મંત્રણાગારમાંથી ઉઠી, ત્યારે રાત્રિના બે પહોર વીતી ગયા હતા. તેણે પોતાના શયનાગારમાં આવી જોયું તો નિર્મળા ભોંયે બેઠી બેઠીજ ઉંઘી ગઇ હતી.

પરંતુ રાણીની આંખોમાં લેશ પણ નિદ્રા નહોતી; તે બારીએ આવી ઉભી. તેણે જોયું તો આકાશ અંધકારમય હતું, કેમકે તે

§ માનચિત્ર—નકશો.

દિવસે કૃષ્ણપક્ષની દ્વાદશીની તિથિ હતી. નભોમંડળમાં અંગારા પેઠે નક્ષત્રો ચળકતાં હતાં. રાણી એક આસન તાણી લઈ બારી પાસે બેઠી.

આકાશમાંથી જે તરફથી કાંઇકે પ્રકાશ જણાતો હતો તે તરફ રાણી પોતાની દૃષ્ટિ સ્થાપીને બેઠી. ઓઢીઆના ભાવિમાં શું છે? તે જાણે એ પ્રકાશમાં રાણી જોતી હોયની? પરંતુ એ પ્રકાશમાં રાણી કાંઈ મંગલભાવિ જોઈ શકી નહિ. એટલે એનું આખું શરીર કંપી ઉઠયું. ને તેના મુખમાંથી એક દીર્ઘનિઃશ્વાસ હૃદય ભેદીને બહાર નીકળ્યો.

એ વખતે એક દાસીએ આવીને સચાચાર આપ્યા કે નગરપાલ આપનાં દર્શન કરવાને નીચે આવી ઉભેલા છે. આ સાંભળી રાણી તરત પોતાની બેઠકમાં ગઇ. નગરપાલે રાણીને જોઇ દૂરથીજ પ્રણામ કર્યા; અને દાસીના હાથમાં એક પત્ર આપતાં આપતાં કહ્યું:—"રાણિ મા, આપે મ્હને જે કહ્યું હતું તે યથાર્થ નીવડયું."

રાણીએ દાસીના હાથમાંથી પત્ર લઈ તેને વિદાય કરી. ત્યાર પછી નગરપાલ તરફ ફરી રાણી બોલી:—"આ પત્રવાહકને કેદી કર્યો છે ના?"

નગરપાલ:—"જી હા."

રાણી:—"મ્હારી બીજી આજ્ઞા ન મળે ત્યાં લગી એને છોડશો માં. એ કાંઇ કબૂલ કરે છે?"

નગરપાલ:—"એ એટલું કહે છે કે મંત્રી ભૃગુરામે મ્હને દનાર્દન પાસે મોકલ્યો હતો."

રાણી કાંઇક વિચારમાં પડી.

રાણી:—"આપના તાબામાં કેટલું લશ્કર છે?"

નગરપાલ:—"ચારહજાર ત્રણસો અગિયાર."

રાણી:—એમાંના ચારહજારને કાલે સંધ્યાકાલે નદી કાંઠે એકઠું

કરવું. નગરમાંથી તમને બીજી મદદ પણ મળે તેવીપણ વ્યવસ્થા થશે. એ એકત્ર કરેલા લશ્કરને નદીની આ બાજુ, પશ્ચિમ દિશા તરફ, છૂટું છૂટું સાત ગાઉ લગી ગોઠવવું. બીજું કહેવાનું કાલે કહેવાશે."

નગરપાલઃ—"કઈ નદી ઉપર રાણીમા !"

રાણીઃ—"કાઠજૂડી નદી ઉપર."

નગરપાલઃ—"મહારાણીની આજ્ઞા માથે ચડાવું છું."

રાણીઃ—"હવે તમે જઇ શકો છો. સાવધાન રહેજો કે મ્હારી સહીની રજાચિઠ્ઠી બતાવ્યા વિના કોઇને પણ નગર બહાર જવા દેશો માં"

નગરપાલક પ્રણામ કરી ચાલ્યો ગયો. રાણીની કાર્યદક્ષતા જોઇને નગરપાલના મનમાં ઘણી શ્રદ્ધાભક્તિ ઉપજી હતી. ને તેને આશા બંધાઇ હતી કે રાણીથી આ સમયે રાજ્યની રક્ષા થાય તો થાય. આથી રાણીની આજ્ઞા, પ્રાણાર્પણ કરીને પણ તે પાળવા તત્પર થયો હતો.

હવે રાણી પેલો પત્ર લઇ દીવા પાસે ગઇ, અને પત્ર વાંચ્યો તેમાં આ પ્રમાણે લખ્યું હતું.

'આવતી કાલે રાતે તમે જ્યારે અસાવધ હશો ત્યારે બંગાલી ગદાધર સૈન્ય લઇ તમારા ઉપર આક્રમણ કરશે. માટે સાવચેત રહેજો."

\+ × × + + + +

"કતલુખાં નરાજમાં આવેલ છે. રાજ્ય આપનું, પણ બંગાળી સ્ત્રી મ્હારી છે હો."



પત્રની નીચેની લીટીઓ વાંચતાં રાણીનું વદન લાલ થયું. તે ધીરે સ્વરે બોલીઃ-"હાં." પત્રની છેલ્લી લીટીઓ વાળોઃ—"કતલુખાં

નરાજમાં આવેલ છે. રાજ્ય આપનું, પણ બંગાલી સ્ત્રી મ્હારી છે.” એ ભાગ રાણીએ ચપ્પુવડે કાપી નાંખ્યો. ને ફાડી ફેંકી દીધો. ને ઉપરનો ભાગ સાચવી રાખ્યો. હવે પોતે શય્યાગારમાં જતી હતી ત્યાં છેટેથી પગલાંનો અવાજ સંભળાયો.

રાણીએ દાસીને કહ્યુઃ—“ ધારૂં છું કે મ્હારા ગુપ્ત અનુચરો પાછા આવ્યા લાગે છે. જોતો બહાર કોણ છે ?”

રાણીનું અનુમાન સત્ય હતું, ચરો નગર બહાર જવા નીકળેલા, પણ તેમની પાસે રજાચિઠ્ઠી નહોતી; એટલે નગરપાલે જવા દીધેલા નહિ. તેથી રાણી પાસે રજાચિઠ્ઠી લેવા આવેલા હતા.

પોતાની આજ્ઞા પ્રમાણે નગરપાલકે સાવધાની ભર્યો પહેરો રાખ્યો, જાણી રાણીને સંતોષ થયો ! સૌને રજા આપી રાણીએ તેમાંના બે જણને રોકયા. તેમાંનો એક નટવર હતો, બીજો દ્વિજવર હતો.

બહારના ઓરડામાં નટવરને બેસવાનું કહી રાણી દ્વિજવરને એક અંદરના ન્હાના ઓરડામાં લઇ ગઈ. અને પછી એ ન્હાનકડા ઓરડાનું દ્વાર બંધ કર્યું. બહાર દાસીને પહેરો ભરવાની સૂચના કરવાનું કામ પણ રાણી ભૂલી નહિ.

દ્વિજવર સમજ્યો કે કાંઇ બહુજ જરૂરનું કામ હોવું જોઇએ. ને તેનું એ ધારવું સાચું હતું.

રાણીઃ—“ દ્વિજવર, હ્મારાં બૈરાં છોકરાં કયાં છે ? ”

દ્વિજવરઃ—“ રાણીમા, આ નગરમાંજ છે. ”

રાણીઃ—“ દેશમાં મુસલમાનો પેઠા છે, એ વાત હ્મે સાંભળી છે ?”

દ્વિજવરઃ—“ કેમ સાંભળી ન હોય ? એ વાત તો આખો દેશ જાણે છે. ”

રાણીઃ—“ તેઓ શું કરવા આવેલા છે તે જાણો છો ? ”

દ્વિજવરઃ—" દેશ લૂટવાને. "

રાણીઃ—" એક લૂટ કરવાનેજ આવેલા છે એમ સમજશો માં. તેઓ ત્હમારાં સ્ત્રી પુત્રાદિને કાપી નાંખશે. ને ત્હમારાં દેવસ્થાનો તોડશે. વળી ત્હમારી પૂજ્ય દેવપ્રતિમાઓને તોડી ફોડી કકડા કરશે. એ વાત ભૂલશો માં. અત્યારે માત્ર આધાર હોય તો પ્રભુનોજ છે."

દ્વિજવરઃ—" અને બીજો આધાર આપનો છે રાણિમા ! હવે મ્હારે શું કરવાનું છે તે ફરમાવો. હું મ્હારો પ્રાણ આપીને પણ આપની આજ્ઞાનું પાલન કરીશ."

રાણીઃ—" ત્હમે આ પત્ર લઇ ઘોડેસ્વાર થઇ પતરકને માર્ગે જાઓ. પતરક જવાના બે રસ્તા છે, માટે જે રસ્તો ચૌધરની અંદર થઇને જાય છે તે રસ્તે તમારે જવું. તમારે પતરક લગી પહોંચવું નહિ પડે. રસ્તામાંજ ચૌધરમાં તમને દનાર્દનનો મેળાપ થશે ! તેને તમે આ પત્ર આપી કહેજો કે મંત્રી ભૃગુરામે આ ચિઠ્ઠી આપેલી છે. મ્હારું કહેવું સમજ્યા કે નહિ ? "

દ્વિજવરઃ—" બરાબર સમજ્યો ! રાણી સાહેબ ! "

દ્વિજવરના હાથમાં પેલી ભૃગુરામની લખેલી ચિઠ્ઠી આપતાં રાણી બોલીઃ—" જો તમને દનાર્દન પૂછે કે કતલુખાંનું સૈન્ય કેટલેક છેટું છે ? તો ત્હમે કહેજો કે હજુ કલુખાંનું સૈન્ય મયુરભંજમાં છે. હવે આ પત્ર ત્હમે વાંચી જાઓ. ને તેમાં ભૃગુરામે દનાર્દનને શું લખેલું છે ? તે સમજી જાઓ. સમજી રાખવું સારૂં છે. કેમકે રસ્તામાં પત્ર પડી જાય તો મ્હોંએથી પણ સંદેશો પહોંચાડી શકાય."

દ્વિજવર ભણેલો તેમજ બુદ્ધિમાન હતો. મૂર્ખ માણસને રાણી કદિ નોકર રાખતી નહિ; ને રાખતી તો જોખમી કાર્યનો ભાર તેના

પર કદિ મૂકતી નહિ. દ્વિજવર ચિઠ્ઠી વાંચીને બહુજ વિસ્મિત થયો. તે બોલ્યોઃ—" આ ચિઠ્ઠી શું ખરેખરી ભૃગુરામેજ લખેલી છે ?"

રાણીઃ—" હા. દનાર્દન એ ચિઠ્ઠી જોતાંજ ભૃગુરામના હસ્તાક્ષર ઓળખશે. "

દ્વિજવરઃ—" તો પછી આ ચિઠ્ઠી એને શા માટે પહોંચડાવો છો રાણીસાહેબ ?

આ ચિઠ્ઠી વાંચીને તો દનાર્દન સાવચેત થઇ જશે. ને આપણો હલ્લો નિષ્ફળ નીવડશે "

રાણીઃ—" ચિઠ્ઠી મોકલાવવાનો મ્હારો ઉદ્દેશ તમે પછી સમજી શકશો. અત્યારે તો હું તમને કહું તે પ્રમાણે એક ચિઠ્ઠી લખી આપો. લ્યો પણેથી કાગળ ને કલમ. "

કાગળ, કલમ લઇ દ્વિજવર લખવા તૈયાર થયો. રાણી વ્રજસુંદરી ઉત્કલભાષા બોલી શકતી હતી, કેમકે તે ભાષા બોલતાં તે શીખી હતી. પણ લિપિ ભેદને લીધે તે બરાબર લખી શકતી નહોતી. રાણી જેમ જેમ બોલતી ગઇ; તેમ તેમ દ્વિજવર લખવા લાગ્યો. પત્ર પૂરો લખાવ્યા પછી રાણી તે વાંચવા લાગી.

---

### પત્ર.

મહામહિમાન્વિત વીરકુલધુરંધર શ્રીયુત દીનકૃષ્ણરાય સેનાપતિ
પ્રતિ.

૧ આશીર્વાદ.

૨ વિદ્રોહી દનાર્દનને હરાવી ત્હમે પાછા રાજધાનીમાં આવવાના છો; એ સમાચાર જાણી અમને સંતોષ થયો છે. આપ હમણાં

રાજધાનીમાં પાછા ફરશો નહિ; પણ આપનું સાતહજારનું સૈન્ય લઇ ચૌધરમાંજ રોકાજો. આજે રાત્રે તમારી મદદ માટે બીજું પાંચહજારનું લશ્કર મોકલશું. આપ તે તમામ સૈન્ય લઈ કતલુખાં ઉપર આક્રમણ કરજો. ને નરાજમાં કતલુખાંને હરાવજો. રાજધાનીના રક્ષણ માટે આપે ચિંતા ન કરવી; કેમકે રાજધાનીના રક્ષણ માટે પચાશ હજારનું સૈન્ય તૈયાર છે.”

પત્ર વાંચી રાણીએ નીચે પોતાના અક્ષરો “ રાણી વ્રજસુંદરી ” એટલા લખ્યા.

દ્વિજવર વિસ્મિત થઇ બોલ્યોઃ—“ રાણિ–મા ! હું તો આમાં કાંઈ સમજી શકતો નથી. એ લખાવેલો પત્ર પોતાની પાસે રાખી રાણી હસતી હસતી બોલીઃ-“ દ્વિજવર ! એ અર્થ તમે કાલે રાત્રે સમજી શકશો; અત્યારે ખુશીથી જાઓ.”

દ્વિજવર ગયો એટલે રાણીએ નટવરને બોલાવ્યો. નટવર એ ન્હાનકડા ઓરડામાં આવ્યો, એટલે રાણીએ તે ઓરડાનું દ્વાર પહેલાંની પેઠે બંધ કરાવ્યું.

રાણીઃ—“ નટવર ! સૌ મ્હને રાણીસાહેબ કહીને બોલાવે છે; પણ તું મ્હને ‘મા’ સિવાય બીજું કાંઇ કહેતો નથી. તો શું તું મ્હને ખરેખર માના જેવીજ ગણે છે ? ”

નટવરઃ—“ હું મહાપ્રભુના શપથ ખાઇ કહું છું કે હું આપને સગી જનેતા કરતાં પણ વધારે માનું છું. આપે મ્હારાં બૈરાં–છોકરાંને આશ્રય આપ્યો છે. વળી આપેજ મ્હારા જીવનની રક્ષા પણ કરેલી છે. વળી મ્હને મનમાનતી દોલત પણ આપી છે તો આપનાથી વધારે હિતકર મ્હારું આ સંસારમાં બીજું કોણ છે ? ”

રાણીઃ—“ ઠીક, તો તું આજે મ્હારા પુત્રનું કામ કર.”

નટવરઃ—' ફરમાવો માજી ! ”

રાણીઃ—' જો કામ બહુ જોખમી ને ગંભીર છે. ત્હારૂં જીવન પણ એથી જોખમમાં આવવાનો પૂરો સંભવ છે. ”

નટવરઃ—" માજી, જે દિવસે ત્હમારા કામમાં હું મ્હારું જીવન આપી શકીશ. તે દિવસને હું મ્હારા જીવનમાં મંગળમય દિવસ માની શકીશ. ”

આ સાંભળી રાણીનાં નયનો સજલ થયાં.

રાણીઃ—" નટવર ! આજે તો ત્હને જરૂરના રાજકાર્ય માટે મોકલાવવાનો છે. ”

ત્યારપછી રાણી નટવરને વિશેષ સમજુતી આપતાં બોલીઃ-- " નટવર ! તું મ્હારો દૂત છે. અને ધારી લે કે હું ત્હને ચોધર મોકલું છું. ધાર કે ત્યાં દીનકૃષ્ણરાય છે, ને તેણે દનાર્દન ઉપર જીત મેળવેલી છે. હવે તું રસ્તો ભૂલી ગયો છું. અને ભૂલ કરી પઠાણ સેનાપતિ કતલુખાંને તંબુએ નરાજમાં જઇ ચડયો છે. ને તારાં લૂગડાંમાંથી કતલુખાંનાં માણસોને આ પત્ર મળેલો છે. ”

એટલું કહી રાણીએ પેલો દ્વિજવરે લખેલો પત્ર નટવરને આપ્યો. એકવાર રાણીએ નટવરને એ પત્ર વાંચી સંભળાવ્યો. તે તેની મતલબ પણ સમજાવી. પછી પૂછ્યુંઃ—" કેમ હવે બધું સમજ્યો ? ત્હારી પાસે હું કશું પણ છૂપાવતી નથી. "

નટવરઃ--" આપ નિશ્ચિન્ત રહો માજી, આપનો આ પુત્ર કામ સંપૂર્ણ કરી ફરી માતાને ચરણે આવી પ્રણામ કરશે. ”

રાણીઃ—" પઠાણ સેનાપતિને તંબુએ સાંજને વખતે જજે. તે પહેલાં નહિ હો, આ કાર્ય ગુરૂતર છે; પરંતુ ત્હારી બુદ્ધિ અને શક્તિ પણ અસાધારણ છે. માટેજ ત્હને કાર્ય સોંપ્યું છે. હવે તું જઇ શકીશ.”

રજાચિઠ્ઠી આંપી રાણીએ નટવરને વિદાય કર્યો. આ સમયે પૂર્વ દિશામાં અરુણનો ઉદય થતો હતો. ને તેની લાલ છટા પ્રાચી દિશાને રંગવા લાગી હતી.

---

પરિચ્છેદ ચોથો

## નટવર અને લલાટી.

अनुरक्तः शुचि र्दक्षः स्मृतिमानदेशकालवित् ।
वपुष्मान् वीतभिर्वाग्मी दूतो राज्ञः प्रशस्यते ॥

( મનુસ્મૃતિ. )

મુસલમાન સેનાપતિ કતલુખાંની છાવણી નરાજના પહાડની તળેટીમાં પડેલી છે. ધોળા ધોળા અનેક તંબુઓની હારો પુષ્કળ પ્રદેશમાં પડેલી છે. અશ્વસૈન્ય, પાયદળ સૈન્ય, ગોલંદાજો વગેરે તમામ પ્રકારનું સૈન્ય તંબુઓમાં પડેલું છે.

એ તંબુઓની હારોની હારોના એક ભાગમાં નદીના કાંઠા ઉપર કતલુખાંનો વિશાળ તંબુ આવેલો છે. એના મુકામ માટે—એના પોતાનાજ ઉપયોગ માટે પચાસ સાઠ તંબુઓ છે કેટલાક તંબુઓ તેના રસોડા માટે, કેટલાક તેનાં દાસદાસીઓ માટે, કેટલાક તંબુઓ તેના હજુરીઓ માટે, કેટલાક તંબુઓ ત્હેનાં વાહનો માટે ને કેટલાક તંબુઓ તેની વિલાસ સામગ્રી માટે નાંખેલા છે.

વિલાસ સામગ્રીનો પણ કાંઈ તોટો નથી. સુંદર ગાલીચાઓ, નવયૌવના સુંદર રમણીઓ, કોમલ શય્યાઓ, અને મખમલજડિત સુંદર આસનોનો એ છાવણીમાં તોટો નથી. ઉત્તમ પ્રકારના શરાબો,

સુગંધી તમાકુ, અત્તરો, ગુલાબજળ વગેરે સામગ્રી ત્યાં પુષ્કળ પ્રમાણમાં રાખવામાં આવેલ છે. વળી કેટલાક તંબુઓમાં તો ઝગઝગતાં શસ્ત્રો પણ અગણિત ભરેલાં છે. મતલબ કે એ સમયના મુસલમાનો જેવા વિલાસી હતા, તેવાજ શક્તિવાળા હતા. આજે તો શક્તિ ગઇ છે. પણ માત્ર વિલાસિતાજ રહેલી છે !

આગળના પરિચ્છેદમાં વર્ણલો બનાવ બન્યો, તેને બીજે દહાડે સાંજને વખતે કતલુખાં પોતાના તંબુમાં બેસી ધૂમ્રપાન કરતો હતો. સરાબના પ્યાલા ઉદરમાં ઠાલવવાનું કામ પણ વચ્ચે વચ્ચે ચાલતું હતું. ને કેટલાક ઉંચા હોદ્દાના સૈનિક અમલદારો કતલુખાંની આસપાસ બેસી વાતો કરતા હતા. તે પ્રસંગે કતલુખાંએ પૂછ્યું.

કતલુખાં:—" કાસમ, નદી ઉતરવા માટે પૂલ પૂરો થયો કે નહિ. ? "

કાસમ:—" ના જનાબ, હજુ કાંઇક બાકી છે. "

કતલુખાં:—" હજુ કેટલોક બાકી છે ? ક્યારે પૂરો થશે ?

કાસમ:—" રાત્રિના એક પહોર ગયા પહેલાં પૂરો થઇ રહેશે."

કતલુખાં:—" તો શું આપણે આજની રાત પણ અહીંઆંજ ગાળવી પડશે ? "

એક ખુશામતીઓ કતલુખાંને પ્રસન્ન કરવાની ઇચ્છાથી બોલ્યો:—" જનાબ, પર્વતની તળેટીનો આ ભાગ બહુ સુંદર છે. એક બાજુ નદીનો દેખાવ, બીજી બાજુ પર્વતની શોભા એ પણ જોવા યોગ્ય છે. યુદ્ધ તો આપણા કિસ્મતમાં લખેલુંજ છે; તો પણ જીંદગીમાં અચાનક આવી મળી ગયેલી મઝાહ પણ તરછોડી દેવી ન જોઇએ. "

બીજો ખુશામતીઓ બોલ્યો:—" તો નાચનાવાળીને બોલાવો."

કતલુખાં સરાબનો તથા તાયફાઓનો પરમ ભક્ત હતો. એટલે તેનો જ્યાં જ્યાં મુકામ થતો; ત્યાં ત્યાં એ બે વાનાં તો તેની સાથેજ રહેતાં. જ્યારે બીજું કશું કામ ન હોય ત્યારે સરાબપાન તથા નૃત્ય ગીત ચાલતાં.

પૂલ પૂરો થયો નથી એ જાણી કતલુખાં કંઇક અન્યમનસ્ક થયો. એ અન્યમનસ્કતા દૂર કરવા તેણે એક તાયફાને બોલાવવાની આજ્ઞા કરી.

ઉસ્તાદોએ બજાવવાનાં સાહિત્યો સાથે એ સુંદર ગાનારી યુવતીઓએ ત્યાં પ્રવેશ કર્યો. એ યુવતીઓનો પોશાક મુસલમાની ઓરતોને છાજે તેવો હતો.

સિતારો, તબલાં ને સારંગીના નાદોની એકત્ર જમાવટ થઇ. અને તેમાં એ કોકિલકંઠી યુવતીઓનો મધુર સુર મળ્યો.

માઅમુર હો રહા હે આલમમેં નૂર તેરા
અઝ માહ તાબ માંહી સબ હે ઝુહુર તેરા
તું નૂર હર શર રહે હર સંગે નૂર તેરે,
હર આંખ તક રહી હે તેરેહીં મુંહકો પ્યારે.
હર કાનમેં હું પાતા માઅમુર નૂર તેરા,
જબ જીમેં યે સમાઈ જો કુછ કહે સો તેરા.
ફિર દિલસેં દુર કબ હો કુર્બો હુઝુર તેરા,
પુતલેમેં ખાક કે હે પ્યારે ગુઝર તેરા.

---

ગાનના સુંદર સ્વરો દિશામાં ગુંજી રહ્યા. ને તેણે શ્રોતાનાં શરીરોમાં તંદ્રા ઉત્પન્ન કરી. પણ આ જલસો પૂરો થયો નથી ત્યાં તો એક પહેરેગીરે આવી સલામ કરી કહ્યું

"જનાબઆલિ! બે જાસુસો પકડાયા છે."

કતલુખાં પોતાની ભમરો ચઢાવી બોલ્યોઃ—"જાસુસો? અને તે મ્હારે તંબુએથી?'

પહેરેગીર ચૂપજ રહ્યો.

એક સૈનિક અમલદાર બોલ્યોઃ—"ત્હેં કેમ જાણ્યું કે એ જાસુસો છે.?"

પહેરેગીરઃ—"તેમાંના એક માણસના લૂગડામાંથી ચિઠ્ઠી નીકળીછે."

કતલુખાંઃ—"ચિઠ્ઠી કયાં છે?"

પહેરેગીરઃ—"મનસબદાર સાહેબ પાસે."

કતલુખાંઃ—"જલ્દી મનસબદારને તથા બંને જાસુસોને અહીં લાવ."

ત્રણે જણાં તરત ત્યાં આવ્યાં. પકડાએલાં જાસુસોમાં એક પુરૂષ હતો, બીજી સ્ત્રી હતી. એ પુરૂષને આપણે પહેલાં જોયેલો હોવાથી ઓળખી શકીશું. એ પુરૂષ તે આપણો જાણીતો માણુસ નટવર હતો. પરંતુ પેલી સ્ત્રી સાથે આપણો અત્યાર લગી પરિચય થયો નથી. એટલે તેના પરિચયની જરૂર છે. જોકે એ પરિચય પામવાનું મહાભાગ્ય નટવરને તો ઘણા કાળથી થયેલું છે. કેમકે એ સ્ત્રી તે નટવરની અર્ધાંગના છે. એ અર્ધાંગના પોતાનાં ત્રણ ચાર બચ્ચાંકચ્ચાંને રાણી વ્રજસુન્દરીના આંગણામાં ફેંકી આવી પોતાના સ્વામી સાથે આ વિપત્તિવાળા પ્રસંગમાં સહભાગિની બનેલી છે. એ સ્ત્રીનું નામ લલાટી છે. લલાટી તેના ચાલાક પતિને બરાબર લાયક છે. ચાલાકીમાં તેમજ હિંમતમાં લલાટી કોઇ પણ રીતે નટવરથી ઉતરે તેવી નથી, પણ બે ચંદાવા વધે તેવી છે. લલાટી અંગે કૃશ છે. પરંતુ તેનું શરીર હીન-

બલ નથી. લલાટીનો વર્ણ શ્યામ છે, છતાં તેનું શરીર સુઘટિત અવયવવાળું તથા સુંદર છે. લલાટી વિગતયૌવના હોવા છતાં પણ લાવણ્યવતી છે. નટવરનો તેનાપર તેમજ લલાટીનો નટવરપર અપાર પ્રેમ છે. ને તેને લીધેજ તે આવા વિષમ પ્રસંગમાં પતિની સાથે શત્રુની છાવણીમાં આવેલી છે.

કતલુખાંના તંબુમાં પ્રવેશ કરી નટવરે કતલુખાંને પ્રણામ કર્યા. નટવરની દેખાદેખી લલાટીએ મનસબદારને સલામ કરી.

નટવર બોલ્યો:—" હજુરસા'બ "

લલાટી બોલી:—" બાદશા' સાબ "

કતલુખાંએ વગર બોલ્યે બંનેનું પગથી માથાલગી નિરીક્ષણ કર્યું; પરંતુ તે કાંઈ પણ બોલ્યો નહિ.

પછી કતલુખાંએ સેનાપતિ ભણી જોઈ ઇશારત કરી, એટલે સેનાપતિ સલામો ભરતો ભરતો આગળ વધ્યો અને કતલુખાંના હાથમાં તેણે નટવરનાં લુગડાંમાંથી મળી આવેલો પત્ર મૂક્યો.

કતલુખાંએ એ પત્ર આડો અવળો ફેરવી કાસમના હાથમાં મૂક્યો. કેમકે કતલુખાં ઓઢીઆની ભાષા લખી જાણતો નહોતો. પણ કાસમ તે જાણતો હતો. જોકે કતલુખાં લખી વાંચી જાણતો નહોતો તોપણ કોઈ બોલે તે સમજી શકતો હતો. કેમકે તે સમયના બંગાલાના ઘણા હિંદુઓ તથા મુસલમાનો ઉત્કલ ( ઓઢીઆ ) ની ભાષા શીખતા હતા. કેમકે સૌનું લક્ષ્ય ઓઢીઆ તરફ ખેંચાએલું રહેતું. તેનું કારણ એજ કે આખા હિંદુસ્તાનમાં ઓઢીઆએજ હિંદુની સ્વાધીનતાનું આજ લગી સગર્વભાવે રક્ષણ કરેલું હતું.

હશે, એનું ગમે તેમ હો. અત્યારે તો રાણી વજ્રસુંદરીએ જે પત્ર દ્વિજવરને હાથે લખાવેલો હતો તે પત્ર કતલુખાંના તંબુમાં

વંચાયો. એ પત્રની મતલબ સમજી સૌ સભાસદો ચમકી ગયા. કતલુખાં કાંઇજ બોલ્યો નહિ. પણ વિસ્મિત નેત્રે નટવર સામે તાકી રહ્યો.

નટવર પોતાનું શરીર કંપાવતો ભોંયે બેસી ગયો; અને હાથ જોડીને બોલ્યો. "હઝુર પાદશા" હું......હું......કાંઇ જાણતો નથી. મ...મ...મારો વાંક માફ કરો.

કતલુખાં:—"કાગળ લઇ તું ક્યાં જતો હતો?"

નટવર:—"હં...હં...હું કાંઇ જાણતો નથી."

કતલુખાં:—"આ કાગળ ત્હને કોણે આપેલો છે?"

નટવર:—"બ...બ...બાદશા'સા'બ! હું કાંઇ જાણતો નથી.

એટલામાં તો નટવરના બરડા ઉપર પાછળથી જોરથી એક લપડાક લાગી. એ લપડાક મારનાર બીજું કોઇપણ નહિ, પણ તેની અર્ધાંગનાજ હતી. લપડાક ખાતાંજ નટવર હઝુર હઝુર કરી બરાડા પાડવા લાગ્યો.

લલાટી મહાક્રોધ કરી બોલી:—"બાદશા'સા'બ પાસે પણ ખોટું બોલે છે? જ્યારે બાદશા'સાં'બ દેશમાં પધાર્યા છે; ત્યારે તારી રાણીનું રાજ્ય ગયુંજ સમજવું. તો સાચી વાત બોલને મારા પીટયા."

પછી લલાટી કતલુખાં સામે ફરીને બોલી:—"સા'બ! એ બધું જાણે છે, પણ ખોટું બોલે છે."

કતલુખાં લલાટીની રીત તથા વચનો સાંભળી ઘણો પ્રસન્ન થયો ને બોલ્યો "તું શું જાણે છે? તે બોલ."

લલાટી બોલવા લાગી:—"અમારા મલકમાં એક બંગાળી છોકરી આવેલી છે. ને એ અત્યારે રાજા થઇ છે. આ મારો રડયો એનો ભગત થયો છે. ને જ્યાં ને ત્યાં એની ચિઠ્ઠીઓ લઇને રખડે છે. એક દહાડો પણ ટાંગો વાળી ઘરમાં બેસતો નથી કેટલાય દિવસથી

એ ઘેર આવ્યો નથી; એટલે હું એને ઘેર તેડી લાવવા ગઇ હતી. તોપણ એ અભાગીઓ ઘેર આવ્યો નહિ. ને બોલવા લાગ્યો કે મ્હારે ચોધર જવું છે. મેં એને કહ્યું કે આપણે ઘેર ચાલ. એ કહે કે મ્હારે પશ્ચિમે જવું છે ને મ્હેં કહ્યું કે પૂર્વમાં ચાલ. એમ રકઝક કરી હું એને આ તરફ તાણી લાવી છું. હવે અહીંથી અમારૂં ઘર બહુ છેટે નથી. મ્હારૂં ઘર સામુટીમાં છે. ને તે અહીથી થોડુંજ દૂર છે."

આ લલાટીની વાત ઉપરથી કતલુખાંના સમજવામાં આવ્યું કે ચોધર તરફ ન જતાં આ માણુસ નરાજ પાસે શી રીતે આવ્યો?

કતલુખાં:—"બંદી, સાચું બોલ. તું કોની પાસે પત્ર લઇને જતો હતો?"

નટવર જોવા લાગ્યો.

લલાટી નટવર સામું જોઇ મ્હોં વિકૃતિવાળું કરી દાંત ભીંસી બોલી:—"જા, જા, મ્હારા પિટયા, ત્હારા સેનાપતિ પાસે જા." "બોલતાં બોલતાં લલાટી પોતાના હાથ લાંબા ટૂંકા કરતી હતી.

વળી લલાટી કતલુખાં ભણી જોઈ બોલી:—'બાદશા'સા'બ, આ નખોદીઓ સેનાપતિ પાસે જતો હતો. એનો સેનાપતિ એક લડાઇમાં જીત્યો છે એટલે ફુલાણો છે. અને ચોધરમાં બેડો બેડો હવા ખાય છે બાદછા સાબ, કોઇ રીતે એ રાંડ બંગાલી છોડીને અમારા મલકમાંથી મારી કાઢોને! એ છોડીએ તો અમારા મલકમાં ભારે કેર કર્યો છે. રાજાને પણ એ છોકરી જેમ નચાવે તેમ રાજા નાચે છે. દનાર્દનને પણ એણે કેદમાં પૂર્યો છે. ને હજુ એ રંડા બીજું શું શું નહિ કરે?'"

કતલુખાં હસીને બોલ્યો:—"તું કહે છે ત્યારે તો હવે હું જરૂર એ બંગાળી છોડીને મારી કાઢીશ."

લલાટી હાથ જોડી બોલી:—"તો બહુ સારૂં સા'બ. આજ અ-

મને અહીંઆં રહેવા દો. ને જો રહેવા દેવાં ન હોય તો એક માણુસને હુકમ કરો કે એ મ્હારી સાથે આવે. ને આ મ્હારા પિટયાને મારી સાથે સાથે પકડી લાવે. નહિ તો એ મ્હારી સાથે આવશે નહિ. હું એને ઘસડી ઘસડીને પણ હારી ગઇ છું."

કાસમખાં હસીને બોલ્યોઃ—"આજે તમે બંને જણાં બાદશાહનાં મેમાન છો. તો અહીંઆંજ રાત રહો."

લલાટી પ્રફુલ્લવદને "બહુ સારૂં સાહેબ" કહી સલામ ભરતી ભરતી બહાર ગઇ અને નટવર પણ તેની પાછળ પાછળ ગયો. પણ હવે તેમને બન્દી તરીકે રાખ્યાં નહોતાં. માત્ર નજર કેદી તરીકેજ રહ્યાં હતાં. નટવર અને લલાટી સમજતાં હતાં કે કોઇપણ પહેરેગીર કે કેદખાનું અમને લાંબો કાળ રાખી શકે તેમ નથી.

બંને બંદીવાનને રજા આપ્યા પછી કતલુખાંએ પોતાના તાબાના સેના નાયકોને બોલાવીને હવે શું કરવું ? તેનો વિચાર કરવા માંડયો. ઘણા તર્કવિતર્કો પછી તેમણે નક્કી કર્યું કે હવે રાજધાની કટક ઉપર આક્રમણ કરવું એ તો મિથ્યા પ્રયાસ કરવા જેવું છે. કેમકે ત્યાંતો પચાસહજારનું પ્રચંડ સૈન્ય તૈયાર છે. વળી કટક ઉપર આક્રમણ કરવામાં બીજી મુશ્કેલી એ પણ છે કે તેથી એક શત્રુ આગળ ને બીજો શત્રુ પાછળ થશે. કટક ઉપર ચડાઈ કરતાં પાછળથી આપણે દીનકૃષ્ણુરાયથી ઘેરાઈ જશું. દીનકૃષ્ણુરાય પાછળથી જો બારહજારનું સૈન્ય લઇને આવશે તોઆપણા લશ્કરને ખોરાક મળવો પણ કઠણ થઇ પડશે. માટે એ આપણા ઉપર હલ્લો કરે તે પહેલાં તો આપણે તેના ઉપર હલ્લો કરવો."

આ વિચાર બહુ ડહાપણવાળો લાગતાં તેમ કરવા વિષે ચર્ચા ચાલી. તેમાં એક લશ્કરી નાયક બોલ્યો કે "દીનકૃષ્ણુરાય પાસે બાર

હજારની સેના છે. ને આપણી પાસે ત્રીશ હજાર છે. તો બાર હજારની સેનાને તો આપણે એક ફુંકે ઉડાડી મૂકીશું."

એક ખુશામતીઓ બોલ્યો:—"તો હવે નાચ ચાલવા ઘો."

આ વાત કતલુખાંને ઠીક લાગી નહિ. તે બોલ્યો:—"આપણે અંધારામાં ગૂપચૂપપણે દીનકૃષ્ણરાય ઉપર ચૌધરમાં આક્રમણ કરવું છે. તો અંધારામાં આપણું ઝાઝું સૈન્ય નાશ ન પામે તે પણ જોવાનું છે."

હવે ચૌધરમાં રહેલા દીનકૃષ્ણના લશ્કર ઉપર અંધારામાંજ હલ્લો કરવાનું નક્કી થયું. એટલે રસ્તો બતાવનારા ભોમિયાની જરૂર પડી. ભોમિયાને બોલાવ્યા. તેઓ બોલ્યા કે ચૌધર અહીંથી છેટે નથી. એકાદ પહોરમાં તો આપણું લશ્કર ત્યાં પહોંચી જશે.

હવે પઠાણોની સેના તૈયાર થઇ. અત્યાર લગી તો સેના સમજતી હતી કે રાજધાની ઉપર હલ્લો કરવાનો છે. ને તેને માટે પૂલ પણ બંધાય છે. પરંતુ જ્યારે રાત્રિનો એક પ્રહર થયો ત્યારે રાજધાની ઉપર નહિ, પણ ચૌધર તરફ જવાનું લશ્કરને ફરમાન મળ્યું, ને નદી ઉતરવાની વાત તો તેને ઠેકાણેજ રહી. કતલુખાંએ સત્તાવીશ અઠ્ઠાવીશ હજારની સેના લઇ ચૌધર ભણી પ્રયાણ કર્યું. માત્ર પોતાના તંબુઓ વગેરે સાચવવા માટે બે હજાર માણસનું લશ્કર છાવણીમાં રહેવા દીધું. રાત્રિ અંધારી હતી. રસ્તો દેખાતો નહોતો. તોપણ કતલુખાં નિર્ભયપણે એ અજાણ્યે રસ્તે આગળ વધ્યો. નટવર પણ લશ્કરની સાથે દુર લગી તેની પાછળ પાછળ ચાલ્યો. ને જ્યારે તેને તક મળી ત્યારે તે જૂદો પડી ઘોડે બેસી રાણીને સમાચાર દેવા કટકમણી વિદાય થયો.

હવે જે સમય કતલુખાંનું લશ્કર ચૌધર ભણી ઉપડયું તેજ સમયે દના'ન પોતાના લશ્કરને ચૌધરમાં કુશળતાથી ગોઠવી, વ્યૂહરચના કરી, ગર્વમાં બોલતો હતો કે આજે હું બંગાલી સરદાર ગદાધરને

મ્હારી જાળમાં બરાબર સપડાવવાનો છું. ભલે તે પચાસહજારનું લશ્કર લઇ આવે તોપણ તે મ્હારી પાસે ખાટી જવાનો નથી. આજે એ બચ્ચાને હું મ્હારો બરાબર હાથ દેખાડીશ."

દનાર્દનને આપણે એકવાર ત્રિવેણી ક્ષેત્રમાં જોયો હતો. તે વખતે પણ તે સાપ જેવો હતો ને અત્યારે પણ સાપ જેવોજ છે. ફેર માત્ર એટલોજ કે તે વખતે એ સાપ પાંદડાંમાં સંતાઇ રહેલો હતો ને અત્યારે તે ફુંફાડા સારતો જાહેર રાજમાર્ગ ઉપર આવેલો છે. ભૃગુરામે હજુ લગી પડદે રમવાની રીત છોડી નથી; ને દનાર્દન ઉઘાડો પડયો છે. તો પણ દનાર્દનની અભિલાષા એવી હતી કે ભૃગુરામ પણ લશ્કર સાથે પોતાની સાથે આવી મળે તો સારૂં.

આથી ભૃગુરામને દનાર્દને ઉત્તરમાં લખ્યું હતું કે "આપનો પત્રો વાચતાં ઘણો સંતોષ થયો છે. મ્હેં બંગાલી સરદારનો સત્કાર કરવા માટે પુષ્કળ ભોજન તૈયાર કર્યું છે. ને આપ તે જાતે આવીને જોશો એ મ્હારી વિનતિ છે.

મતલબ કે દ્વિજવરે ભૃગુરામનો પત્ર દનાર્દનને પહોંચાડયો હતો. ને તેનો ઉત્તર લઇને પણ તે પાછો રાજધાનીએ પહોંચ્યો હતો. જ્યારે તે રાજધાનીમાં પહોંચ્યો ત્યારે સૂર્યનારાયણ પશ્ચિમ ક્ષિતિજની નીચે સંતાઇ ગયો હતો.



પરિચ્છેદ પાંચમો.

# સેનાપતિઓને આદેશ

**षट्कर्णो भिद्यते मंत्रो** (શુક્રનીતિ)
**मंत्ररक्षा सदा कुर्यात्** (વૃદ્ધ ચાણાક્ય નીતિ.)

---

રાણી વ્રજસુંદરી પોતાના ચરોના સમાચાર જાણવા બહુજ ઉત્સુક તથા ઉદ્વિગ્ન હતી. એની એ પણ ધારણા હતી કે જો નટવર પોતાનું કામ સફળ કરીને આવશે; તો મ્હારી બધી મુરાદ પાર પડશે. પણ જો નટવર પોતાના દૂતપણાના કાર્યમાં નિષ્ફળ નીવડશે; તો રાજ્ય વધારે મુસ્કેલીમાં મૂકાશે. પરંતુ શું નટવર પોતાના કામમાં નિષ્ફળ નીવડશે ખરો કે ? જ્યારે રાણીએ નટવરનાં પુત્ર પુત્રીઓ પાસેથી સાંભળ્યું કે લલાટી પણ નટવરની સાથે ગઈ છે; ત્યારે તો રાણીને વધારે આશા બંધાઈ. કેમકે રાણી જાણતી હતી કે લલાટી એ સ્થિર મતિવાળી સ્ત્રી છે. આથી રાણીનો લલાટી ઉપર ઘણો સ્નેહ હતો. ને રાણીએ આ દંપતી ઉપર પ્રસન્ન થઈ તેમને રહેવા માટે શહેરમાં એક સુંદર મકાન લઇ આપ્યું હતું.

સંધ્યાસમય પહેલાં રાણી પોતાના પ્રાસાદના ઉપરના ભાગમાં અસ્થિર ચિત્તે આમતેમ ફરતી હતી. કોઇ કોઇ વાર આઘે નજર નાંખી જોતી હતી, પણ નટવર તથા દ્વિજવરને ન દેખવાથી વળી પાછી આમતેમ ફરતી હતી. રાણીએ એકવાર ચારે દિશાએ દૃષ્ટિપાત કર્યો; તો દીઠું કે સૂર્ય જાણે લાલચોળ વદન કરી કટકને નિહાળી રહ્યો છે. મહાનદી પણ રડતી રડતી વહે છે. આખું નગર

નીરવ અને સ્તબ્ધ બનેલું છે. અને દુર્ગ પણ જાણે ભયચકિત અને ત્રસ્ત જેવો દેખાય છે! જાણે કાંઇક ભય અને કાંઇક વિષાદ ચારે દિશાઓને ઘેરીને ઉભેલ છે. પ્રબળ શત્રુ દ્વાર ઉપર આક્રમણ કરવાને ઉભેલો છે. કોઇ કોઇ મનુષ્યો નગર છોડી પલાયન કરી જાય છે, ને જેઓ પલાયન કરતાં નથી તેઓ આજે એક માણસના મ્હોં સામે તાકી રહ્યાં છે! તે વ્યક્તિ જાતે એક સ્ત્રી છે, વળી તેની અવસ્થા પણ તરૂણ છે. બધી અવસ્થાની પર્યાલોચના કરી રાણીએ ફરી એકવાર આકાશ તરફ જોયું. જાણે તે જ્ઞાન અને શક્તિ આકાશમાં શોધતી હોયની!

રાણીના હાથમાં ઓઢીઆનો નકશો રહેલો છે. એ નકશામાં પતરક, ચૌધર અને નરાજ એ સ્થાનો ક્યાં આવ્યાં? તેઓ વચ્ચે કેટલું અંતર છે? તેઓ એક બીજાની કઈ દિશામાં આવ્યાં? એ રાણીએ સેંકડોવાર જોયું છે; તો પણ રાણી એ નકશો હાથમાંથી છોડી શકતી નથી; ને વારંવાર જોયા કરે છે. પણ જ્યારે અંધકારને લીધે નકશામાં કશું દેખાયું નહિ; ત્યારે તેણે નકશાનું ગુંચળું વાળ્યું. ને તેને એક છાજલી ઉપર મૂકી દીધો.

એ વખતે એક દાસીએ આવી સમાચાર આપ્યા કે મંત્રણાગારમાં સેનાપતિ દીનકૃષ્ણ, ગદાધર, કરિમશા, ભૃગુરામ, નગરપાલ વગેરે એકઠા થયા છે. ને રાણી સાહેબના પધારવાની રાહ જોઇ રહ્યા છે.

તોપણ રાણી ઉઠી નહિ; તેમ કશું બોલી પણ નહિ.

થોડીવારે બીજી દાસીએ સમાચાર આપ્યા કે "દ્વિજવર પ્રણામ કરવાને આવેલો છે,"

આ સમાચાર સાંભળી રાણી તરત ઉભી થઇ; અને ત્વરિત પગલે નીચે ઉતરી. ને પેલા પૂર્વ પરિચિત ન્હાનકડા ઓરડામાં જઈ

ત્યાં દ્વિજવરને બોલાવ્યો. એ ઓરડામાં એક ન્હાનકડા આસન ઉપર સુંવાળી ગાદી બિછાવેલી હતી. તેનાપર રાણી બેઠી.

દ્વિજવરે આવી રાણીના ચરણમાં નમન કર્યું. અને દનાર્દને ભૃગુરામ ઉપર લખેલો પત્ર રાણીના હાથમાં મૂકયો. એ ઓરડામાં ઉજ-વળ દીપક સળગતો હતો, તેના પ્રકાશથી રાણીએ દનાર્દનનો લખેલો પત્ર વાંચ્યો. વાંચ્યા પછી રાણીનું મુખ પ્રફુલ્લિત થયું. તેના મનમાં પુનઃ શક્તિ અને હિંમતે જાણે પ્રવેશ કર્યો. તેને વિચાર આવ્યો કે જ્યારે એક સ્થળે કાર્ય સફળ થયું છે; ત્યારે ઘણે ભાગે બીજે સ્થળે પણ કાર્ય સફળજ થશે. ”

રાણીએ દ્વિજવરને રજા આપી નગરપાલને બોલાવ્યો. ને તેને ધીરેથી કાંઈક ઉપદેશ આપ્યો.

હવે નગરપાલ પાછો મંત્રણાગારમાં ગયો ને ભૃગુરામને કહ્યું કે રાણિમા આપનું સ્મરણ કરે છે.

સૌ પહેલાં ભૃગુરામનુ સ્મરણ થયું. એ વિચારે ભૃગુરામ ગરવે પ્રફુલ્લિત થયો. વક્રભાવે દીનકૃષ્ણના ઉપર એક કટાક્ષ ફેંકી ભૃગુરામ નગરપાલની પાછળ પાછળ ચાલવા લાગ્યો. પરંતુ નગરપાલ તેને જ્યાં રાણી બેઠી હતી ત્યાં લઇ ગયો નહિ, પણ એક બીજાજ ન્હાનકડા ઓરડા ભણી લેઇ ગયો. ને એ ઓરડામાં રાણી સાહેબની રાહ જોવાનું કહી, તેમાં ભૃગુરામને બેસાડી નગરપાલ ઓરડાની બહાર આવ્યો. અને ઓરડો બહારથી બંધ કરી દીધો. તરતજ એ ઓરડાની પાસે બે સશસ્ત્ર પહેરેગીરોનો પહેરો મૂકી દીધો. આમ કોઇ ન જાણે તેમ વગર ગડબડેજ ભૃગુરામને બંધીવાન બનાવી દેવામાં આવ્યો. હવે રાણી દીનકૃષ્ણ કરિમશા નગરપાલ વગેરેને એક એક બોલાવી કાંઇક છાનો છાનો ઉપદેશ કરવા લાગી. સૌની પાછળ ગદાધરને બોલાવ્યો.

સૌની પેઠે રાણીએ તેને પણ ઉપદેશ આપી રજા દીધી; પણ ગદાધર ગયો નહિ. રાણીની સામું જોઈ ઉભો રહ્યો. ત્યારે રાણી બોલી.

રાણીઃ—" તમારે કાંઇ મ્હને કહેવાનું છે ? "

ગદાધરઃ—" મ્હેં સાંભળ્યું છે કે પતરકમાં હવે શત્રુ નથી. તેઓ તો રાજધાની તરફ આગળ ધસેલા છે. તો હું પતરકમાં જઈ શત્રુની વાટ જોઇ શું કરૂં ? "

આ સાંભળી રાણીએ પોતાની ભ્રમરને સંકુચિત કરી.

ગદાધરઃ—" જેઓ યુદ્ધવ્યવસાયમાં પલોટાએલા છે, તેમનો મતામત લઇ કાર્ય કરવું ઘટિત છે. આપે કદિ ઉઘાડી તરવાર પણ..."

એ વાક્યને વચ્ચેથી જ અટકાવી રાણી બોલીઃ—" હું આપનો ઉપદેશ ચહાતી નથી. ઉપદેશ આપવા માટે આપને બોલાવ્યા પણ નથી. કરેલી આજ્ઞાનું પાલન કરવાની ઇચ્છા ન હોય તો આપે અત્યારેજ ઓઢીઆનો ત્યાગ કરી ચાલ્યાં જવું. એમાં ઓઢીઆને કાંઈજ લાભ હાનિ થવાની નથી."

ગદાધર તો આ ઉત્તર સાંભળી સ્તબ્ધ જ થઇ ગયો. તે સ્થિર દૃષ્ટિએ વ્રજબાલાની સામું જ જોઇ રહ્યો.

ગદાધરને ઉભેલો જોઇ વ્રજસુંદરી બોલીઃ—" કેમ ? શું નિશ્ચય કર્યો ? "

ગદાધરઃ—" નિશ્ચય કર્યો. સાત વર્ષ પહેલાં જેને એક ન્હાનકડા ગામડામાં જોએલ, ત્હેને અત્યારે સિંહાસન ઉપર જોઉં છું; ત્યારે લાગે છે કે આજ્ઞાનું પાલન કરવું એજ ઉચિત છે. પણ સાવચેતી રાખજો કે રખે એક રાત્રિમાં જ ઓઢીઆની સ્વતંત્રતા નષ્ટ ન થાય તથા રાજ્ય ઉચ્છિન્ન થઈ ન જાય."

આ વચને રાણી ચમકી ગઇ. તેને લાગ્યું કે " શું હું ભૂલતી તો નહિ હોઉં ? શું હું રાજ્યને અવનતિને માર્ગે તો નથી દોરી જતી ?"

પરંતુ ગદાધરનો આક્ષેપ યથાર્થ નહોતો; તેમ રાણીની ચિંતા પણ યોગ્ય નહોતી. કેમકે રાણીનું લક્ષ્ય પોતાની સુખસમૃદ્ધિ તરફ લેશ પણ નહોતું. પોતાના દેહ અને દેહધર્મોની આગળ–રાજાની આગળ–ને સૌની આગળ–એની નજરે અત્યારે એ.ઢીવાનું હિત જ રમી રહેલું હતું.

રાત્રિનો એક પહોર આ અવસ્થામાં વીતી ગયો; પણ રાણી ચિંતામગ્ન મટી નહિ. અચાનક એક દાસીએ આવી રાણીના ચિંતાપ્રવાહમાં હરકત કરી. આથી રાણી કાંઇક નારાજ થઇ. દાસી બોલી:– " રાણિમા, રાજાની પાસેથી દૂત આવ્યો છે." રાણીએ તેને તેડી લાવવાની ઇસારત કરી. દૂતે આવી રાણીને વંદન કર્યું, ને એક પત્ર રાણીનાં ચરણો પાસે મૂક્યો. એ પત્ર રાજાનો હતો. પત્ર લઇને રાણી વાંચવા લાગી.

" મ્હારી રાજ્યેશ્વરી, મ્હારૂં પરમપ્રિયસર્વસ્વ ! "

રાણીનાં નેત્રો જળે ભરાયાં.

દાસી તથા દૂતને બહાર ઉભાં રહેવાનું કહી રાણીએ ફરી પત્ર વાંચવામાં મન લગાડ્યું.

" મ્હારી રાજ્યેશ્વરી, મ્હારૂં પરમપ્રિય સર્વસ્વ ! "

" રાજ્યમાં ત્હારો યશ ને ત્હારી કીર્ત્તિ ફેલાયાં જોઉં છું. હું જેઓને વશ કરી શકયો નહોતો; તેમને ત્હેં વશ કરેલા છે. જે એકતા સ્થાપન કરવાને મ્હેં આટલા બધા દહાડા વૃથા પ્રયત્ન કર્યો હતો, તે એકતા ત્હેં થોડાજ સમયમાં સ્થાપિત કરેલી છે. વ્રજસુંદરિ ! ત્હારી તુલના થઇ શકે તેમ નથી."

"પરંતુ આપણો બધો શ્રમ નકામો છે. ને ઓઢીઆનું પતન અનિવાર્ય છે. વેસર મહંતે મ્હને એક દહાડો કહ્યું છે કેઃ "જ્યારે ઓઢીઆમાં સ્વદેશવૈરી વિશ્વાસઘાતી કુપુત્રો જન્મશે; ત્યારે ઓઢી-આની સ્વાધીનતા નષ્ટ થશે." આજે હવે એ સમય આવ્યો છે. ને તેથીજ કહું છું કે રાણિ! આપણો શ્રમ વૃથા છે."

"વળી મ્હેં સાંભળ્યું છે કે કતલુખાં પ્રચંડ સેના લઈ રાજ-ધાની પાસે જ આવી પહોંચ્યો છે. દનાર્દન પણ વીશપચીશ હજારની સેના લઇ રાજધાનીપર આક્રમણ કરવા દોડયો આવે છે. આ બન્ને વિપુલ શત્રુસેનાઓને અટકાવવા જેટલી સેના રાજધાનીમાં નથી. હું અને યુવરાજ સેનાનો મ્હોટો ભાગ લઇ બહાર નીકળ્યા છીએ. એ-ટલે હવે રાજધાનીમાં રહેવું સલામતીવાળું નથી. તું ત્યાં રહેલું સૈન્ય લઈ, રાજધાનીનો પરિત્યાગ કરી, મ્હને આવી મળજે. ઓઢીઆના ભાવિમાં જે હશે તે થશે. હું કે તું એનો અટકાવ શી રીતે કરી શકીશું? જો પ્રભુ કદિ સારો વખત ને સારા સંજોગો આપશે તો ઓઢીઆનો ઉદ્ધાર કરવા ફરી યત્ન કરીશું."

"હું પાછો ફરૂં છું. ત્હને વિનતિ કરી લઈ જવા હું પાછો આવું છું. પણ મ્હારો આ પત્ર મળે કે તરત તું રાજધાની છોડી મ્હારા ભણી આવવા વિદાય થજે. ભૂલજે માં. રાજ્યના કરતાં તથા સૌના કરતાં મ્હારે મન તું વધારે છે. તો મ્હારાભણી આવવા જલ્દી પ્રયાણ કરજે."

લી. ત્હારો મુકુન્દ.

પત્ર વાંચ્યા પછી અજાણતાંજ વ્રજબાલાના મ્હોંમાંથી ઉચ્ચાર બહાર નીકળ્યો—"છટ્, છટ્."



પરિચ્છેદ છઠ્ઠો.

## પરસ્પર—સંઘટ્ટન.

**विषं विषेण शाम्यते ॥** ( વૈદ્યકસાર. )



આ તરફ કતલુખાં મહા મુસ્કેલીમાં આવી પડયો. તે લશ્કર સાથે ચૌધરમાં પહોંચ્યો નહિ, ત્યાં તો અનેક તીરો આવી તેના લશ્કરનાં મનુષ્યોને ગતઃપ્રાણ કરવા લાગ્યાં. આથી કતલુખાંનું લશ્કર થોડીવાર તો સ્થિર થઇ ઉભું રહ્યું; ને કઈ દિશામાંથી તીરો આવે છે ? તે જોવા માંડયું; તો ત્રણ બાજુએથી તીરો આવતાં હતાં. ને તીર ફેંકનાર તો કોઇ દેખાતું. નહોતું પાછળની દિશા પાછળ હઠવા માટે ખુલ્લી હતી; તો પણ વીર પઠાણ સેના પાછી તો હઠી નહિ. ત્વરિત પગલે આગળ વધી શત્રુની ભેટ લેવાને પઠાણસેના તૈયાર થઇ. આ વખતે કતલુખાંએ પોતાના લશ્કરની વ્યૂહરચના કરી. તેણે બંદૂકવાળા સૈન્યને મોખરે આણ્યું. કતલુખાં પાસે બે તોપો હતી, પણ એ તોપોને તો એ પોતાની છાવણી નરાજમાંજ મૂકી આવ્યો હતો. સાથે લાવ્યો નહોતો. આથી બદુકવાળાઓ ઉપરજ આધાર રાખી તેણે ગોળીઓની વૃષ્ટિ કરવાની આજ્ઞા આપી. એક સાથે બંદુકોના અવાજ થયા. પણ તેથી કશો લાભ થયો નહિ. કેમકે તીર ફેંકનાર શત્રુઓ નોખા નોખા અને અદૃશ્ય હતા. વાચકો સહજમાં સમજી શકયા હશે કે કતલુખાંના સૈન્ય ઉપર તીરવર્ષણ કરનાર દનાદિનનું લશ્કર નહોતું. પણ રાણી વ્રજસુંદરીએ મોકલેલા સો તીરકામઠાવાળા અને તેનો ઉપરી દલપતિ દીનકૃષ્ણરાયનો પૌત્ર, કતલુખાંના લશ્કર ઉપર તીર વરસાવનાર હતા.

કતલુખાંના લશ્કરમાં ઘોડેસ્વારનું સૈન્ય હતું. એ સૈન્યને સાથે લઈ બહાદુર કતલુખાં આગળ વધ્યો. થોડીવારમાંજ ચોઘરમાં પડેલા લશ્કરનો ભેટા થયો. એટલે અતિ ઉત્સાહે પઠાણુસેનાએ તેના ઉપર ધસારો કર્યો. પઠાણુસેનાએ એમજ માન્યું હતું કે આ લશ્કર શત્રુનુંજ છે. જો કે એ લશ્કર શત્રુનું નહિ, પણ દનાર્દનરાયનું હતું. પણ અંધારીરાત્રિને લીધે કોઈ કોઇને પિછાની શક્યું નહિ. કતલુખાંના ઘોડેસ્વારોએ ધસારો કરી તરવારો વાપરવા માંડી, ને સામેથી તેમને તેનો કાંઇકિ ઉત્તર પણ મળવા લાગ્યો. આથી મુસલમાની સૈન્ય જોશપર ચડયું. આ સમયે મુસલમાન સૈન્યને કોઇએ એમ પણ કહ્યું કે " તમે આ શું કરો છો ? મિત્ર દનાર્દન સાથે શામાટે યુદ્ધ કરો છો ? " પણ તે કોઇએ કાન ઉપર લીધું નહિ. કેમકે કતલુખાંનું સૈન્ય ઉભું રહી તીરધારીઓનો માર ખાઇ ખાઇ અત્યંત કોપાયમાન થયું હતું.

ધીમે ધીમે પઠાણોની સેના આગળ વધવા લાગી. ને દનાર્દનરાયની સેના પાછળ હઠવા લાગી. હવે પેલા કામઠાવાળાઓ. જેઓ ભોંય ઉપર સુઇ કોઇ ન જુએ તેમ તીરો ફેંકતા હતા તેઓ, બંને સેના વચ્ચે યુદ્ધ ચાલતું થયું એટલે નદીભણી ખસી જવા લાગ્યા. પરંતુ તીર કામઠાવાળાનો થોડોજ ભાગ નદીભણી આવી શકયો. કેમકે પઠાણુ સેનાનો વિસ્તાર ઘણો મ્હોટો હતો. એ સેનાના વિસ્તારમાં બિચારા ધનુર્ધારીઓ ઘેરાઇ ગયા; ને નાશ પામ્યા. સમીપમાં જંગલ પણ નહોતું, તેમ નદી પણ દૂર રહી ગઇ હતી. માત્ર જે ધનુર્ધારીઓ નદીની સમીપમાં હતા તેમને કાંઈક નાસવાની સગવડ થઈ. તેઓ નદીમાં પડી પોતાનો બચાવ કરી શકયા.

જ્યારે દનાર્દનને લાગ્યું કે આ આક્રમણ ગદાધરે કરેલું નથી, પણ કતલુખાંની સેનાએ કરેલું છે; ત્યારે તેણે યુદ્ધ બંધ કરવાનું ધાર્યું;

પણ જો યુદ્ધ બંધ કરે તો થોડીવારમાંજ પોતાની સેનાનો નાશ થઈ જાય તેમ હતું, એટલે હવે શું કરવું? તે કાંઈજ ત્હેને સુઝયું નહિ. દનાર્દને એક બે વાર કતલુખાંની પાસે પહોંચી જઈ પોતાનું ઓળખાણ આપવાનું મનમાં ધાર્યું; તોપણ અંધારી રાત્રે મનુષ્યોની ગીરદીમાં તે કતલુખાં નજીક જઇ શકયો નહિ. છેલ્લે બીજો કશો રસ્તો ન સુઝવાથી પલાયન કરવા તત્પર થયો. પણ નાશતાં નાશતાં તેના લશ્કરનો મ્હોટો ભાગ કપાઇ ગયો. તે જે માર્ગેથી આવ્યો હતો તેજ માર્ગે બચેલી સેના લઇ નાઠો. શત્રુનું સૈન્ય નાઠું જોઇને પઠાણ સેનાને કાંઇક આનંદ થયો. પઠાણસેના પણ રાત્રિની લડાઇથી થાકી ગઇ હતી; એટલે તેણે નાસતા લશ્કરનો પીછો પકડયો નહિ.

દનાર્દને પાછા જતાં જતાં પાછળ બંદુકોના અવાજ સાંભળ્યા. તેણે ધાર્યું કે પઠાણસેનાએ મ્હારો કેડો લીધો છે. આથી તે બને તેટલી ત્વરાથી પતરક ભણી નાઠો. કેટલાક વખત પછી તેણે તોપોના પ્રચંડ અવાજો પણ સાંભળ્યા. આથી તો નાસતા દનાર્દનનું હૃદય અત્યંત ભયભીત થયું. દનાર્દનની સાથે ઘોડેસ્વારનું જે કાંઈ થોડું લશ્કર બચ્યું હતું; તે લઈ હવે તે પતરકભણી નાઠો. દનાર્દનના પાયદળ સૈનિકોને ખબર પડી કે અમારો સેનાપતિ ઘોડે બેસી નાઠો છે; ત્યારે નાયક રહિત બનેલું એ પાયદળ લશ્કર જેને જેમ ઠીક લાગે તેમ નાસવા લાગ્યું. એમાંનાં ઘણાંક માણસો તો નદીમાં કુદી પડી સામે કિનારે તરી નીકળ્યાં. કેમકે તેઓની ખાત્રી હતી કે અમારી પાછળ તોપો અને બંદુકો લઇ પઠાણ સેના પડેલી છે. રાત્રિની નિસ્તબ્ધતામાં છેટેનો અવાજ પાસે સંભળાય; એ આ ઉપજેલી ભ્રાંતિનું કારણ હતું.

પતરકભણી પાછા હઠતા દનાર્દનને બહુ આગળ જવું પડયું

નહિ. તે પતરક પહોંચ્યો ત્યાં તો એકદમ ઘેરાઇ ગયો. ત્યાં ગદાધર પોતાના લશ્કર સાથે ધસારો કરવા ઉમેદવાજ હતો. આ વખતે પૂર્વના આકાશમાં અરૂણની લાલ પ્રભા દેખાવા લાગી હતી. પતરકભણી નાઠા આવતા દનાર્દનના ઘોડેસ્વાર લશ્કર ઉપર જ્યારે એકદમ સામેથી ધસારો થયો, ત્યારે પહેલાં તો તે સમજી પણ શક્યો નહિ કે મ્હારા ઉપર આ બાજુથી વળી કોનો ધસારો થયો? પરંતુ ધસારાનો પ્રબળ વેગ જોતાંજ તે સમજી ગયો કે શત્રુ મહા ચતુર છે. એકાદ પ્રહરમાં તો આ યુદ્ધનો અંત આવી ગયો. દનાર્દન પોતાનાં સો ઉપરાંત માણસો સાથે ગદાધરના લશ્કરનો કેદી બની ગયો. એનાં પંદર હજાર માણસોમાંથી માત્ર બસો ત્રણસોજ નાશી શકયાં હતાં, ને બાકીનાં હણાઇ ગયાં હતાં.

પ્રભાત થતાં દનાર્દન પોતાના શત્રુને ઓળખી શક્યો. એ શત્રુ તે બીજો કોઈ નહિ, પણ પોતાને ચક્ષુ:શૂલ જેવો લાગતો બંગાલી ગદાધર હતો. ત્રિવેણીના ક્ષેત્રમાં એકવાર એ બંનેનો મેળાપ થયો હતો, ને ત્યારથી તેઓ બંને એક બીજા તરફ તિરસ્કારની નજરથી જોતા હતા. પોતાને ધૃણાસ્પદ લાગતા બંગાલીના હાથમાં પોતાને કેદ થવું પડયું, એ વિચારે દનાર્દન શરમે ને શરમે મરવા જેવો થઇ ગયો હતો. પણ શું કરે? બચવાનો બીજો એકે ઉપાય નહોતો. તે કેદી બની ગદાધરની પાછળ પાછળ રાજધાની તરફ ચાલવા લાગ્યો.

દનાર્દનનું લશ્કર પતરક છોડી આગળ વધેલું છે; ને ચૌધર પાસે તેણે છાવણી નાંખી છે એ વાત ગદાધર જાણતો હતો. ને તેથીજ જ્યારે તેને રાણીએ રાત્રિને ત્રીજે પહોરે એક હજાર ઘોડેસ્વારના લશ્કર સાથે પતરકમાં જવાની આજ્ઞા કરી ત્યારે તેને રાણીની આજ્ઞા સમજણ વગરની લાગી હતી! પરંતુ જ્યારે દનાર્દન ને તેનું

લશ્કર પતરકભણી નાઠું આવેલું તેણે જોયું, ત્યારે તેના વિસ્મયનો પાર રહ્યો નહિ. ગદાધર પહેલાં તો પતરકમાં પહોંચી ઔદાસિન્ય ધારી બેઠો હતો; પણ જ્યારે તેણે છેટેથી ઘોડેસ્વારોના લશ્કરનાં પગલાં વાગતાં સાંભળ્યાં ત્યારે તે આશ્ચર્ય પામ્યો. એકદમ તેણે પોતાના લશ્કરની વ્યૂહરચના કરી. ને મનમાં ને મનમાં રાણીની બુદ્ધિની પ્રશંસા કરવા લાગ્યો. ને જ્યારે નષ્ટ ભ્રષ્ટ થએલું દનાર્દનનું લશ્કર નાઠું આવે છે ને તેનાપર મ્હારે ધસારો કરવાનો છે એ વાત ગદાધરે જોઈ ત્યારે તો તેના આશ્ચર્યનો અવધિ રહ્યો નહિ. તેણે રાણીની વ્યૂહરચનાને અંતઃકરણથી પ્રણામ કર્યાં.

---

પરિચ્છેદ સાતમો.

## વિજયાનંદ.

**गुणाः पूजास्थानं गुणीषु न च लिंगं न चऽवयः**

(ભવભૂતિ.)

---

કતલુખાં એક આપત્તિમાંથી પૂરો છૂટયો નહોતો, તેટલામાં તો વળી બીજી આપત્તિમાં આવી પડયો. દનાર્દનના સૈન્યનો પરાજય કરી તે નરાજમાંની પોતાની છાવણી ભણી ઉપડવાની તૈયારી કરતો હતો ત્યાં તો એકદમ તે આક્રાન્ત થઈ ગયો. પોતાના ઉપર કઈ દિશામાંથી કોણે આક્રમણ કર્યું છે? તે સમજી શકે ત્યાર પહેલાં તો તેનાં એક હજાર માણસ કપાઇ ગયાં. તો પણ કતલુખાંની બુદ્ધિ, ત્વરા ને રણકૌશલ્ય અસાધારણ હતાં, તેથી સત્વર વ્યૂહરચના કરી તે શત્રુ સામે લડવા લાગ્યો.

પરંતુ કતલુખાં ઉપર આ વખતે આક્રમણ કરનાર શત્રુ જેવો તેવો શૂરવીર નહોતો. એ આક્રમણ કરનાર તો દીનકૃષ્ણ પોતેજ હતો. રાણીની આજ્ઞા પ્રમાણે દશહજારનું સૈન્ય લઇ યોગ્ય સમયે દીનકૃષ્ણે કતલુખાં ઉપર આક્રમણ કર્યું હતું. હજુ પઠાણના સૈન્યની સંખ્યા લગભગ વીશ હજારની હતી. આથી યુદ્ધનો નિકાલ તરત થયો નહિ. એવામાં નિશાના આકાશને તોડી નાંખે એવો તોપો ફુટવાનો ધડુમ ધડુમ અવાજ સૌને કાને પડયો. તોપની પ્રચંડ ગર્જના સાંભળતાં ક્ષણવાર તો બને લશ્કરો કિંકર્ત્તવ્યવિમૂઢ થઇ ગયાં. બંને લશ્કરો વિચારમાં પડયાં કે આ તોપો કોની? હિંદુની કે મુસલમાનની? સૌ સમજી ગયા કે જેની એ તોપો છે, તેનો જય થવાનો એ વાત ચોકસ છે.

એ તોપો કોની હતી? એ વાત સમજવા સારૂ અમારા વાચકોએ કરિમશાનું અનુસરણ કરવું પડશે. રાત્રિનો દોઢ પ્રહર જતાં કરિમશા પાંચ હજારનું ઘોડેસ્વાર લશ્કર લઈ રાણીની આજ્ઞા પ્રમાણે નરાજ ગયો હતો. ત્યાં કતલુખાંનું માત્ર બે હજાર સૈન્ય છાવણી સાચવવાને રહેલું હતું. હવે નરાજ ઉપર કરિમશા અચાનક ધસી ગયો; તેથી એ બે હજાર સૈન્યમાંનું કેટલુંક લશ્કર કપાઈ ગયું, ને બાકીનું કેદી થયું. કરિમશાને કતલુખાંની છાવણીમાંથી બે તોપો હાથ લાગી. કેમકે તે તોપોને કતલુખાં છાવણીમાંજ મૂકી ગયો હતો. હવે એ બંને તોપોને લઇ રાણીની આજ્ઞા પ્રમાણે કરિમશા ચૌધરભણી છૂટયો. ને ગૂપચૂપ રીતે પઠાણ સેનાની પાછળ આવી તેણે તોપોના કાનમાં જામગરી મૂકી. છાવણીમાંથી તે કેટલોક દારૂગોળો પણ લેતો આવ્યો હતો. એટલે તોપોના "ધડુમધૂમ" "ધડુમધૂમ" અવાજની પરંપરા દિગ્-

મંડળને હવે કંપાવવા લાગી. અને જ્યારે દારૂગોળો ખૂટયો છે, એમ તેને જણાયું ત્યારે તેના ઘોડેસ્વારોએ ઝગઝગતી તલવારો તાણી, કારમી કિકિયારી કરી, પઠાણુ સેના ઉપર ધસારો કર્યો.

પઠાણુસેના ઉપર એક સાથે બે બાજુએથી ધસારો થયો. એક બાજુએથી વીર કેશરી દીનકૃષ્ણે ધસારો કર્યો હતો. ને બીજી બાજુએથી કરિમશાના ઘોડેસ્વારો સંહાર કરવા ઉન્મત્ત થયા હતા. આથી પઠાણુસેના થોડીવારમાંજ છિન્નભિન્ન થઇ ગઇ. તોપણુ પઠાણુસેનાએ યુદ્ધ છોડયું નહિ. કતલુખાં પોતાના લશ્કરની વારંવાર વ્યૂહરચના કરવા મહેનત કરવા લાગ્યો, પણુ તેમાં તે ફળીભૂત થઇ શકયો નહિ. એનું લશ્કર નાસવા લાગ્યું. અને એકવાર લશ્કરમાં ભંગાણુ પડયું એટલે તેને પુનઃ એકત્ર કરવું એ સહેલું કામ નથી. વળી વિશેષમાં અત્યારે અંધકાર હતો. પઠાણુસેના પલાયનપર થઇ. પઠાણુસેનાની બે બાજુએ તો શત્રુનાં લશ્કર હતાં, પણુ બે બાજુએ ખૂલ્લી હતી. એક બાજુએ કાઠજૂડી નદી હતી ને બીજી બાજુ ખૂલ્લી હતી. કતલુખાંનાં ઘણાં માણુસો ભયવિહ્વલ બની નદી ભણી દોડયાં ને પ્રાણુ બચાવવા નદીમાં પડયાં. કતલુખાં પોતાના કેટલાક ઘોડેસ્વારો સાથે ખૂલ્લી બાજુએથી નાસી ગયો. આ વખતે અરૂણોદય થયો હતો.

જે માણુસો પ્રાણુ બચાવવા સારૂ નદીમાં પડયાં; તેઓ તો એક આપત્તિમાંથી બીજી આપત્તિમાં પડયાં. નદીને સામે કાંઠે નગરપાલે પોતાની શાંતિરક્ષક સેનાને છૂટી છૂટી ગોઠવેલીજ હતી. નદીમાં તરી જે હિંદુ કે મુસલમાન સૈનિક સામે કાંઠે પહોંચ્યો, તેને નગરપાલકને સૈન્યે નિઃશબ્દે બન્દીવાન બનાવ્યો. જેઓ તરવામાં અકુશળ હતા તેમણે તો પોતાના પ્રાણુ કાડજૂડીના જળમાંજ વિસર્જન કર્યા. આ

પ્રમાણે નદીમાં પડી ભાગનારાએ કાં તો પ્રાણ ખોયા કે કાંતો સ્વતંત્રતા ખોઈ.

બીજે દિવસે પ્રાતઃકાળમાં રાજધાની કટકમાં હલમલાટ મચી ગયો. ચારે બાજુએથી જયના સમાચાર આવવા લાગ્યા. કોઇ કહેતું કે પઠાણસેના સેનાપતિ રહિત થઇ પલાયન થઇ ગઇ છે. કોઇ કહેતું કે વિદ્રોહીદળનો નાયક મંત્રી દનાર્દન પકડાયો છે. એટલામાં દીનકૃષ્ણરાયે ચાર પાંચ હજાર પઠાણ કેદીઓ સાથે રાજધાનીમાં પ્રવેશ કર્યો. ત્યારે તો નગરજનોનો ઉત્સાહ હૈયામાં માયો નહિ. ચારે બાજુએથી રાણી વ્રજસુંદરીનો જયજયકાર ગવાઇ રહ્યો. વળી થોડીવારમાં ગદાધર, દનાર્દન અને તેનાં સો દોઢસો માણસોને બંદીવાન તરિકે પકડી રાજધાની કટક નગરમાં આવ્યો; ત્યારે તો તેને જોઇ લોકો આનંદમાં ઉન્મત્ત જેવા બની ગયા. દનાર્દનના હાથપગ દોરડાં વડે બાંધવામાં આવ્યા હતા. તેના સાથીઓની અવસ્થા પણ એવીજ હતી. એ બધા નીચે મ્હોંએ રાજસેનાથી વિંટાઈ નગરમાં કેદીની સ્થિતિમાં ચાલતા હતા. ગદાધરે પોતાના કેદીઓને લઇ રાજમહેલમાં જવા માંડયું.

રાજમહેલમાં તેમજ નગરમાં આજે એટલાં બધાં મનુષ્યો એકઠાં થયાં હતાં કે ગદાધરને રાજમહેલમાં જવાનો રસ્તો પણ મળવો કઠણ પડયો. વળી જ્યારે નગરપાલ પાંચ છ હજાર બંદીવાનોને લઇ નગરમાં આવ્યો, ત્યારે તો નગરનું એકે એક માણસ પોતાનું ઘર છોડી રાજમહેલ ભણી ધસ્યું. રાજમહેલમાં જ્યારે તેમને ઉભા રહેવાની જગ્યા મળી નહિ; ત્યારે તેઓ ઝાડ ઉપર ચડયા. ને જે મનુષ્યોને ઝાડ ઉપર પણ જગ્યા મળી નહિ, તેઓ નદીમાં હોડીઓ તાણી લાવી તેમાં ચડી જોવા લાગ્યા. આ મહાન જનસમૂહ આજે આનંદે અસ્થિર

થઈ ગયો હતો. એ જનસમૂહ વારંવાર વ્રજબાલાનો જયનાદ ગજાવી આકાશતલને કંપાવતો હતો.

થોડીવાર પછી વળી એક નવોજ દેખાવ જોવામાં આવ્યો. કેટલાંક માણસો બે ગાડીઓ તાણતાં તાણતાં રાજમહેલ ભણી લઇ જતાં હતાં. એ ગાડીઓને જોઈ માણસોનું ટોળું આઘું ખસ્યું. ને ગાડીઓને રસ્તો આપ્યો. એ ગાડીઓ ઉપર શું છે ? તે મનુષ્યોથી સમજી શકાયું નહિ, કેમકે એના ઉપર વસ્ત્ર ઢાંકેલું હતું. એ ગાડીઓની આગળ કરિમશા ચાલતો હતો. જ્યારે કરિમશાએ રાજમહેલની પાસે આવી પેલું ઢાંકેલું લૂગડું તાણી લીધું; ત્યારે લોકોએ બે ગાડીઓ ઉપર બે તોપો દીઠી. આવી તોપો અથવા તોપોની ગાડીઓ ઓઢીઆવાસીઓએ કદિ પણ જોઈ નહોતી. બધાં માણસો સમજ્યાં કે એ તોપો મુસલમાનની છે; અને હિંદુઓની જીતની એ મહામૂલી નિશાની છે. આથી તો તેઓનો આનંદ ઉભરાઇ જવા લાગ્યો. ને એ વિપુલ જનસંઘ પ્રચંડ ચીત્કાર કરી આકાશ તથા મેદિનીને કંપાવવા લાગ્યો.

સેનાનાયકો પણ એક બીજાને જોઇ વિસ્મિત થઇ ગયા. ગદાધર જાણતો નહોતો કે દીનકૃષ્ણ દશહજારનું લશ્કર લઈ વીશહજાર પઠાણો સાથે ચૌધર લડાઇ કરવા ગયો છે. તેમ દીનકૃષ્ણ પણ જાણતો નહોતો કે ગદાધર પંદર હજાર સેનાના નાયક દનાર્દનને પકડવા માત્ર એક હજારનું લશ્કર લઇ પતરક ગયેલો છે. વળી કરિમશાને પઠાણસેના ઉપર આક્રમણ કરવું છે; એટલુંજ માત્ર ભાન હતું. નગરપાલ નદીતટે લોકોને પકડી કેદ કરવાની કામગિરિમાં રોકાયો હતો, પણ નદીમાં ક્યાંથી માણસો આવે છે ? તે કાંઇજ તે સમજી શક્યો નહોતો. માત્ર તેને એટલીજ ખબર હતી કે નદીને પેલેપાર લડાઈ

ચાલે છે. અત્યારે બધા સેનાનાયકો એકઠા થઇ પોતપોતાની કામગિરિની હકીકત કહેવા લાગ્યો. રાણી વ્રજબાલાએ તો જેને જે કામ સોંપવાનું હતું તેટલુંજ માત્ર તેને કહેલું હતું. તે સિવાય એક શબ્દ પણ વધારે કહેલો નહોતો. કેમકે રાણી જાણતી હતી કે જો મંત્રણા છ કાને જાય તો ગુપ્ત રહી શકતી નથી. એટલુંજ નહિ, પણ જો છ કાને વાત જાય તો જૂદા જૂદા માણસો તેમાં જૂદા જૂદા તર્ક કરી વાતને ડોળી નાંખે; અથવા મશ્કરી કરે. પછી કામ સફળ થાય નહિ. રાણીએ પોતાની યોજના ગુપ્તજ રાખેલી હતી. તેનું ફળ એ થયું કે કાર્ય સિદ્ધ થયું. ને મશ્કરીને બદલે શ્રદ્ધા અને ભક્તિભાવ ઉપજયાં.

પરંતુ શી રીતે આવી વિજયવંતી યોજના રચાઈ? શી રીતે કતલુખાં દનાર્દન ઉપર હલ્લો લઇ ગયો? શી રીતે તે તંબુઓની જગ્યા છોડી ચૌધર ધસી આવ્યો; ને દનાર્દન સાથે શામાટે લડયો? તેમ દનાર્દન શા વાસ્તે ઘોડેસ્વારોને લઇ પાછો ભાગ્યો એ વાત કોઇ પણ સમજી શકયું નહિ. સૌએ એટલો નિશ્ચય કર્યો કે આ બધા બનાવોની અંદર રાણીના બુદ્ધિબળનીજ કુશળતા છે.

આ વખતે રાણી તો ભક્તિ ઉભરાતે ચિત્તે નૈઋત્ય ખૂણા તરફ નિહાળી રહી હતી. મનમાં મનમાં તેણે જગન્નાથદેવનું સ્મરણ કરી તેમને પ્રણામ કર્યા. જે ભક્તિભાવ આજ લગી વ્રજબાલાના હૃદયમાં સ્થાન મેળવી શકયો નહોતો; તે ભક્તિભાવનો પ્રવાહ અત્યારે વ્રજબાલાના હૃદયમાં સિંધુનદીની રેલની પેઠે ઉભરાયો. ને એ રેલના પ્રવાહમાં જયવાળી રાણી ન્હવાઈ ગઇ. રાણી રોમાંચિત શરીરે અને અશ્રુ છલકાતે લોચને જમીન ઉપર દંડવત્ પડી જગન્નાથ પ્રભુને વારંવાર પ્રણામો કરવા લાગી.

રાજમહેલની નીચેના ભાગમાં ઉભરાયેલો જનસમૂહ હજારો મુખે "રાણિમા, રાણિમા" કરી પોકારો કરવા લાગ્યો. જો કે એ પોકારોએ આખો રાજમહેલ ધ્રુજી ઉઠયો હતો, તોપણ એ અવાજ વ્રજબાલાના હૃદય લગી પહોંચ્યો નહિ. એ તો અત્યારે પ્રભુમહિમામાં પોતાનું ભાન ભૂલી, ભોંયે ધૂળમાં આળોટતી હતી. એક અભિનવ ભાવનાના પ્રવાહમાં અત્યારે વ્રજબાલાનું હૃદય તરંગી બનેલું હતું. હવે વ્રજબાલાના હૃદયમાં યશની આકાંક્ષા રહી નહોતી. અત્યારે તેના હૃદયમાંથી સમસ્ત વાસનાઓ ભૂંસાઇ ગઇ હતી. હવે તેને પોતાના રૂપનું પણ અભિમાન રહ્યું નહોતું; એક અપૂર્વ–રૂપ જ્યોતિવડે અત્યારે એનું હૃદય જાજ્વલ્યમાન બની ગયેલું હતું. હવે વ્રજબાલાના હૃદયમાંથી તેજ, ગર્વ, રાજ્યલાલસા, નીકળી ગયાં હતાં. ને અત્યારે વ્રજબાલા, મહારાજાઓના પણ મહારાજા, જ્યોતિર્મય પરમપુરૂષના પદતળે દીનચિત્તે તથા સાશ્રુનયને બેઠી હતી.

એકદમ તે કંપી ઉઠી—તેના અંગમાં જાણે વિદ્યુત્સંચાર થયો હોય એવો ભાસ થયો. વિસ્મયથી વિકાસિત લોચને તે ક્ષણવાર શૂન્ય ગગન તરફ નિહાળી રહી. તેણે પોતાનાં માનસિકનયનોએ જોયું કે જાણે એક વિપુલ રક્તપ્રવાહ વહી રહ્યો છે. ને તેમાં અસંખ્ય મનુષ્યનાં શબો તણાયાં જાય છે. એ રક્તપ્રવાહ, મનુષ્યોનાં શબોને તાણી લાવી, સિંહાસનારૂઢ જ્યોતિર્મય પરમપુરૂષનાં ચરણોમાં જાણે સ્થિર થાય છે. વ્રજબાલાએ જોયું કે એ પરમપુરૂષનાં લોચનોમાંથી અશ્રુધારા ઝરે છે. ને ગંડસ્થળને ભીંજાવી નીચે પડે છે! એ અશ્રુધારા રક્તપ્રવાહ સાથે મળી વિપુલ અગ્નિરાશિ સરજે છે! ને એ અગ્નિરાશિ આગળ વધી રાણીનો પોતાનો ગ્રાસ કરવા આવે છે! આ જોતાં રાણી ભયભીત થઇ ગઇ અને ચીસ પાડી ઉભી થઇ ગઇ.

હવે રાણીનું કાલ્પનિક દશ્ય અંતર્ધાન થઇ ગયું. કેટલીકવારે તે સ્વસ્થ થઈ અને નગરપાલને બોલાવ્યો.

નગરપાલે આવી નતજાનુ થઇ અભિવંદન કર્યું.

રાણીઃ—"બંને બાજુએ થઇને કેટલાં માણસો મુઆં હશે?"

નગરપાલઃ—"આશરે ત્રીશેક હજાર."

રાણી સ્તબ્ધ થઇ ગઇ વળી એજ રક્તપ્રવાહ ત્હેનાં માનસિક-લોચનો પાસે પુનઃ ખડો થયો !!

હવે રાણી ઉઠી પોતાના શયનગૃહમાં ગઈ. કાગળ ને કલમ લઇ એક પત્ર લખવા બેઠી. એ પત્ર રાજા મુકુન્દદેવ ઉપર લખવા ધાર્યો હતો. પત્રમાં લખ્યું કેઃ—

"આપનું રાજ્ય અત્યારે તો નિષ્કંટક થયું છે; તો આપ સત્વર આવી આપનું રાજ્ય સંભાળી લેશો."

"રાજ્ય ચલાવવું એ સ્ત્રી જાતિનું કામ નથી; એ કામ પુરૂષોનું છે. મ્હેં એક દહાડો ભુલ કરી રાજ્યભાર ઇચ્છયો હતો, પણ અત્યારે મ્હારી ભૂલ ભાગી છે. મનુષ્યોને હણવાં હોય તો ત્હમે હણજો. પણ મ્હને તો આ પાપકાર્યમાંથી મુક્ત કરશો."

"જગન્નાથપ્રભુનાં દર્શન કરવાની અભિલાષા જાગી છે. તો હવે આપ સત્વર આપવો."

પત્ર પાઠવી કેટલીકવારે રાણી સ્વસ્થ થઈ, હજુ બહારના ભાગમાં તો મહા કલરવ થયાંજ કરતો હતો. નિર્મળાએ આવી સમાચાર આપ્યા કે સેનાપતિ દીનકૃષ્ણ દર્શનની અભિલાષાએ બહાર ઉભા છે."

રાણી નીચે ઉતરી.

સેનાપતિ દીનકૃષ્ણ, રાણીને જોતાંજ ભક્તિ વિગલિત ચિત્તે ત્હેને

પ્રણામ કરવા લાગ્યો અને બોલ્યો:—"બાજી, આપનું આ બાળક એક વિનતિ કરવા આવેલ છે."

રાણી:—"શું ?"

દીનકૃષ્ણ:—"એકવાર આપ પ્રજાને દર્શન આપો. ઘણી પ્રજાએ આપનાં દર્શન પણ કરેલાં નથી. એટલે અત્યારે તેઓ આપનાં દર્શન કરવા ઉત્સુક બનેલ છે."

રાણી:—"પ્રજાને દેખાવામાં પણ મ્હને વાંધો નથી. પરંતુ પ્રજા મ્હને યશભાગી બનાવે તો યશનો ભાર માથે લેવામાં મ્હને વાંધો છે. જેમણે પોતાના હૃદયનું લોહી રેડેલું છે; તેમનાં નામો યશમંડિત થાય એ ઉચિત છે. વળી જે સર્વ નિયંતા ભગવાને વગર યાચનાએ આ ફળનું મહાદાન આપેલું છે. તેનું નામ જયવંત હો. હું પામર કોણ માત્ર ?"

દીનકૃષ્ણ:—"મા !"

રાણી:—"પ્રજાને દર્શન આપવા માટે હું પટ્ટરાણીને મોકલું છું. મ્હને તો ક્ષમાજ આપો."

વ્રજબાલાના વિનય ભરેલા આગ્રહને માન આપી પટ્ટરાણી અને આશરે બીજી બસોક રાજમહિષીઓએ પ્રાસાદના ઉપરના ભાગમાં ચડી પ્રજાને દર્શન § આપ્યાં. પરંતુ પ્રજા એમને જોઇ સંતુષ્ટ થઇ નહિ. તેમણે મહાન ગર્જના કરી વિનતિ કરી કે "અમે તો બંગાલી રાણી–માતાને જોવા ચાહીએ છીએ. પ્રજાની તીવ્ર અભિલાષા બધા દેશોમાં બધા રાજાઓને સંતોષવીજ પડે છે. ને જ્યાં એવું નથી થતું

§ ઓઢીઆમાં તેમજ બંગાલામાં એ સમયે ઓઝલનો રિવાજ હોતો. બીજા ગ્રંથોમાં પણ એ વાત જોઇ શકાય છે.

ત્યાં રાજકુટુંબ પ્રાણ તથા સિંહાસન પણ ખોઈ બેઠેલ છે. આથી વ્રજબાલા ઉભી થઇ. પોતાની અત્યંત અનિચ્છા હોવા છતાં પણ તેણે રાજપ્રાસાદના ઉપરના ભાગમાં ચડી પ્રજાને દર્શન આપવાનું ચાહ્યું.

ઉપર ચડતાં પહેલાં વ્રજબાલાએ વિચાર્યું કે પ્રજાવૃંદ ઓઢીઆની રાણીને જોવાને ચાહે છે-ભિખારિણીને જોવાને ઉત્સુક નથી. આથી તેણે પોતાનાં વસ્ત્રાભૂષણો મંગાવ્યાં; ને તેવડે રાણી અલંકૃત થઈ. માથા ઉપર રત્નખચિત મુકુટ, કંઠમાં મણિમુક્તાના હારો ને કરકમલમાં વલયો તથા કડાં પહેર્યાં. કપાલમાં સિંદુરનું બિંદુ કરવું તે ભૂલી નહિ. તેના ઉપરિભાગમાં સુંદર ચંદ્રક ચોડયો. અને લાલ રેશમી સાડી ધારણ કરી રાણી વ્રજસુંદરી એ જનસમૂહની સન્મુખ આવી રહી. એને જોતાંજ ક્ષણવારમાં કોલાહલ બંધ થઇ ગયો. રાણી વ્રજસુંદરીને જોતાંજ લાખો મનુષ્યોનો શ્વાસોશ્વાસનો શબ્દ, સરિતાનું સલજ્જ અસ્ફુટ ગાન, અને વિહંગમોનાં મંગલગીત, એ સઘળું જાણે શાંત થઈ ગયું-સ્થંભી ગયું-રહ્યાં માત્ર લોચનો અને પ્રાણો!

· પ્રજાવૃંદો ઉંચે વદને વિલોકી રહ્યાં! તેઓ તો માનવીને જોવાને ચહાતાં હતાં-તેઓ તો રાણીને જોવાને ચહાતાં હતાં; પરંતુ એ સ્થાને તેમણે દેવી-પ્રતિમા જોઈ! ક્ષણમાત્ર તો સૌ પોતાની શુદ્ધિ પણ ભૂલી ગયાં. તેમને આભાસ થયો કે જાણે આકાશ અને પૃથ્વીને સંયોગ સ્થળે-ક્ષિતિજમાં- ઉષાદેવીજ મૂર્તિમાન થઇ ઉદય પામી હોયની! વ્રજસુંદરીની આજુબાજુ અનેક સ્ત્રીઓ હતી-અનેક રાજમહિષીઓ હતી; પરંતુ લાખો મનુષ્યોનાં નેત્રો ચંદ્રમા ભણી ખેંચાયાં હતાં, નક્ષત્રોભણી નહિજ.

થોડીવારે પ્રજાવૃંદમાં પુનઃસ્મૃતિ આવી. એટલે લાખો મનુષ્યોના કંઠમાંથી એક સાથે જયધ્વનિ નીકળ્યો, એ પ્રચંડ જયધ્વનિએ દિગૂ-

મંડળ કંપી ઉઠયું. જે મનુષ્યો દૂર હતાં; ને જેઓ રાણીનું મુખાર-વિંદ જોઇ શકતાં નહોતાં, તેઓએ તો માત્ર એક પ્રતિમા—એક છાયા—એક જ્યોતિજ જોઇ. ! ખરેખરૂં કહીએ તો તેમણેજ રાણીને યથા-સ્થિત નિહાળી.

ગદાધર આજે ભોંયે પડી રાણીને દંડવત્ કરવા લાગ્યો. હરિ-મશા પણ આજે ભૂમિનો સ્પર્શ કરી વારંવાર સલામો કરવા લાગ્યો. ને દીનકૃષ્ણનાં બંને લોચનોમાંથી આજે અશ્રુધારાનો પ્રવાહ ગંડસ્થળોને ભીંજવી ભોંયે પડવા લાગ્યો.

---

પરિચ્છેદ આઠમો.

## ભારનો પરિત્યાગ.

**मोक्षस्य हेतुः प्रथमो निगद्यते, वैराग्यमत्यन्तमनित्यवस्तुषु ।**
**ततः शमश्चापि दमस्तितिक्षा, न्यासः प्रसक्ताखिलकर्मणां**
**भृशम् ॥**

( વિવેક ચૂડામણિ. )

---

સંધ્યા સમયે દનાર્દન અને ભ્રગુરામના ગુન્હાની તપાસ કરી નગરપાલકે તેમને દોષિત ઠરાવ્યા; અને પ્રાણદંડની સજા કરવાનું ફરમાન કાઢયું. દનાર્દને તથા ભૃગુરામે રાણીની પાસે કૃપાદષ્ટિની ભિક્ષા યાચી. એટલે રાણીએ તેમને પ્રાણદંડથી મુક્ત કરી દુર્ગની અંદર કેદ રાખવાની આજ્ઞા કરી.

હવે રાણી મંજસુન્દરીએ મંત્રણાગારમાં બેસી જાહેર કર્યું કે મ્હારે સત્વર જગન્નાથક્ષેત્રનાં દર્શનાર્થે યાત્રા કરવાની છે. દીનકૃષ્ણે

રાણીસાહેબને વિનતિ કરી હમણાં યાત્રાએ ન જવા આગ્રહ કર્યો. છેલ્લે રાણીએ કહ્યું કે " ઠીક છે, જ્યાં લગી રાજા કે રાજકુમાર આવી રાજ્યભાર ગ્રહણ નહિ કરે; ત્યાં લગી હું જઇશ નહિ; પણ તેઓ આવ્યા પછી હું ક્ષણમાત્ર પણ રોકાઇશ નહિ. "

બે દહાડા પછી એક દૂત રાજા મુકુન્દદેવ પાસેથી પત્ર લઇને આવ્યો. રાણીએ એ પત્ર વાંચ્યો. તેમાં આ પ્રમાણે લખેલું હતું.

" મ્હારી વ્રજસુન્દરિ ! "

" મ્હેં સાંભળ્યું છે કે ત્હેં દનાર્દનને કેદી કર્યો છે, શત્રુની પચાશ હજાર સેનાનો ત્હેં પરાભવ કર્યો છે; અને ઓઢીઆની રક્ષા કરી છે."

" તું ઓઢીઆની લક્ષ્મી છો, તું ઓઢીઆની મૂર્ત્તિમતી શક્તિ છો. ત્હને કશું પણ દેનાર તો કોઈ માણસ નથી; પણ ત્હારી પાસે ભિક્ષા યાચનાર તો અનેક છે. આથી ત્હારો દાસાનુદાસ મુકુન્દદેવ ત્હારી પાસે ભિક્ષા માગે છે કે તું ચિરકાલ ઓઢીઆમાંજ સ્થિતિ કરજે. "

" તું હવે કેવળ મ્હારી જીવનસંગિની કે હૃદયેશ્વરીજ છે એમ નથી. મ્હારી શક્તિ, મ્હારી લક્ષ્મી ને મ્હારી ઉપાસ્યદેવી તુંજ છે!"

" ત્હને જોવાને હું હમણાંજ પાછો આવત; પરંતુ સાંભળ્યું છે કે વિદ્રોહીઓએ ફરી દળ જમાવવા માંડયું છે; ને દનાર્દનનો પુત્ર હરિકીર્ત્તન તેનો સેનાનાયક થયો છે, આથી હમણાં હું આવી શકીશ નહિ. "

લિ. ત્હારો
મુકુન્દદેવ.

કેટલાકવારે યુવરાજની પાસેથી દૂતે આવી સમાચાર આપ્યા કેઃ— " કાલાપહાડને હાથે યુવરાજના લશ્કરનો પરાભવ થયો છે. યુવરાજનું

લશ્કર ઘણુંક કપાઇ ગયું છે. એટલે બાકી રહેલા લશ્કર સાથે યુવરાજ રાજધાની ભણી આવે છે.

આવા શોકજનક સમાચાર સાંભળ્યા છતાં પણ રાણીના વદન ઉપર ચિંતાનું કશું લક્ષણ દેખાયું નહિ. માત્ર તે એકીનજરે આકાશ ભણી તાકી રહી. આકાશમાં તે શું જોતી હતી ? એ વાત દાસીઓ સમજી શકી નહિ. તોપણ રાણીનું પ્રફુલ્લ વદન જોઈ દાસીઓ એટલું સમજી કે ઓઢાઆનું કશું પણ અમંગલ થવાની સંભાવના નથી. થોડીવારમાંજ આ સમાચાર આખા નગરમાં પ્રસર્યા; ત્યારે સૌ મનુષ્યો નિશ્ચિન્ત થયાં.

પરાજીત થએલા સૈન્ય સાથે યુવરાજે બીજે દહાડે રાજધાનીમાં પ્રવેશ કર્યો. યુવરાજની સાથે રણભૂમિમાં સાઠ સિત્તેર હજારનું સૈન્ય ગયેલું હતું; પરંતુ અત્યારે વીશહજારનું સૈન્ય પાછું આવ્યું હતું. ને પીસતાળીશ હજાર કપાઈ ગયું હતું. તોપણ રાણી નાહિંમત થઇ નહિ. તેણે નવું સૈન્ય એકઠું કરવા માંડયું. ને સેંકડો મનુષ્યો આવી લશ્કરમા ભરતી કરવા લાગ્યાં.

લગભગ એક વર્ષ લગી યુદ્ધનું ખરચ કરી કરી રાજ્યખજાનો ખાલી થઇ ગયો હતો. આથી દીનકૃષ્ણ તથા નગરપાલક દ્રવ્યની ખેંચથી મુંઝાવા લાગ્યા. આ વાત તેમણે રાણીને કહી. એટલે રાણીએ તરત પોતાનાં તમામ ઘરેણાં પેટીમાંથી કાઢી તેમના હાથમાં મૂક્યાં, એટલુંજ નહિ પણ પોતાના અંગ ઉપર જે જે અલંકારો હતા તે તે તમામ પણ આપી દીધા. વ્રજસુંદરીના આ દૃષ્ટાન્તનું અનુકરણ બીજી કોઇ રાણીએ કર્યું નહિ; તોપણ નગરના ગૃહસ્થોની સ્ત્રીઓ તથા પુત્રીઓએ તો કર્યુંજ. અન્ય રાણીઓ તો વ્રજસુન્દરીના આ કાર્યથી તેના નિંદા કરવા લાગી, પણ પ્રજાએ તો રાણીના ઉદારતાનાં પુષ્કળ વખાણ કર્યા; ને તેના પર ભક્તિભાવ દર્શાવવા માંડયો.

પરંતુ યુવરાજ આવતાંજ તમામ કાર્યોમાં અડચણ આવી પડી. યુવરાજે આવી, રાજાના મંત્રણાગારમાં બેસી, રાજાને આસને ચડી, ઇચ્છા પ્રમાણે હુકમો કાઢવા માંડયા. અને જે કાર્યોથી રાણીનું અપમાન થાય તેવાં ફરમાનો કરવા માંડયાં, રાણી આ બધું સમજતી હતી. ને જો તેણે ધાર્યું હોત તો યુવરાજને તે ક્ષણમાત્રમાં દૂર પણ કરી શકી હોત, પરંતુ કશું ન કરતાં રાણીએ તો જગન્નાથની યાત્રાજવાની તૈયારી કરવા માંડી.

રાણીની આજ્ઞાનું ઉલ્લંઘન કરી યુવરાજે દનાર્દન તથા ભૃગુરામને પ્રાણદંડની સજા ફરમાવી. આ વાત સાંભળી દીનકૃષ્ણ તથા નગરપાલનાં મન ઉંચાં થયાં તેઓએ એકાંતમાં મળી ઠરાવ કર્યો કે "માતા વ્રજસુંદરીએ જેને પ્રાણદાન આપેલું છે; તેને આપણે મરવા દઇશું નહિ." તેમણે બન્ને કેદીઓને નાશી જવાની સગવડ કરી આપી. આથી તેઓ નાશી ગયા. ને વિદ્રોહીના દળમાં મળી ગયા.

થોડાજ દહાડામાં રાજાની પાસેથી સમાચાર આવ્યા કે "વિદ્રોહીની સંખ્યા એટલી તો વધી પડી છે કે તેમને પાછળ રાખી મ્હારાથી રાજધાની ભણી આવી શકશે નહિ. માટે મ્હને મદદ માટે કેટલુંક લશ્કર મોકલવું."

પરંતુ યુવરાજે પિતાની મદદ માટે વધારાનું સૈન્ય મોકલ્યું નહિ. અને પત્રના ઉચ્ચારમાં જણાવ્યું. અહિં રાજધાનીમાં વધારે સૈન્ય નથી.

રાણી એજ દહાડે સંધ્યાકાળ પછી ગુપ્ત રીતે જગન્નાથદેવની યાત્રા માટે બહાર નીકળી. એની સાથે નિર્મળા અને શાંત હતાં. કોઇ પણ નગરવાસી મનુષ્ય જાણી શક્યું નહિ કે આજે એમની ભાગ્યલક્ષ્મીએ રાજધાનીમાંથી પ્રયાણ કર્યું છે.

પરંતુ નટવરથી એ વાત અજાણી રહી શકી નહિ. તે 'નગર' બહાર નીકળી રાણીની પાછળ દોડયો. ને રાણીને રસ્તામાં મળી ગયો. આ સમયે રાણી શિબિકા ( પાલખી )માં હતી.

નટવરઃ—" માજી, પાછાં ક્યારે ફરશો ? "

રાણીઃ—" મહાપ્રભુની ઇચ્છા હશે ત્યારે. "

નટવરઃ—" પરંતુ આપની ઈચ્છા ક્યારે પાછાં ફરવાની છે ? "

રાણીઃ—" બાપુ, મનુષ્યની ઈચ્છા શા કામની છે ? "

નકવરઃ—" સમજ્યો માજી, યુવરાજે આવો અનર્થ આરંભ્યો છે, એટલે આપ પાછાં નહિજ ફરો. સારૂં, તો હું પણ આપની સાથેજ આવીશ. "

રાણીઃ—" બાયડી છોકરાંને અહીં પડયાં મૂકીને ? "

નટવરઃ—" ના, લઇને આવીશ. હવે અહીં રહીને શું કરૂં માજી ? બારવાટી તો જલ્દી શત્રુના હાથમાં જઈ પડવા સંભવ છે. "

આવી વાતચિત કરી નટવર પાછો ફર્યો. ને બીજે દહાડે પોતાનાં બૈરાંછોકરાંને લઇ તેણે પણ જગન્નાથજી ભણી ચાલવા માંડયું. પણ જતાં પહેલાં તેણે દીનકૃષ્ણને કહ્યું કે " આપણી ભાગ્યલક્ષ્મીએ આપણો પરિત્યાગ કર્યો છે એટલે હવે બચવાનો સંભવ નથી. માટે દીનકૃષ્ણરાય! સમય મળે તો તમે પણ ભાગી આવજો. "

આ સમાચાર સાંભળી દીનકૃષ્ણ સ્તબ્ધ બની ગયો; તે સમજ્યો કે ગમે તેટલો આગ્રહ કર્યા છતાં પણ હવે રાણી રોકાવાની નથી. અને હવે ઓઢીઆનું રક્ષણ પણ થવાનો સંભવ નથી.

દીનકૃષ્ણનું અનુમાન સાચું પડયું. પાંચ દહાડા પછી સમાચાર આવ્યા કે વિદ્રોહીને હાથે રાજા મુકુન્દદેવનો નાશ થયો છે. આ સાંભળતાં પ્રજાની ચિંતાનો પાર રહ્યો નહિ. ત્યારપછી કેટલેક દહાડે

પ્રચંડ સૈન્ય સાથે હલાભ્હાડે આવી રાજધાની તથા દુર્ગને ઘેરો ઘાલ્યો. આ વખતે આકુળવ્યાકુળ બનેલી પ્રજા સાશ્રુનયને પોકારવા લાગી કે "માતુ વ્રજસુન્દરિ! ત્હમે ક્યાં છો મા? અમે મહા વિપત્તિમાં આવી પડેલ છીએ. ત્હમે તે શી રીતે જોઈ શકો છો માજી?"

પરિચ્છેદ નવમો.

## માતૃ–ભાવના.

क्व गताः पृथिवीपालाः ससैन्यबलवाहनाः ।
प्रमाणसाक्षिणी येषां भूमिरद्यापि तिष्ठति ॥

(મહાભારત.)

પરંતુ લોકોનો પોકાર એમની મા સાંભળી શકી નહિ; કેમકે એ મા તો હવે જગન્નાથપુરી પહોંચી હતી. સમુદ્રના તટ પાસે રેતાળ પ્રદેશમાં પહેલાં વ્રજબાલાએ જે ઝૂંપડી બાંધી હતી તેમાંજ તે પાછી આવીને રહેલી હતી. ઝૂંપડીએ આવીને વ્રજબાલાએ શાંતને રજા આપી. તેમજ નિર્મળાને પણ રજા આપી. તોપણ નિર્મળા તો ગઈ નહિ. તે બોલી:-"જગતમાં મ્હારે બીજું કોઈ આશ્રયસ્થાન નથી; તો હું ક્યાં જાઉં?"

આ સાંભળતાં વ્રજબાલાને વિચાર ઉપજ્યો કે મ્હારે બીજું કોઈ આશ્રય સ્થાન છે? હા. છેજ, સમુદ્રસૈકતમાં શાન્તિમય અનંતનાં ચરણારવિંદો જેવું સુંદર સ્થાન બીજું કયું હોઈ શકે?"

રાજા મુકુન્દદેવના મરણના સમાચાર નિર્મળા તથા વ્રજબાલાએ સાંભળ્યા. સમાચાર સાંભળતાં નિર્મળાના માથા ઉપર તો જાણે આકાશ

તૂટી પડયું! કેમકે તેનું આશ્રયસ્થાન નષ્ટ થઇ ગયું હોય એમ તેને લાગ્યું.

વ્રજબાલાના હૃદયમાં પણ રાજાના મરણથી બહુ આઘાત થયો. એ પણ બહુજ શોકાકુલ બની ગઇ, પરંતુ એ શોક પોતાને માટે નહિ–રાજાને માટે તથા રાજ્યને માટે હતો. વ્રજબાલાએ પોતાનાં માનસ–લોચનને જોયું તો ઓઢીઆ પઠાણોનાં ચરણો નીચે દળાતો જોયો. અને જગન્નાથજીનો પણ પઠાણોના હાથથી નિસ્તાર હોય એમ તેને જણાયું નહિ.

વ્રજબાલા કોઈ રીતે મુકુન્દદેવને ભૂલી શકી નહિ. જેની પાસેથી વ્રજબાલા પ્રેમનું શિક્ષણ પામી હતી; તેને તે શી રીતે ભૂલી શકે ? સમુદ્રતીરે જે સ્થળે બેસી વ્રજબાલા એક દહાડો રાજા સાથે વાર્ત્તાલાપ કરતી હતી; તે સ્થળે તે દિવસનો ઘણો ભાગ વ્યતીત કરતી. વ્રજબાલાની સન્મુખ એનો એજ સમુદ્ર હતો. પાછળ એની એજ ઝૂંપડી હતી ને માથા ઉપર એનું એજ ગંભીર નીલ આકાશ હતું. પરંતુ વ્રજબાલા હવે એની એ નહોતી! જો કે નદી તો એની એજ હતી; પરંતુ તેમાંનું જૂનું જળ વહી ગયું હતું, ને ત્યાં નૂતન જળ ને નૂતન તરંગો આવેલાં હતાં. ને તે નદીના વક્ષઃસ્થળને દોલાયમાન કરી રહેલાં હતાં.

એક દહાડો દિવસના પાછલા ભાગમાં વ્રજબાલા ઝૂંપડીની આગળ રેતી ઉપર બેઠી હતી; ને સમુદ્રમાં તરંગોની ઉપર તરંગો આળોટતા હતા તે જોતી હતી. નિર્મળા પાસે બેઠેલી હતી ને તે રાજમહેલમાં ભોગવેલા વૈભવોનું સ્મરણ કરતી હતી. જો કે એના ઉદરમાં તો અત્યારે બરાબર ક્ષુધા લાગેલી હતી. વ્રજબાલા તો હવે માત્ર એકવારજ જમતી. નિર્મળાને પણ એને લીધે એકાહારી થવું પડયું

હતું. નિર્મળાને વારંવાર વિચાર આવતો કે શું કરૂં કે વ્રજબાલા પહેલાં હતી તેવી થાય ને પાછી રાજમહેલમાં જાય ? વ્રજબાલાને વારંવાર એ વિચાર આવતો હતો કે હું શું કરૂં કે પહેલાંની સ્મૃતિનું વિસ્મરણ થાય ?

થોડીવાર મૌન રહ્યા પછી નિર્મળા બોલી:—"હવે ?"

વ્રજબાલા:—"શા પછી હવે ?"

નિર્મળા:—"અહીંઆં આવી અવસ્થામાંજ શું બધા દહાડા નીકળશે ?"

વ્રજબાલા:—"જગન્નાથજીની ઇચ્છા."

નિર્મળા:—"પણ ત્હારી ઇચ્છા શી છે ?"

વ્રજબાલા:—"મનુષ્યની ઇચ્છા તે વળી શી હોય ?"

નિર્મળા:—"એમ તે હોય ? તું તો જે ધારે તે"......

આ વચન સાંભળતાં વ્રજબાલા કંપી ઉઠી; ને બોલી:—"છટ્, છટ્ હું કોણ માત્ર ?"

વ્રજબાલાનાં મુખનાં આ કેવાં વચનો ? હજુ એનું હુંપણું—વ્યક્તિપણું—ભિન્નપણું—ડૂબી ગયું નહોતું. એણે પોતાનું હુંપણું ગાળી નાંખવાને સેંકડોવાર કહ્યું હતું કે "હું કોણ માત્ર ?" પરંતુ તેનું ભિન્નપણું ગળી ગયું હોય તો હૃદય ઉપર બોજો રહે શાનો ? આ સંસારમાં જે માણસો પોતાનાં પ્રત્યેક કાર્યનો ભાર-પાપપુણ્ય તમામનો ભાર—મનવચન કાયાએ ભગવાનને ચરણે સમર્પી બોલી શકે કે "હે હૃષીકેશ ! મ્હારા હૃદયમાં સ્થિતિ કરી તું જે કરાવે છે; તેજ હું કરૂં છું" તેજ નિશ્ચિન્ત થઇ શકે. વ્રજબાલા આ જાતની નિશ્ચિન્તતા શોધતી હતી. એવી નિશ્ચિન્તતા પ્રાપ્ત થાય તેવા વિચારોમાં તે લીન થઇ હતી.

નિર્મળા:—"રાણિ ! ત્હને સાંભરે છે કે ત્હેં આ સ્થળે એક દહાડો એક માછલાને દાટી દીધું હતું. ને તે સમયે તેં કહ્યું હતું કે હું માછલું વાવું છું ! રેતી ખસેડીને જો તો અત્યારે તેનાં હાડકાં જોવામાં આવશે."

વ્રજબાલા કંપતી કંપતી દૂર ખસી ગઇ. ને ગંભીર સ્વરે બોલી:—"નિર્મળા ! ભૂતકાળની કાંઇપણ વાત ત્હારે હવે મ્હારી પાસે કરવી નહિં."

નિર્મળા:—"અને ભવિષ્યકાળની વાત ?"

વ્રજબાલા:—"એ વાત પણ ભાવિના હાથમાં સોંપી દેવી."

નિર્મળા:—"ઠીક, ભૂતકાળની વાત કરવી નહિ ને ભવિષ્યની વાત ભાવિના હાથમાં સોંપવી; ત્યારે ત્હારી પાસે શી વાત કરવી ?"

વ્રજબાલા:—"વર્તમાનની."

નિર્મળા:—"વર્તમાનની મર્યાદા કેટલી ઓછી છે ?"

વ્રજબાલા:—"ઓછી નથી; વર્તમાન અનન્ત છે."

નિર્મળા:—"વર્તમાન અનન્ત છે ?"

વ્રજબાલા:—"હા, વર્તમાન અનન્ત છે, ને તેજ તું છે."

નિર્મળા:—"અને ભુતકાળ ?"

વ્રજબાલા:—"ભૂતકાળ સીમાવાળો છે."

નિર્મળા:—"એ વાત મ્હારાથી સમજી શકાતી નથી."

વ્રજબાલા:—"સ્મૃતિ જેટલો પ્રદેશજ ભૂતકાળનો છે; સ્મૃતિ કરતાં વધારે ભૂતકાળનો પ્રદેશ નથી."

નિર્મળા:—"અને ભવિષ્ય ?"

વ્રજબાલા:—"એ તો ભગવાન પોતેજ છે."

નિર્મળા હસવા લાગી, અને બોલી:—"ત્હારી પાસેથી આજે મ્હેં નવી વાત સાંભળી. આટલું બધું તું કોની પાસેથી શીખી?"

વ્રજબાલાઃ—"નિર્મળા, કોઇ કોઇને કશું શીખવતું નથી. મનુષ્યને શીખવનાર તો એનું પોતાનું મન છે તથા પ્રસંગો છે."

એટલામાં પાછળથી કોઈ બોલી ઉઠયું. "ખરૂં કહોછો માજી, હું આ બે માસમાં જેટલું શીખેલ છું, તેટલું હજારો પંડિતો મ્હને એક કલ્પ લગી શીખવત; તોપણ શીખી શકત નહિ."

વ્રજબાલાએ પાછાં ફરીને જોયું તો થોડે દૂર લલાટી પોતાના નાના બાળકને કેડે લઇ ઉભેલી હતી. અને તેથી થોડે દૂર નટવર, પોતાની આઠ વરસની બાલિકાને લઇને ઉભો હતો.

એમને જોઇને રાણીના હૃદયમાં આનંદનો પ્રવાહ ઉછળવા લાગ્યો.

રાણીઃ—"અરે લલાટી! અરે નટવર! ત્હમે અહીંઆં ક્યાંથી?"

"જ્યાં મા હોય ત્યાંજ તેનાં સંતાન પણ હોય ના?" સામેથી લલાટીએ ઉત્તર આપ્યું.

રાણીના હૃદયમાં વહેતો આનંદપ્રવાહ હવે તેનાં નેત્રોમાં આવ્યો. રાણીએ અશ્રુ ભરેલ લોચને લલાટીની કેડમાં રહેલા તેના નાનકડા પુત્રને તાણી લીધો. અને એ શિશુને પોતાની છાતીએ ચાંપી તેનું મુખચુંબન કર્યું. બાળકનું મુખચુંબન કરતાં રાણીનું આખું શરીર જાણે કંટકિત થઇ ગયું.

નટવરની પુત્રી ધીરેધીરે રાણીની પાસે આવી; ને રાણીને પગે લાગી. એનો પણ હાથ ઝાલી રાણીએ તેને પોતાની છાતીમાં લઈ લીધી. રાણીના બંને પડખામાં બે બાળકો હતાં. ને લોચનોમાં અશ્રુધારા હતી. જાણે અનન્તના કિનારાપર સનાતન ધર્મપ્રતિમા ઉભેલી હોય ને તેના એક પડખામાં ભક્તિ અને બીજા પડખામાં આનન્દ વિરાજેલાં હોય! વળી નયનમાં મુક્તિ હોય!

નટવર અને લલાટીએ રાણીને પ્રણામ કર્યાં. એ બંને પ્રણામ કરતાં કરતાં ભૂમિ ઉપર દંડવત્ કરતાં હતાં ખરાં, પરન્તુ તેમનાં નયનોમાંથી અવિરત અશ્રુધારાઓ ઝરતી હતી. ને હૃદય અસ્ફૂટભાષા બોલતું બોલતું કંપતું હતું.

થોડીવાર મૌન ધારણ કર્યા પછી લલાટી બોલી:—"જગજ્જનની ! અમને શું આ પ્રમાણે પોતાના અંકમાં લેશે નહિ ?"

એટલામાં દૂરથી કોઇનો કોમળ છતાં ઉચ્ચ અવાજ સંભળાયો— "લેશે, થોડા સમયમાંજ લેશે."

આ અવાજ સાંભળી સૌ વિસ્મય પામી ગયાં. આ વાત કોણ બોલ્યું ? એ જોવા સૌ ચારે તરફ દૃષ્ટિપાત કરવા લાગ્યાં. પણ સમીપમાં કોઇ મનુષ્ય જણાયું નહિ. વ્રજબાલાને ભાસ થયો કે જાણે દૂર એક સંન્યાસીની મૂર્તિ જણાય છે. ને એ મૂર્તિ સંધ્યાના અસ્પષ્ટ અંધકારમાં લીન થઇ જાય છે !

આ જોઇ વ્રજબાલા કાંઇ વિસ્મિત તથા અન્યમનસ્ક થઇ. વ્રજબાલાની આ સ્થિતિ જોતાં પેલાં બાળકો તેની કેડમાંથી નીચે ઉતરી ગયાં. કેમકે તેઓ સમજ્યાં, કે હવે રાણીમાનું પોતાનાભણી ધ્યાન નથી. આથી બાળકો પોતાની જનેતા પાસે જવાને તત્પર થયાં.

બાળકો પોતાની પાસેથી ખસી ગયાં; તે જોતાંજ જાણે વ્રજબાલા ઉંઘમાંથી જાગ્રત્ થઈ ગઇ. અને બંને બાળકોને પાછાં તાણી લઇ પોતાની ગોદમાં લીધાં, ને ઝૂંપડીમાં લઇ ગઇ. ત્યાં પોતાને વાસ્તે જે ભોજન તૈયાર કરવામાં આવેલું હતું તે લઇ સ્વહસ્તે બંને બાળકોને કોળીઆ ભરાવી ખવરાવવા લાગી !

નિર્મળા આ દેખાવ જોઇ આશ્ચર્ય પામી ગઇ. વ્રજબાલા બ્રાહ્મણની પુત્રી હતી છતાં આ અસ્પર્શ્ય જાતિનાં બાળકોએ સ્પર્શ કરેલા

અન્નને અડકવા લાગી! ને તે મનમાં ને મનમાં વિચારવા લાગી કે હવે જો મ્હને ક્યાંઇ સારી રહેવાની સગવડવાળું સ્થાન મળે તો આ વટશેલીનો સંસર્ગ છોડી ચાલ્યાં જવું.”

બંને બાળકોને જમાડી તથા જળપાન કરાવી વ્રજમાલા બહાર લાવી. પોતાનાં બંને સંતાનોને તૃપ્ત થયેલાં જોઇને લલાટી તથા નટવરને પણ અત્યંત આલ્હાદ થયો. એ આલ્હાદમાં તેઓ પોતાની ભૂખતરસ પણ ભૂલી ગયાં.

હવે નટવરે પ્રણામ કરી વિદાય માગી.

રાણીઃ—“ નટવર, અહીં રહેવાનું તને કયાંઇ સ્થાન મળ્યું છે કે ? ”

નટવરઃ—“ માજી, તમારાં સંતાનોને સ્થાનનો કયાં તોટો છે ? જો આજ્ઞા કરો તો આખો રાજમહેલ અહીં ઉપાડી લાવું. ”

આ સાંભળી રાણી હસવા લાગી.

તે દહાડાની ગંભીર રાત્રિમાં રાણી અર્ધી જાગ્રત્ ને અર્ધી સ્વપ્નાવસ્થામાં પડેલી હતી. ત્યાં તેણે દૂરથી આવતું નીચેનું ગાન સાંભળ્યું. એ ગાન જાણે દૂર સમુદ્રતટની રેતીમાં બેસીને કોઈ ગાતું હતું.

હરિ! હૃદયમંદિરે જાગો;
પ્રભુ! હૃદયમંદિરે જાગો.
જનક રૂપે વા જનની રૂપે, પુત્ર રૂપે વા પુત્રી રૂપે.
હૃદયમંદિરે જાગો—હરિ ! હૃદયમંદિરે જાગો.
ભગિનીરૂપે વા ભ્રાતા રૂપે,
પત્નીરૂપે વા ત્રાતા રૂપે,
હૃદયમંદિરે જાગો—પ્રભુ ! હૃદયમંદિરે જાગો.

સ્નેહ, દયા વા ભક્તિરૂપે,
પ્રેમભાવ વા પ્રીતિરૂપે,
માનસ–મંદિરમાં જાગો–હરિ! હૃદયમંદિરે જાગો
જાગો નિદ્રા વા જાગરણે,
પ્રકટો પ્રભુ જીવન ને મરણે,
સકલ સમયમાં જાગો, હરિ ! હૃદયમંદિરે જાગો.
શક્તિરૂપથી, શાંતિરૂપથી,
જ્ઞાનરૂપથી, બુદ્ધિરૂપથી,
બહાર ભીતર જાગો, હરિ ! હૃદયમંદિરે જાગો.
પ્રકટો સુખમાં, પ્રકટો દુઃખમાં,
પ્રકટો અહરે, પ્રકટો નિશમાં,
માનસ–મંદિર જાગો–પ્રભુ ! હૃદયમંદિરે જાગો.



પરિચ્છેદ દશમો.

## નિર્વાસનિકતા.

સ્થૂલાદિસંબંધવતોऽભિમાનિનઃ સુખં ચ દુઃખં ચ શુભાશુભે ચ ।
વિધ્વસ્તબન્ધસ્ય સદાત્મનો મુનેઃ કુતઃ શુભં વાપ્યશુભં ફલં વા ॥
( શંકરાચાર્ય, )



બીજે દિવસે પ્રભાતે ઉઠી રાણી બોલીઃ—" નિર્મળા ! આજે દેવદર્શને જવું છે. "

નિર્મળા વિસ્મય પામી બોલીઃ—" આપણને અહીં આવ્યાં તો

કેટલાય દિવસો થઇ ગયા, છતાં કોઈ દહાડો નહિ ને આજે એ શી વાત કરી ?"

વ્રજબાલાઃ—"આટલે દહાડે હું દર્શનની અધિકારી થઇ છું."

નિર્મળાઃ—"આજે એકદમ ત્હને અધિકાર ક્યાંથી આવી મળ્યો ?"

વ્રજબાલાઃ—"બાળકોનો સ્પર્શ થવાથી."

નિર્મળાઃ—"એ શી રીતે ?"

વ્રજબાલાઃ—"હું પહેલાં કોઇ દહાડો પણ બાળકોને ખોળામાં લેતીજ નહિ. કેમકે બાળક એ મ્હારી નજરે ઘૃણાસ્પદ વસ્તુ હતી. પણ એ બે બાળકોને કાલે મ્હેં અંકમાં લીધાં ત્યારથી હું પવિત્ર થઇ છું."

નિર્મળાઃ—"મ્હને આમાં કાંઇ સમજાતું નથી."

વ્રજબાલાઃ—"એથી મ્હારા શરીરમાં માતૃભાવના જાગ્રત્ થઇ છે."

નિર્મળાઃ—"વાહવા રે વાહવા ! એ શૂદ્રનાં સંતાનોનું એઠું ચૂંથવાથી તું પવિત્ર થઇ કે ઉલટી અપવિત્ર થઇ ? એ મ્હારાથી તો સમજી શકાતું નથી."

વ્રજબાલાઃ—"એ સમજવાની હજુ લગી ત્હારામાં શક્તિ આવી નથી નિર્મળા ?"

નિર્મળાઃ—"ન આવી તો કાંઇ નહિ; મ્હારે એવી પવિત્રતા જોઇતી પણ નથી."

વ્રજબાલાઃ—"બહુ સારૂં, તો તું ઝુંપડીએ રહેજે. હુંજ મંદિરમાં જઇશ."

નિર્મળાઃ—"શું એકલી જઇશ ?"

વ્રજબાલાઃ—"ના, લક્ષ્મી હમણાં આવશે."

નિર્મળાઃ—ના, હું તો ત્હારી સાથે આવીશ. "એને આવવું હોય તો એ પણ ભલે ને આવે."

પછી સ્નાન કરવા સારૂ બંને જણાં સમુદ્રમાં ઉતર્યાં. અનંત વારિરાશિ સમુદ્રના તરંગો ઉપર તરંગો આવી આ બંને રમણીઓનાં અંગ ઉપરના મલ ધોઇ લઈ જવા લાગ્યો. તોપણુ અંદરના માનસિક મલો ધોવાની એ સમુદ્રમાં શક્તિ નહોતી વ્રજબાલા સમુદ્રને સંબોધીને બોલીઃ—" વારિધે! તું કેટલો વિશાળ છે ને હું કેટલી ક્ષુદ્ર છું? તોપણ તું સીમાબદ્ધ છું; ને મ્હારે સીમા નથી. તું મર્યાદિત છું ને હું અમર્યાદિત ને અનંત છું. ત્હારૂં હૃદય વિશાળ છતાં પણ ચપળ છે. પવનને સાધારણુ ઝપાટે પણુ ત્હારૂં હૃદય અસ્થિર બની કંપી ઉઠે છે. ને મ્હારૂં હૃદય ન્હાનકડું હોવા છતાં પણુ ગંભીર છે. સેંકડો પ્રવૃત્તિના હડસેલા ખાધા છતાં પણુ મ્હારૂં હૃદય નિષ્કંપ છે. તો પછી ત્હારો ગર્વ વૃથા છે. ત્હારી શક્તિ તે પાશવિકતથા નાશકારક છે. તું..."

એટલામાં એકદમ નિર્મળા ચીસ પાડી ઉઠી. વ્રજબાલાએ પાછાં ફરીને જોયું તો સમુદ્રભણી પાછો ફરતો એક તરંગ નિર્મળાને સમુદ્ર તરફ ઘસડી જતો હતો. વ્રજબાલાએ નિર્મળાને જોરથી પકડી રાખી. આથી તે ડુબતી બચી.

હવે નિર્મળા સમુદ્રને ગાળો દેવા લાગી. એની ગાળો પૂરી થઇ નહોતી ત્યાં તો એક બીજો તરંગ આવ્યો. ને એ તરંગે લથડીઆં ખાતી નિર્મળાને રેતીમાં પાડી નાંખી. ને ગાળો દેતી નિર્મળાને રેતીમાં ઘસડતો ઘસડતો એ તરંગ કાંઠા તરફ લઇ ચાલ્યો.

આ જોઈ વ્રજબાલા બોલીઃ—" અરે વારિધિ! તુ દયામાયાવર્જીત છે, તેવીજ આટલો બધો ક્ષુદ્ર છે."

બંને જણાંએ સ્નાન સમાવી કર્યું. એટલામાં લલાટી આવી. એટલે તેને સાથે લઈ મંદિરભણી ચાલ્યાં.

તેઓ મંદિરમાં આવ્યાં. કોઇ કોઇ રાણીને નિહાળી નમન કરવા લાગ્યું. તો કોઈ કોઇ રાણીનો રૂપરાશિ નિહાળી પોતાના હૃદયને આહ્લાદિત કરવા લાગ્યું. રાણી વ્રજબાલા એ તરફ ન જોતાં શ્રીમંદિરમાં ગઇ મંદિરના અંદરના ભાગમાં પ્રકાશ ઘણોજ ઓછો હતો.

રાણીએ જોયું તો મંદિરમાં પોતાનાથી થોડે દૂર એક દીર્ઘકાય, જટામંડિત સંન્યાસી ઉભેલો હતો. એની કાંતિ અત્યંત તેજોમય હતી એને જોતાંજ વ્રજબાલાનું હૃદય ભક્તિભાવે છલકાઈ ગયું. ગઈ કાલે સંધ્યાકાળે એ સંન્યાસીએજ છેટેથી મ્હને દર્શન આપ્યાં હતાં; એવો વ્રજબાલાના મનમાં વિચાર ઉપજ્યો. પરંતુ એ વિચાર મનમાંથી કાઢી નાંખી વ્રજબાલા દેવદર્શન કરવા આગળ વધી.

સંન્યાસીઃ—" મા, હું ત્હારીજ વાટ જોઇ અહીંઆં ઉભેલો છું."

વ્રજબાલાઃ—" ભલે મહાત્મન્ ! વાટ જુઓ. હું દેવદર્શન કરી પાછી આવું છું."

વ્રજબાલા એક ડગલું આગળ વધી, ત્યાં તો તેને આગળ જતી અટકાવવા વાસ્તે સંન્યાસી બોલ્યો.

" ત્યાં જઇને શું કરીશ મા ? ઠાકોરજી તો ઇન્દ્રિયોરહિત છે."

વ્રજબાલાઃ—" તેથી આપણને શી હરકત છે ?"

સંન્યાસીઃ—" જા, તું તમામ કામનાઓ ને વાસનાઓ છોડી દઇને જતી હોય તો જા, નહિ તો જા માં."

વ્રજબાલાઃ—" મ્હારી પાસે જે છે તે લઇને હું ઠાકોરજી પાસે જાઉં છું."

સંન્યાસીઃ—" ત્હારી પાસે શું છે મા ? પુણ્ય છે ?"

વ્રજબાલાઃ—" ના,"

સંન્યાસીઃ—" પાપ છે ?"

વ્રજબાલાઃ—" ના."

સંન્યાસીઃ—" ભક્તિ છે ?"

વ્રજબાલાઃ—" ના."

સંન્યાસીઃ—" તો જા મા, પ્રેમમયનાં ચરણો નિહાળવાનો ત્હને અધિકાર પ્રાપ્ત થયો છે."

આટલું બોલી સંન્યાસી ત્યાંથી ચાલ્યો ગયો.

મંદિરમાંથી ઠેઠ પાછલે પહોરે તેઓ પાછાં આવ્યાં વ્રજબાલાએ ઝૂંપડીએ આવી જોયું તો નટવર એની રાહ જોઇને રહેલો છે. ને રાણીના મ્હોં સામું જોઇ રહ્યો છે.

રાણીઃ—" શું કહેવાનું છે નટવર !"

નટવરઃ—" શું કહું ગાજી, મુસલમાનોએ બારવાટી જીતી લીધેલ છે."

રાણી થોડીવાર મૌન રહી બોલીઃ—" ત્યારે શું શ્રીક્ષેત્ર એમનું લક્ષ્યબિંદુ છે કે ? તેઓ ભુવનેશ્વર ભણી ગયા છે કે નહિ ? તે તું જાણે છે ?

નટવરઃ—' એ હું જાણતો નથી.

રાણીઃ—" યુવરાજ ક્યાં છે ?"

નટવરઃ—" રણમાં મરણ પામ્યા છે."

રાણીઃ—" દનાર્દન અને ભૃગુરામ ક્યાં છે ?"

નટવરઃ—" કાલાપહાડનાં ચરણો નીચે."

રાણીઃ—" દીનકૃષ્ણ ?"

નટવરઃ—" દીનકૃષ્ણ પણ મરણ પામ્યો છે."

રાણીઃ—" ગદાધર ક્યાં છે ?"

નટવરઃ—" ભુવનેશ્વરમાં."

રાણીઃ—"ત્યાં શું કરે છે?"

નટવરઃ—"એ ત્યાં સૈન્ય એકઠું કરે છે; ને પહાડવાસીઓ પોતાનાં તીર્થક્ષેત્રોનું રક્ષણ કરવા ટોળેટોળાં બંધાઇ ત્યાં આવે છે.

રાણીઃ—"અને ખંડાઇતો શું કરે છે?"

નટવરઃ—"તેઓ આવતા નથી. બધા રાજા થવાને ચાહે છે; પણ સેનાપતિપણું લેવા કોઈ ચહાતું નથી.

રાણીઃ—ગર્વજ અધઃપાતનું મૂળ છે."

નટવરઃ—"ત્હમે એકવાર ચાલોને મા?"

રાણીઃ—"હવે નહિ."

નટવરઃ—"આખો ઓઢીઆ તમ્હારા મોં સામું જોઇ રહ્યો છે મા!"

રાણીઃ—મ્હારા મોં સામો? છટ્ છટ્ હું કોણ? સમુદ્રમાં જેવું એક ટીપું છે, તેવી આ શરીરની સ્થિતિ છે. જગત્કર્ત્તાની ઇચ્છાથી તે સરજાયું છે અને એ એનીજ ઇચ્છામાં લીન થવાનું છે."



## પરિચ્છેદ અગિયારમો.

# પુનઃ વ્યૂહ રચના.

કાલાપહાડના પ્રચંડ સૈન્ય અને અસીમ પરાક્રમ આગળ ચૌધાર અને બારવાટી ટકી શક્યાં નહિ. કટક પણ કાલાપહાડે જીતી લીધું. એ જીતેલા પ્રદેશ ઉપર કાલાપહાડે કતલુખાંને શાસનકર્ત્તા નીમ્યો અને પોતે દક્ષિણદિશા ભણી સૈન્ય લઇ આગળ વધ્યો. દનાર્દન અને ભૃગુરામ તો કેદખાનામાંથી નાસી જઇ તેને જઇ મળ્યા હતા. કટક જીતાયા પછી દનાર્દને ઓઢીઆની ગાદી માગી. એટલે કાલાપહાડે

તેનો અત્યંત તિરસ્કાર કર્યો, તેથી લાગ જોઇ દનાર્દન તેની પાસેથી છટકી ભાગી ગયો.

હવે કટકમાં હિંદુનું કાંઈજ રહ્યું નહિ. ત્યાં હિંદુઓનાં જે જે મંદિરો અને દેવમૂર્તિઓ હતી; તેનો મુસલમાનોએ નાશ કરી નાંખ્યો. માત્ર જેનો નાશ થઈ શકે નહિ એવું ત્યાં જે કાંઈ હતું, તેજ બાકી રહ્યું.

કટકમાં તથા તેની આસપાસનાં સ્થાનોમાં જે હિંદુઓ બાકી રહ્યા હતા, તેમને બળાત્કારે મુસલમાનો બનાવવામાં આવ્યા. કટકનો રાજભંડાર લૂટવામાં આવ્યો. અને જે રાજમહિષીઓ હાથમાં આવી તેને મુસલમાન સરદારોને ભાગે પડતી વહેંચી આપવામાં આવી. માત્ર પેલી બંગાળી મહારાણીનો પત્તો લાગ્યો નહિ. કાલાપહાડના સેનાનાયકોએ તેની ઘણી શોધાશોધ કરી, તોપણ તે ક્યાંઇજ મળી શકી નહિ.

પોતાનું અપાર અપમાન થવાથી દનાર્દન ક્રોધી બની ગર્જના કરવા લાગ્યો. પરંતુ તેથી વિશેષે તે કાંઇજ કરી શકયો નહિ. તેને મનમાં મનમાં ગ્લાનિ તો ઉપજી હતી, ને તેમાં આ વિફલ ક્રોધનું મિશ્રણ થયું. એને લીધે તે ઉન્મત્ત જેવો બની ગયો. દનાર્દન ગદાધર સાથે તો એકત્ર થયો નહિ, તોપણ મુસલમાનો સાથે લડવા માટે લશ્કર એકઠું કરવા લાગ્યો. પણ તેનામાં કુશળતા કે બહાદુરી હતી નહિ. આથી કાંઇ જાણવા જેવું કામ તે કરી શકયો નહિ. કતલુખાએ એક દહાડો અચાનક દનાર્દનના ઉપર આક્રમણ કર્યું. તેમાં તે હાર્યો ને ઘાયલ થઇ ભુવનેશ્વર ભણી નાઠો.

ગદાધર અને કરિમશા પોતાનાં લશ્કરો સાથે ભુવનેશ્વરમાં રહ્યા હતા. ભુવનેશ્વરનું વિશ્વવિખ્યાત શિવાલય મુસલમાનોના હાથમાં જવા ન દેવું એ ગદાધરનો હેતુ હતો. ભૃગુરામ ભુવનેશ્વર ગયો ને તેણે

ગદાધરનો આશ્રય માગ્યો. ઉદાર બંગાલીવીરે વગર સંકોચે તેને આશ્રય આપ્યો; ને સૈન્યમાં દાખલ કર્યો. પરંતુ તે ઝાઝીવાર ત્યાં પણ ટકી શક્યો નહિ. તેનું મન તો વ્રજબાલા પાછળ ભટકતું હતું ને ભુવનેશ્વરમાં તેણે વ્રજબાલાને દીઠી નહિ, ત્યારે તે ભુવનેશ્વર છોડી ચાલ્યો ગયો.

જે જે વિરોધીઓ દનાર્દનના પક્ષમાં મળ્યા તેમના પશ્ચાત્તાપની સીમા રહી નહિ. હવે તેઓ સ્વદેશ ને સ્વધર્મનું રક્ષણ કરવા માટે ગદાધરના ઝૂંડા નીચે આવી મળ્યા. પોતાના પિતાનું વૈર લેવાની વૃત્તિએ હરિકીર્તન પણ ગદાધરના વાવટા નીચે આવ્યો. ગદાધરે તેને સેનાના ઉપરીપણાનું કામ સોંપ્યું. કેમકે જો કોઇ ઉચ્ચવંશમાં જન્મેલો ઓઢીયાવાસીજ સેનાપતિ હોય તો સારૂં; એવું તે ઇચ્છતો હતો. ને એવાજ માણસની શોધમાં આજલગી ગદાધર યત્નવાન હતો. બંગાલી માણસનું ઉપરીપણું કબૂલ કરવા કેટલાક ઓઢીઆવાસીઓ ખુશી નહોતા. ખંડાઇત હરિકીર્ત્તનની ઉમર પરિપક્વ ન હોવા છતાં પણ તે વંશથી અને અને અધિકારથી ઓઢીઆવાસીની નજરે સન્માનયોગ્ય પુરૂષ હતો. આવાં આવાં કારણોને લીધે ગદાધરે તેને બધી સેનાનો ઉપરી બનાવ્યો ને પોતે તેનો ઉપરી રહ્યો.

આ પ્રમાણે ભુવનેશ્વરમાં ઘણું લશ્કર એકત્ર થયું. પરંતુ શસ્ત્રોની તાણ પડી. બધાં માણસોને પૂરા પાડી શકાય તેટલા ભાલા તલવારો મળ્યાં નહિ, ત્યારે ગદાધરે એક નવીજ ગોઠવણ કરી. તેણે ગોફણવાળા ને ધનુષ્યવાળાની ટૂકડીઓ પાડી. ને શત્રુને આવવાનો જે પહાડી રસ્તો હતો; તે તરફ સ્થળે સ્થળે ફેંકી શકાય તેવા પથરાના ઢગલા કરાવ્યા. ને ત્યાં આ ગોફણવાળાઓની ગોઠવણ કરી. વળી પહેલાં પઠાણો પાસેથી યુદ્ધમાં જે બે તોપો પડાવેલી હતી, તે

પણ ભુવનેશ્વરના કિલ્લાની ઉપર ગોઠવી. બંદુકોની સંખ્યા આઠદશ હજારની હતી. તેનો જે ઉપયોગ કરી શકે તેવા હતા તેને આપી બંદુકવાળું આઠદશ હજારનું લશ્કર તૈયાર કરવામાં આવ્યું. તલવારો ને ભાલાની સંખ્યા બંદુકો કરતાં વધારે હતી. ગદાધર આખી રાત્રિ અને આખો દહાડો પરિશ્રમ કરીને લશ્કરને કેળવવા લાગ્યો.

વ્યવસ્થા સાચવવા કાર્યના વિભાગો પાડવામાં આવ્યા. અશ્વારોનું લશ્કર કરિમશાએ લીધું ને તે નગરથી કેટલેક દૂર શત્રુની વાટ જોવા લાગ્યો. પર્વતનો રસ્તો સાચવવાનું કામ ગદાધરે માથે લીધું ને તે ગોફણવાળા તથા તીરકામઠાંવાળાને લઇ ખીણ સાચવવા લાગ્યો. હરિકીર્તને પોતાને માથે નગર અને કિલ્લો સાચવવાનો ભાર લીધો.

પોતાના સૈન્ય સાથે કાલાપહાડે ભુવનેશ્વરભણી પ્રયાણ કર્યું. કાલાપહાડની છાવણીએથી ભુવનેશ્વર જવાના બે રસ્તા હતા. એક રસ્તો પર્વતમાં થઇને જતો હતો. અને બીજો રસ્તો સપાટ હતો. પણ એ સપાટ રસ્તે જતાં રસ્તામાં બે નદીઓ ઓળંગવી પડતી. એ નદીઓના ઉપર પૂલો બાંધેલા હતા ; પણ શત્રુઓ તેનો લાભ ન લે, માટે ગદાધરે તે પૂલો તોડી નંખાવ્યા હતા. તેમ છતાં પણ કાલાપહાડે ડુંગરી રસ્તો પકડ્યો નહિ. તેણે નદી ઓળંગી જવાનો સંકલ્પ કર્યો. ગદાધરે જ્યારે આ સમાચાર સાંભળ્યા, ત્યારે તે પોતાનું પર્વતવાળું સ્થાન છોડી મુસલમાનોને આવતા અટકાવવા સપાટ મેદાનભણી સામો ચાલ્યો.

કાલાપહાડને ચંદ્રભાગા ને વરણા એ બે નદીઓ ઓળંગવાની હતી. તેથી તે ત્વરાથી ચંદ્રભાગાને કાંઠે આવી પહોંચ્યો. એ કાંઠા પાસે મ્હોટાં મ્હોટાં વૃક્ષોનું એક ઘાટું જંગલ હતું. તેમાંનાં વૃક્ષો કાપી ત્વરાથી કામચલાઉ પૂલ બાંધવાની તેણે આખા લશ્કરને આજ્ઞા કરી. ને બે દહાડામાં તો પૂલ તૈયાર થયો. ગદાધર સામો આવી પહોંચ્યો

નહોતો, તે પહેલાંતો કાલાપહાડનું આખું સૈન્ય ચંદ્રભાગા ઉતરી ગયું. હવે એના લશ્કરને વરણા નદીજ માત્ર ઓળંગવાની રહી. હવે એ નદી ઉપર પણ મુસલમાનો પૂલ બાંધી ન લે એવો ગદાધરે ઉદ્યોગ આરંભ્યો. પરંતુ એ ઉદ્યોગમાં પણ તે પૂરો ફતેહમંદ થઇ શક્યો નહિ. કેમકે ગદાધર પાસે માત્ર ગોફણ અને તીરકામઠાં ધારનારાઓનુંજ સૈન્ય હતું. વળી ગદાધરનું સૈન્ય જે કાંઠા ઉપર હતું ત્યાં ખૂલ્લું મેદાન હતું. ને ખૂલ્લા મેદાનમાં રહેલા ગોફણોવાળા તથા કામઠાંવાળાઓ, સામેથી આવતી ગોળીઓ સન્મુખ ટકી શક્યા નહિ. જો ગદાધર પાસે પેલી બે તોપો હોત અથવા બંદૂક ધારનારાનું સૈન્ય હોત તો તેને ફતેહમંદ થવાનો સંભવ હતો. પણ એ તોપો તો હરિકીર્તને ભુવનેશ્વરના કિલ્લા ઉપર ગોઠવી હતી. ને બંદૂકવાળાઓને પણ તેણે કિલ્લા ઉપર ગોઠવ્યા હતા. આથી ગદાધરના ધનુષ્યધારીઓ કાલાપહાડના બંદૂકધારીઓને હાથે ટપોટપ પડવા લાગ્યા.

તેમ છતાં પણ ગદાધર નાહિંમત થયો નહિ. જે દિવસે સાંજને વખતે મુસલમાનોએ વરણા ઉપર કામચલાઉ સેતુ સમાપ્ત કર્યો, તેજ દહાડાની રાતે ઘોર અંધકારમાં રહીને ગદાધરે સેતુથી થોડેક દૂર કાંઠાના રેતાળભાગમાં નિઃશબ્દે ઉંડી ખાઈ ખોદાવી તૈયાર કરાવી દીધી. એ ખાઇની ઉંડાઇ લગભગ એક માણસની ઉંચાઇ જેટલી કરાવી હતી; ને પહોળાઈ તેમાં માણસ બેસી શકે તેટલી કરાવી હતી. એ ખાઈમાં પોતાનાં ચચેલાં તીરકામઠાં ધરનારાં મનુષ્યોને ગદાધરે ગોઠવી રાખ્યાં હતાં.

બીજે દિવસે પ્રાતઃકાળમાં જ્યારે કાલાપહાડનું સૈન્ય નદી ઉલ્લંઘવા સેતુ ઉપર ચડ્યું, ત્યારે ખાઇની અંદરથી એકસાથે બસો તીર છૂટ્યાં. ને મુસલમાનોનાં સો સવાસો માણસો એક સાથે ચીત્કાર કરી ભોંયે ઢળી પડયાં! વળી પૂલ ઉપર થઈ બીજા સો પઠાણ સૈન્યનાં મ-

નુષ્યો જવા લાગ્યાં; તો તેમની પણ એજ દશા થઇ ! આમ મુસલમાની સૈન્યની હારની હાર પૂલ ઉપરથી ચાલવા લાગી. ને તેની દશા પહેલાંના મનુષ્યોના જેવીજ થઇ! મતલબ કે ગદાધરના બાકી રહેલા માત્ર બસો ધનુર્ધારીઓએ કાલાપહાડના પ્રચંડ લશ્કરને નદી ઓળંગવા દીધી નહિ. જે માણસ પૂલ ઉપર ચડતું તે એકીસાથે બે કે ત્રણ તીરો ખાઇ ટપ દઇ ભોંયે ઢળી પડતું !

આ સમયે કાલો પહાડ, પોતાના તંબુમાં બેસી હરિકીર્તિને તેને મોકલેલો એક પત્ર વાંચતો હતો. હરિકીર્તિને પત્રમાં કાલાપહાડને લખ્યું હતું કે:—"જો આપ મ્હને દક્ષિણ ઓઢીઆને સિંહાસને બેસાડશો, તો આપને માટે આ દેશનાં તમામ દ્વાર ખૂલ્લાં છે. આપ ખુશીથી ચાલ્યા આવો. આપણે બંને મળી ઓઢીઆ વહેંચી લઇશું."

પત્ર વાંચી કાલાપહાડે પત્ર લાવનારને બોલાવ્યો. પત્ર લાવનાર ધ્રૂજતો ધ્રૂજતો દુર્દાન્ત પઠાણ સેનાપતિ સન્મુખ આવી ઉભો રહ્યો. પત્ર લાવનારને પગથી માથા સુધી નિહાળી કાલો પહાડ બોલ્યો:—"તને કોણે મોકલ્યો છે ?"

પત્રવાહક:..."ખંડાઇત સરદાર હરિકીર્તિને."

કાલાપહાડ:—"તે ક્યાં છે ?"

પત્રવાહક:—"પચાશ હજારનું સૈન્ય લઇ તે ભુવનેશ્વરનું રક્ષણ કરવા રહેલ છે."

કાલાપહાડ:—"ઠીક, તેને કહેજે કે હું જરૂર એને સિંહાસને બેસાડીશ."

દૂત વિદાય થયો. ત્યાર પછી એક માણસે આવી તેને સમાચાર આપ્યા કે સેતુ ઉપરથી એક પણ માણસ સામે તીરે જઈ શકતું નથી. જે સેતુ ઉતરવા જાય છે તે નાશ પામે છે.

આ સમાચાર સાંભળી તે ક્રોધે લાલચોળ થઈ ગયો. ને જલ્દી શિબિરનો ત્યાગ કરી પોતાને ઘોડે ચડયો.

કાલાપહાડે સેતુથી થોડે દૂર રહીને જોયું તો જણાયું કે પૂલથી થોડે દૂર એક ખાઇ છે. ને તેમાં હિંદુ સૈન્ય લપાઇ રહી પઠાણુ સૈન્ય ઉપર તીરો ફેંકે છે; ને પઠાણોને હણે છે.

એક મુહૂર્તમાંજ કાલોપહાડ સત્ય વસ્તુસ્થિતિ સમજી ગયો. ને તરતજ તેણે તેનો ઉપાય પણ નક્કી કરી લીધો. તેણે એકદમ પાંચસો બંદૂકવાળાને બોલાવ્યા. અને ખાઇ ઉપર નિશાન તાકી તેમને હારબંધ ઉભા રહેવાની આજ્ઞા કરી. ને બીજાં બસો ત્રણસો માણુસોને સેતુ ઉલ્લંઘવાની આજ્ઞા આપી.

જેવાં પઠાણોનાં બસો માણુસો સેતુ ઉતરવા લાગ્યાં. ને તેમને મારવા વાસ્તે જેવાં ગદાધરનાં ધનુષ્યધારી બસો માણુસોએ ખાઇ બહાર પોતાનાં ડોકાં કાઢયાં કે તરત તેમનાં માથાં ઉપર પેલા પાંચસો બંદૂકધારીઓએ ગોળીઓ છોડી. જેનું ફળ એ થયું કે તેઓ કામઠામાં તીર યોજે; ત્યાર પહેલાં તો ગોળી ખાઇ ટપોટપ ખીણુમાં ઢળી પડયાં.

હવે ગદાધર પાસે બીજો કશો ઇલાજ રહ્યો નહિ. તેણે હવે ખાઇનો ત્યાગ કર્યો ને પોતાની પાસેનાં જે ધનુષ્યધારી ચાળીશ પચાશ માણુસો બચ્યાં હતાં તેને લઇ તે હાથમાં તરવાર લઇ સેતુને બીજે છેડે આવી ઉભો. પરંતુ અગણિત બંદૂકવાળા લશ્કર સામે તેનાં એટલાં અલ્પ મનુષ્યો કેટલીકવાર ટકી શકે ? જોતાં જોતાંમાંજ ગદાધરનાં એ મનુષ્યો પણ ગતઃપ્રાણુ થયાં. હવે તો ગદાધર માત્ર એકલોજ રહ્યો. તેમ છતાં એ વીર એક ડગલું પણ પાછો હઠયો નહિ. પોતાના હાથમાં ઉઘાડી પ્રચંડ તરવાર લઇ તે પૂલને છેડે ઉભો રહ્યો. ને જે જે પઠાણો

પૂલ ઉલ્લંઘતા હતા, તેને કાપવા લાગ્યો. એમ આ એકલા બહાદુર નરે અનેક પઠાણોને ધૂળ ચાટતા કર્યા.

દૂર ઉભેલા કાલાપહાડે આ બનાવ જોયો. એટલે પોતાનો ઘોડો પડયો મૂકી તે પગપાળોજ પૂલ ઉપર ચાલવા લાગ્યો. ને આંગળી હલાવી કોઇને પણ પોતાની પાછળ ન આવવાની તેણે આજ્ઞા કરી. આથી મુસલમાની તમામ સૈન્ય સેતુને બીજે છેડેજ ઉભું રહ્યું. માત્ર એક જણુજ કાલાપહાડની પાછળ પાછળ ચાલતું હતું. ને એ વ્યક્તિ તે બૂનાની હતી. બૂનો કાલાપહાડની પાછળ પાછળ ચાલતો હતો. ને જ્યારે કાલેપહાડ ગદાધરની સામે આવી ઉભો ત્યારે બૂનો તેની પાછળ આવી ઉભો રહ્યો.

---

## પરિચ્છેદ બારમો.

# વીર—ગતિ.

**वीराणां समयो हि दारुणरसः स्नेहक्रमं बाधते ।**

( ઉત્તરરામચરિતમ્ )

---

કાલાપહાડઃ—" ગદાધર, આપણે પાછા ફરી મળ્યા હો. "

ગદાધરઃ—" હા, પરંતુ આપણું આ મળવું છેવટનું છે. "

કાલાપહાડઃ—" શા માટે પ્રાણ આપવા આવ્યો છે ગદાધર? "

ગદાધરઃ—" હવે પ્રાણ રાખવાનું પ્રયોજન નથી માટે. "

કાલાપહાડઃ—" આજ લગી પ્રાણનું પ્રયોજન હતું ? "

ગદાધરઃ—" હા. "

કાલાચાંદના હૃદયને મથી નાંખતો એક નિઃશ્વાસ બહાર નીકળ્યો. ગદાધરે એ નિઃશ્વાસનો અવાજ પણ સાંભળ્યો, તેમજ તે એ નિઃશ્વા-

સનો મર્મ પણ સમજ્યો તેથી તે બોલ્યોઃ—“ કાલાચાંદ, તું આટલો શામાટે દુઃખી બને છે ? ”

કાલાચાંદઃ—“ એની વાતોનું અત્યારે કશું પ્રયોજન નથી, તું શસ્ત્ર તૈયાર કર. ”

હવે બંને જણા વચ્ચે દ્વંદ્વયુદ્ધ ચાલ્યું. બંને જણા બળવાળા તથા નિપુણ હતા. એટલે ઘણીવાર સંગ્રામ ચાલ્યો. કોઇ કોઇને હરાવી શક્યું નહિ. આથી બંને જણા થોડીવાર વિશ્રાન્તિ લેવા તરવારના અગ્રભાગ ઉપર ભાર દઈ ઉભા રહ્યા.

કાલાચાંદઃ—“ આપણા બેમાંથી આજે એકજણ અવશ્ય મરશે; પરંતુ કોણ મરશે ગદાધર ? “ તું મરીશ કે હું ? ”

ગદાધરઃ—“ હું. ”

કાલાચાંદઃ—“ ના ના, તું બચીશ–તું હિંદુ છે, તું હિંદુધર્મનો રક્ષક છે. ”

ગદાધરઃ—“ તું શું હિદુ નથી કાલાચાંદ ? ”

કાલાચાંદઃ—એ વાત બોલમાં ગદાધર, મ્હારે યજ્ઞોપવીત નથી. તેમ હું ગાયત્રીના જપ કરતો નથી. ”

ગદાધરઃ—“ ગાયત્રી એ કાંઇ જપવાની વસ્તુ નથી; એ તો ધ્યાન કરવાની વસ્તુ છે. આ સમગ્ર બ્રહ્માંડનાં અણુઓ તથા પરમાણુઓમાં જે સર્વ શક્તિમાન દેવ વિરાજી રહેલ છે: એનું ચિંતન એજ ગાયત્રી છે. હવે એ ચિંતન ચાહે તો હિંદુનો પોશાક પહેરીને કરી, કે ચાહે તો મુસલમાની પોશાક પહેરી કરી, તેમાં કાંઇ તફાવત નથી.”

કાલાચાંદ થોડીવાર મૌન ધારણ કરી બોલ્યોઃ—“ હું તો તમારા ઠાકોરજીનું તથા તમારા દેવોનું કદિ ધ્યાન પણ ધરતો નથી. ”

ગદાધરઃ—“ એ કાંઈ ધ્યાન ધરવાની વસ્તુ નથી. એ તો અનુભવ કરવાની-ઉપાસના અને સાક્ષાત્કાર કરવાની–વસ્તુ છે. કાલાચાંદ !”

આ સાંભળતાં બૂતાનાં નયનોમાં અશ્રુ છલકાયાં. કાલોચાંદ પણ આઘે આકાશમાં જોતો જોતો નિશ્ચલ ઉભોજ રહ્યો. એને પ્રતીતિ થઇ કે જાણે વિશ્વમાં વ્યાપી રહેલી કોઇ મહા પ્રબલશક્તિ પોતાની ચારેબાજુ વિલસી રહેલી છે. ને તેમાં દૂરથી તરતો તરતો મધુર વીણાના ઝંકાર જેવો સુંદર ધ્વનિ આવી પોતાના કર્ણો સાથે અથડાય છે. આ અવાજે કાલાચાંદનું આખું શરીર કંટકિત બની ગયું. એની બાહ્ય ઇંદ્રિયો પણ જાણે ક્ષણવાર લુપ્ત બની ગઈ ને પોતે પણ જાણે એ શક્તિના સાગરમાં મિશ્ર થઇ ગયો-ડૂબી ગયો-ઓગળી ગયો.

થોડીવારેજ પાછો કાલાચાંદ જાગ્રત્ થઇ ગયો. અને પોતાનું માથું ધુણાવી ગર્જના કરી બોલી ઉઠયો. " તારે મ્હને કાલાચાંદ કહી બોલાવવો નહિ, કાલોપહાડ કહેવો. "

ગદાધરઃ—" નહિ, તું કાલાચાંદ છે, ને સદા કાલાચાંદજ રહેવાનો છે. તું હિંદુ છે. "

કાલાચાંદઃ—" નહિ નહિ, શસ્ત્ર લે. "

વળી બંને જણા દ્વંદ્વયુદ્ધમાં પ્રવૃત્ત થયા.

તરવાર ફેરવતાં ફેરવતાં ગદાધર બોલ્યોઃ—" કાલાચાંદ, તું શું એમ સમજે છે કે મ્હારામાં અપાર શક્તિ છે ને તેને પ્રભાવે હું હિન્દુઓના આ દેશો જીતી શકું છું?"

કાલાચાંદઃ—" ના, ના, હું એમ માનતો જ નથી; હું કોણ માત્ર ?"

ગદાધરઃ—" બસ, તો તું હજારવાર હિંદુ છે, અરે લાખવાર હિંદુ છે. એવી માન્યતા હિંદુનીજ છે."

કાલોચાંદ કાંઇક ઉત્તેજીત થઈ બોલ્યોઃ-" ના ના, હું હિંદુ નથી; હું હિંદુઓનો દુશ્મન છું."

એ ક્ષણિક વિચારે વળી કાલાચાંદને ઉન્મત્ત બનાવ્યો.

ગદાધરે કાલાચાંદને મારવા તરવાર ઉપાડી. એ જોઇ બૂતો ચીસ પાડી ઉઠયો. એટલામાં નદીને સામેને કાંઠેથી સનસનાટ કરતી એક ગોળી આવી, ને તેણે ગદાધરની છાતી વિંધી નાંખી. કાલાચાંદને મારવા ગદાધરે ઉપાડેલી તરવાર ભોંયે ઉડી પડી.

ગોળી વાગતાં ગદાધરનું શરીર લથડયું. પણ તે ભોંયે પડે ત્યાર પહેલાં તો કાલાચાંદે તેને પોતાની બથમાં લઇ લીધું, અને સાચવીને ભૂમિ ઉપર સૂવાડયું. અને ગોળી કોણે મારી ? એ જોવા કાલાચાંદે પાછળ દૃષ્ટ કરી.

જોયું તો એક મુસલમાન સૈનિક અવાજ કર્યા પછી પોતાની બંદુકને નીચી મૂકતો હતો. ત્વરિત પગલે કાલાચાંદ તેની પાસે ગયો ને પોતાની તીક્ષ્ણ તરવારને એકજ ઘાએ તેના શરીરના બે ભાગ કરી નાંખ્યા. પરંતુ એટલાથી એનો ક્રોધ શમ્યો નહિ. એના મૃત શરીરના પણ ટુકડે ટુકડા કરી છેલ્લે પાટુઓ મારી તેને નદીના પાણીમાં હડસેલી મૂકયું.

ઉન્મત્ત હૃદયે પાછો કાલાચાંદ જ્યાં ગદાધરના શરીરને સૂવાડયું હતું ત્યાં આવ્યો ને જોયું તો ગદાધરનો જે ભાગ ઘવાયો હતો ત્યાં બુનો જળસિંચન કરતો હતો. ઘણી વાર સારવાર કર્યા પછી ગદાધરને ભાન આવ્યું. ને તેણે પોતાનાં લોચનો ઉઘાડયાં. જોયું તો કાલાચાંદે પોતાના સ્નેહીનું માથું પોતાના ખોળામાં લીધેલું છે, ને સ્નેહભાવે મિત્રને શરીરે હાથ ફેરવે છે.

ગદાધરઃ—“ કાલાચાંદ ! ”

કાલાચાંદઃ—“ શું કહેવું છે ભાઇ ? ”

ગદાધરઃ—“ ત્હારી પાસે મ્હારી એક ભિક્ષાયાચના છે. ”

કાલાચાંદઃ-"ભાઇ! ત્હને ન આપી શકું એવું મ્હારે કાંઇજ નથી."

ગદાધર પોતાનાં લોચનો બંધ કરી ફરી બોલ્યોઃ-"ભાઇ! વ્રજબાલાને જોજે."

આ સાંભળતાંજ કાલાચાંદ ચમકી ગયો. એકદમ તે કશો ઉત્તર આપી શકયો નહિ.

ગદાધરઃ—"કાલાચાંદ, મ્હારો આ આખર વખત છે હો."

કાલાચાંદઃ—"સારૂં ભાઈ, ચાલ, મ્હેં તેના તમામ અપરાધો માફ કર્યા."

આ સાંભળતાં ગદાધરના નયનના એક ખૂણામાં અશ્રુનું બિંદુ જણાયું. તે બહુજ ધીરે ધીરે તુટતી વાણીએ બોલ્યોઃ—"કાલાચાંદ! તું જેવું ધારે છે તેવું નથી હો. મ્હારી પેઠે...એક દહાડો...ત્હારી પણ ......ભ્રાંતિ......મટી......જશે."

કાલાચાંદના ખોળામાં માથું મૂકી નિષ્ઠાવાન, પવિત્ર, બ્રાહ્મણ-પુત્ર ગદાધરે પોતાના પ્રાણ છોડયા.

કાલાચાંદે વરણાને કાંઠે સ્વહસ્તે ચિતા ખડકી; અને તેનાપર ગદાધરનું સુંદર શરીર મૂકવામાં આવ્યું, ચિતામાં અગ્નિની ભડુકભડુક કરતી વિવિધરંગ જવાળાઓએ ગદાધરના શરીરને ભસ્મીભૂત કર્યું. આ અસાર સંસારમાં સૌની જે છેલ્લી સ્થિતિ છે તે ગદાધરની થઇ. પ્રિય વાંચક! અશ્રુપાત કરશો માં.

---

પરિચ્છેદ તેરમો.

# મંદિરમાં

**कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो.**
( ભગવદ્‌ગીતા. )



કાલાપહાડની ગતિ કોઇ અટકાવી શક્યું નહિ. પોતાના તાબાના પાંચહજાર સૈન્યને લઇને કરિમશા તેજ દહાડે પાછલે પહોરે કાળાપહાડની ગતિ અટકાવવા સામો આવ્યો; પરંતુ કાલાપહાડે તેને બોલાવીને કહ્યું કે "સમ્રાટપુત્ર ! નાહક શામાટે તમારા સૈન્યનો સંહાર કરાવવા લાગ્યા છો ? તમારા આ મૂઠ્ઠીભર સૈન્યનો તો હું એકલોજ સંહાર કરી શકીશ. માટે આજે મ્હારી સામે આવોમાં; ખસી જાઓ."

કરિમશાઃ—"પઠાણ સેનાપતિ ! ગર્વ એ કાંઇ શક્તિ નથી. જો આપના બાહુમાં એટલી બધી શક્તિ હોય તો એનો કાંઇક પરિચય કરાવો ?"

કાલાપહાડઃ—"ભલે, ત્હમારી ઇચ્છા હશે તો હમણાંજ કરાવીશ."

કરિમશાઃ—"મ્હારો શાસ્ત્રવિદ્યાનો ગુરુ કોણ છે, ? તે ત્હમે ભૂલી ગયા લાગો છો. પરંતુ આજે હું એ ગુરુજીની પાસે શસ્ત્રવિદ્યાની પરીક્ષા આપીશ."

કાલાપહાડઃ—"આ પરીક્ષા આપવાનો સમય નથી સમ્રાટપુત્ર ! વળી ત્હમે એટલું પણ સ્મરણ રાખજો કે ગુરુ તો માત્ર શિક્ષણ આપી શકે; પરંતુ શક્તિ અને દૃષ્ટિ આપી શકે નહિ. માટે અહિંથી ખસી જઇ ત્હમારી પ્રાણરક્ષા કરો."

પરંતુ કરિમશા રસ્તો રોકી પડયો હતો; તે આઘો ખસ્યો નહિ.

આથી બંને વચ્ચે દ્વંદ્વ યુદ્ધ શરૂ થયું. કાલાપહાડના પ્રથમના પ્રહારેજ કરિમશાની તરવાર ભાગી પડી. અને કરિમશા શસ્ત્ર રહિત થઈ ગયો. કાલાપહાડે કરિમશાનું માથું ઉડાવવા તરવાર ઉગામી. આથી કરિમશા પ્રફુલ્લવદને કાલાપહાડની ઉગામેલી તરવાર સામે ઉભો રહીને બોલ્યોઃ— "પઠાણસેનાપતિ ! તમારૂં જલ્દી શસ્ત્ર ચલાવો અને આ નકામા જીવનનો જલ્દી અંત કરો."

આ સાંભળતાં કાલાપહાડે પોતાની તરવાર નીચે નમાવી. અને કહ્યુંઃ—"સમ્રાટપુત્ર ! બીજું શસ્ત્ર ગ્રહણ કરો."

કરિમશાએ બીજું શસ્ત્ર ગ્રહણ કર્યું. અને તેનો કાલાપહાડ ઉપર પ્રહાર કર્યો, પરંતુ નિપુણ કાલોપહાડ કૂદી આઘો ખસી ગયો. અને કરિમશાના શસ્ત્ર ઉપર પ્રહાર કર્યો. આથી કરિમશાનું બીજું શસ્ત્ર પણ બે વિભાગ થઇ આઘું જઇ પડ્યું.

કાલાપહાડનું આવું નિઃસીમ પરાક્રમ જોઇ કરિમશા બોલ્યોઃ— "મ્હારા જીવનની સાર્થકતા છે કે આજે હું બંગાલાના સર્વોત્તમ શસ્ત્ર નિપુણ "...

કરિમશાનું આ વાક્ય પૂરૂં થયું નહોતું ત્યાં તો તેનું શરીર તથા ઘોડો બંને કાલાપહાડની લાંબી તરવારે બે ટૂકડા થઈ ભોંયે ઢળી પડયાં ને સેનાપતિ રહિત થયેલું કરિમશાનું લશ્કર રણભૂમિ છોડી પાછું નાઠું.

સંધ્યાકાળથી કેટલીક ઘડીઓ પહેલાં કાલોપહાડ સૈન્ય સાથે ભુવનેશ્વરના દ્વારમાં આવી પહોંચ્યો. આજે શોકોન્મત્ત પઠાણ સેનાપતિનો ચહેરો આજે મહા ભયાનક દેખાતો હતો. આજે તેનાં નેત્રામાંથી અંગારા ઝરતા હતા. ને તેના વદનમાંથી મેઘના જેવી ગંભીર ગર્જના નીકળતી હતી. મૂઢ હરિકીર્ત્તન પઠાણ સેનાપતિનો ભાવ સમજી શકયો નહિ.

હરિકીર્ત્તન કાલાપહાડની સામો પોતાના લસ્કર સમેત સત્કાર કરવા આવ્યો. તેની આસપાસ તેના અનુચરો હતા. ને તે પોતે હાથી ઉપર બેઠેલો હતો ! જેમ ક્ષુદ્ર પતંગીઉં જાણી જોઇને વન્હિમાં પડવા જાય તેમ તે કાલાપહાડ સમીપ આવ્યો. કાલાપહાડને જોતાંજ તે વંદન કરવા લાગ્યો; ને સ્મિતહાસ્ય કરી બોલ્યોઃ—" પધાર્યા બહાદુર સરદાર ! આપનો સત્કાર કરવા માટે શહેરને શણુગારવામાં આવ્યું છે."

બોલતો બોલતો હરિકીર્ત્તન હાથી ઉપરથી નીચો ઉતર્યો. અને વારંવાર પઠાણુ સેનાપતિને સલામો કરવા લાગ્યો. પરંતુ પઠાણુ સેનાપતિ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો નહિ.

કાલોપહાડ ઘોડાને આગળ ચલાવતો ચલાવતો બોલ્યોઃ—" ખંડાઇત ! સિંહાસન જોઇએ છીએ કે ?"

અતિ પ્રફુલ્લચિત્તે હરિકીર્ત્તન બોલ્યોઃ—" હા જહાંપનાહ !"

કાલોપહાડઃ—" તું ત્હારા પિતાના જેવોજ લાયક પુત્ર છે હો. ત્હને સત્વર સિંહાસને બેસાડીશ."

આટલું કહી તેણે પોતાના એક માણુસને ઈસારો કર્યો. કે તરતજ પઠાણુસેનાએ હરિકીર્ત્તનને તેનાં માણુસો સાથે ઘેરી લીધો.

થોડીવારમાંજ એક જલ્લાદ આવ્યો. અને તેણે ભોંયમાં શૂળી દાટી ! લોઢાના ચકચકતા ફળાવાળી શૂળી જોઇ હરિકીર્ત્તન કંપવા લાગ્યો.

એક મુસલમાન–સેનાપતિ હરિકીર્ત્તનની મશ્કરી કરતો કરતો બોલ્યોઃ—" હરિકીર્ત્તન, સિંહાસન કાંઇ વધારે ઉંચું તો લાગતું નથી ના ?"

બીજો મુસલમાન સિપાઈ બોલ્યોઃ—" બાપની દુર્દશા જોયા છતાં પણ જેને સાન આવી નહિ, તેને તો શૂળીએ ચડાવવોજ યોગ્ય છે."

હરિકીર્ત્તન કંપતો કંપતો બોલ્યોઃ-" હું કાંઇ ઓઢીઆનું સમસ્ત રાજ્ય માગતો નથી. "

કાલોપહાડ ગર્જના કરી બોલ્યોઃ-" જે સ્વદેશ-વૈરી ને વિશ્વાસઘાતક છે, તેનું આસન તો શૂળી ઉપર જોઇએ; સિંહ ઉપર નહિ."

આ વચન બોલતાંજ કાલાપહાડે સાંભળ્યું કે જાણે પોતાના કાનમાં કોઇ કહે છે કે " અરે કાલાપહાડ ! તો ત્હારૂં આસન ક્યાં રહેશે ? "

આ સાંભળતાંજ તે ચમકી ઉઠયો. ને પોતાનું મુખ ગંભીર કરી ત્યાંથી દૂર ચાલ્યો ગયો.

કિલ્લાની ભીંત સમીપ હરિકીર્ત્તનના કંપતા શરીરને શૂળી ઉપર ચડાવવામાં આવ્યું. આ કમકમાટ ઉપજાવનારો દેખાવ જોઇ ઓઢીઆવાસીઓ ત્રસ્ત તથા ભયભીત બની ગયા. અને જ્યાં લાગ ફાવ્યો ત્યાં ભાગવા લાગ્યા. કાલાપહાડે સૈન્ય સાથે નગરમાં પ્રવેશ કર્યો. અને વગર કાલવ્યયે પઠાણસેના, હિંદુમંદિરોનો વિનાશ કરવા પ્રવૃત્ત થઇ. કેટલીક શાલિગ્રામની મૂર્ત્તિઓને કૂવામાં નાંખવામાં આવી. કેટલીક દેવ પ્રતિમાઓના શસ્ત્રો વડે ટૂકડા ટૂકડા કરી તેને ઠેસો મારવામાં આવી. ને દેવમંદિરોનો તોડી ફોડી વિનાશ કરવામાં આવ્યો. આ વિષેના વિશેષ વર્ણનની કાંઇ આવશ્યકતા નથી. કેમકે ઓઢીઆમાં, બંગાળામાં, આસામમાં અને કાશીક્ષેત્રમાં કાલાપહાડે દેવસ્થાનો ઉપર કેટલો અત્યાચાર કરેલો છે એ વિષે § ઘણે સ્થળે લખાઈ ગયું છે.

---

§ આપણી ગુજરાતી ભાષામાં " જગન્નાથની મૂર્ત્તિ અને ભારતનું ભવિષ્ય " એ નામની એક એતિહાસિક નવલકથાની ભેટ "ગુજરાતી" તરફથી ઈ. સ. ૧૯૧૩ માં પ્રકટ થયેલી છે. તેમાં કાલાપહાડે જગન્નાથપુરી ઉપર, જગન્નાથજીની મૂર્ત્તિ ઉપર ને ઓઢીઆ ઉપર જે અત્યાચાર કરેલો છે. તેનું વર્ણન આપેલું છે.

બંગાળામાં હજુપણ બોલાય છે કે કાલાપહાડનો ડંકો વાગતાં દેવમૂર્ત્તિઓ કંપી ઉઠતી. ”

ભુવનેશ્વરનો વિનાશ કરી કાલોપહાડ સૈન્ય સાથે જગન્નાથપુરી ભણી ચાલ્યો. પરંતુ જગન્નાથપુરી લેતાં કાલાપહાડને ઘણો શ્રમ પડયો. મુકુન્દદેવનો બીજો પુત્ર છકડી–રાય હતો. કુજંગના અધિપતિએ એને “ગૌડાધીપ ગોવિંદરાય” નામ આપી સત્વર સિંહાસને બેસાડયો. અને જગન્નાથજીના દેવાલયના રક્ષણ માટે પુષ્કળ લશ્કર એકત્ર કર્યું. દેવમૂર્ત્તિના રક્ષણ માટે જગન્નાથપુરીમાં એટલાં તો મનુષ્યો એકઠાં થયાં કે કાલાપહાડને પુરીની બહાર પંદર દહાડા પડયાં રહેવું પડયું. અને પુરી જીતવા વિવિધ યુક્તિઓ કર્યા છતાં પણ નિષ્ફળ નીવડવું પડયું. પરંતુ હિંદુપક્ષમાં સારો નેતા ન હોવાને લીધે સોળમે દિવસે કાલાપહાડે જગન્નાથપુરીનો કબજો લીધો. જ્યારે કાલાપહાડે નગરમાં પ્રવેશ કર્યો ત્યારે નગરના તમામ રસ્તાઓ માનવરક્તથી રંગાઇ ગયા હતા. ને સ્થળે સ્થળે શબોના ઢગલેઢગલા જોવામાં આવતા હતા. તેમ છતાં આખું નગર મનુષ્યોથી ઉભરાઇ જતું હતું. અને તે માણસો શસ્ત્રો લઇ જગન્નાથ પ્રભુનું રક્ષણ કરવા ઉભાં હતાં. નગરના દ્વારથી જગન્નાથના મંદિર લગી જતાં કાલાપહાડને ત્રણ દહાડા લાગ્યા. એ ત્રણ દહાડા લગીમાં તો પુષ્કળ હિંદુઓ તથા મુસલમાન સૈનિકો કપાઇ ગયા. ચોથે દહાડે ખરે મધ્યાન્હે કાલોપહાડ મંદિર પાસેના ગરૂડસ્તંભ સમીપ આવી પહોંચ્યો. પણ ત્યાં તેને ઉભા રહેવાનો સમય મળ્યો નહિ. કેમકે મંદિરની ચારે બાજુ વિશાળ ચોક અને તેની ફરતી વિશાળ દિવાલ હતી. એ દિવાલ ઉપર અગણિત ધનુષ્યધારીઓ ઉભા રહી શરવર્ષણ કરતા હતા. વળી મંદિરનાં પગથિયાંની હારો ઉપર તથા ચોકમાં હજારો ઓઢીઆવાસી યોદ્ધાઓ ભાલા અને

તલવારો લઈ મુસલમાનોનો સંહાર કરવા ઉભેલા હતા.

ગરુડસ્તંભ પાસે ટકી ન શકાવાથી કાલાપહાડને જરા પાછા હટી જવું પડયું. હવે તેણે એક તોપ મંગાવી મંદિર સામે ગોઠવી. આ જોઈ ઉત્કલયોદ્ધાઓ જો કે કંપી ઉઠયા, તોપણ તેમાંનો એકે પાછો હઠયો નહિ. મહાપ્રભુનું નામ ઉચ્ચારતાં ઉચ્ચારતાં તેઓ એકે એકે પ્રાણ છોડવા લાગ્યા. જ્યારે કાલાપહાડ મંદિરનાં સોપાનો પાસે આવ્યો ત્યારે તો મડદાંના ઢગલાથી તેનો રસ્તો બંધ થઇ ગયો હતો. એ મડદાંને ખસેડી તેને ચાલવાનો રસ્તો કરાવવો પડયો.

મંદિર પાસેના ચોકમાં હવે તુમુલ યુદ્ધ ચાલ્યું. ત્યાં મનુષ્યોની એટલી તો ગિરદી હતી કે તેમાં તોપ કે બંદુકો કામ કરી શકે નહિ. ભાલાનું અને તરવારોનું ભેટંભેટાનું યુદ્ધ ચાલ્યું. મુસલમાની સેના ઝનુનપર ચડેલા હિંદુયોદ્ધાઓ સામે ટકી શકી નહિ. અને પાછી હઠી. વળી આગળ વધી. છતાં હિંદુવીરોએ તેને મારી કાઢી. આ રીતે ત્રણ વાર મુસલમાનો આગળ વધ્યા, પણ હિંદુવીરોએ તેમને પાછા હઠાવ્યા. આથી તેઓ પાછા ગરૂડસ્તંભ આગળ જઇ ઉભા.

વારંવાર પોતાની સેનાનો પરાભવ થતો જોઈ કાલાપહાડ ક્રોધે રાતોચોળ બની ગયો. મેઘ જેવી પ્રચંડ ગર્જના કરી તથા પોતાની પ્રચંડ તરવાર તાણી તે સૌથી આગળ ચાલ્યો. ને તેની પાછળ તેના બે હજાર મુસલમાન સૈનિકો ચાલ્યા.

કાલાપહાડની ગતિને હવે કોઇ અટકાવી શકયું નહિ. તેની પ્રચંડ, તીક્ષ્ણધારવાળી અને લાંબી તરવારનો ભોગ સેંકડો હિંદુઓ થઈ ગયા. થોડીવારમાંજ મંદિર આગળનો ચોક શબરાશિથી ભરાઇ ગયો. તોપણ એક પણ હિંદુબચ્ચો હઠયો નહિ. દેવની પ્રતિજ્ઞા અને દેવના મંદિર માટે તેઓ પ્રાણ આપવા આવ્યા હતા—તો પછી પ્રાણ

લઈ શા માટે ભાગે ? જે હિંદુબચ્ચાનું શસ્ત્ર લડતાં લડતાં ભાગી જતું; તે મુએલા યોદ્ધાના હાથમાંનું શસ્ત્ર લઈ લડવા લાગ્યો. જેને એવો પણ જોગ ન મળ્યો તે છેલ્લે પાટુથી ને ગડદાથી મુસલમાન સાથે લડવા લાગ્યો. ને તેમ છતાં જે હિંદુ ભોંયે ઢળી પડતો તે છેલ્લે એક મુસલમાનને તો બાઝી નીચે પાડી પોતે ઉપર પડતો.

આ પ્રમાણે હિંદુઓ પોતાના દેવ–વૈરીઓ સામે લડવા ને મરવા લાગ્યા. પરંતુ પ્રાણ અર્પવા છતાં તેઓ મંદિરનું કે દેવનું રક્ષણ કરી શક્યા નહિ. થોડીવારમાંજ પઠાણો શ્રીમંદિરના દ્વારમાં આવી પહોંચ્યા.

એ સ્થળે મુઠ્ઠીભર હિંદુઓએ જે વીરતા દેખાડી છે તેનું વર્ણન થઇ શકે તેમ નથી. મુસલમાની સેનાએ ઘણાં યુદ્ધોમાં હિંદુઓની વીરતા જોઈ હતી પણ આવી વીરતા તો તેમણે ક્યાંઇજ જોઈ નહોતી. મંદિરનું દ્વાર તો શબોના ઢગલાથી બંધ થઇ ગયું હતું. તેના ઉપર ચડી ચડી—મુડદાંના ઢગલા ઉપર ઉભા રહી–હિંદુવીરો મુસલમાનો સાથે સંગ્રામ કરવા લાગ્યા. એ હિંદુવીરોને થાક પણ નહોતો ને ભય પણ નહોતો. મરવાજ તત્પર થયું તેને થાક શો ? ને ભય શો ? મુસલમાનનું એક દળ થાકીને પાછું જતું તો તે સ્થળે વળી બીજું તાજું દળ આવી ઉભું રહેતું. એ દળમાંથી પણ દશ માણસો મરતાં તો બીજાં વીશ માણસો તેનું સ્થાન ગ્રહણ કરતાં. પરંતુ હિંદુઓની સ્થિતિ એથી વિપરીત હતી. મંદિરમાં રહેલો જે એક હિંદુ બચ્ચો મરતો, તેનું સ્થાન સાચવનારો બીજો કોઈ આવનારો નહોતો. આમ હિંદુઓની સંખ્યા ક્રમે ક્રમે ઘટવા લાગી. અને મુસલમાન સૈનિકોથી મંદિરનો આગળનો ભાગ, પગથિયાં અને રંગમંડપ વગેરે ભરાઇ ગયાં. મડદાંના ઢગલાને દૂર કરી રસ્તો કરવાનો કાલાપહાડે હુકમ કર્યો. વળી મંદિરમાં અંધકાર પડતો હતો; એટલે મશાલો સળ-

ગાવવાની પણ તેણે આજ્ઞા કરી. એ બંનેનો તરતજ અમલ થયો. ક્ષણવારમાં મુસલમાન સૈનિકોએ સેંકડો મશાલો સળગાવી; ને શબના ઢગલાઓને દૂર કરી તેમાં ચાલવાનો રસ્તો કરતામાં આવ્યો. એટલે કાલોપહાડ ચાલતો ચાલતો જગન્નાથજીની પ્રતિમા પાસે ગયો.

"અહો! શું આજ એ જગપ્રસિદ્ધ જગન્નાથ? શું આજ એ પદ્મપત્રાયતલોચનોવાળી, શંખ ચક્ર ગદા પદ્મ ધારી, શાન્ત કૃષ્ણ મૂર્ત્તિ? શું આજ એ ઈન્દ્રદ્યુમ્નરાજાની સનાતની પ્રતિમા? અનંત દયા, અનંતપ્રેમ ને અનુપમ રૂપ છૂપાવી, રાખી, આવે ભયાનકરૂપે દર્શન શા માટે આપોછો નાથ?"

કાલોપહાડ નિમેષરહિત લોચને ક્ષણવાર પ્રતિમા સામે નિહાળી રહ્યો. ત્યારપછી ત્વરાથી આગળ ડગલું ભરી પ્રતિમાનો ચરણ પકડી તેને જોરથી તાણી. આથી પ્રતિમા કંપી ઉઠી.

આ વખતે વેદી પાછળથી એક વ્યક્તિ એકદમ બહાર આવી; તેણે આગળ વધી કાળાપહાડનો હાથ ઝાલ્યો; ને કહ્યું:—"બસ મુસલમાન, હવે બંધ કર."

કાલોપહાડ ગર્જના કરી બોલ્યો;—"કોણ વેસર મહંત? હજુ તું જીવે છે?"

વેસરમહંત:—"પ્રભુની ઇચ્છા છે ત્યાંલગી જીવું છું."

કાલોપહાડ:—"ઠીક છે, હું જોઉંછું કે ત્હારો પ્રભુ ત્હને હવે કેવોક જીવાડે છે?"

આટલું કહી કાલાપહાડે એક મુસલમાન સિપાઈને વેસરમહંતને હણવાનો ઈસારો કર્યો. એટલે પેલા સિપાઇએ મહંતને હણવા પોતાનો તરવારવાળો હાથ ઉંચો કર્યો.

પરંતુ વેસરમહંતે તે સિપાઇ તરફ જોતાંજ, સિપાઇનો હાથ નીચો વળી શક્યો નહિ. ચેતનહીન જડ હોય તેમ તે હાથ આકાશમાંજ ઉંચો રહી ગયો.

વેસરમહંત ગદ્‌ગદ કંઠે બોલ્યોઃ—"મુસલમાન, તું હજુપણ સમજી શક્યો નથી કે ખુદાતાલાની ઇચ્છા ન હોય તો એક કીડી પણ ત્હારાથી પગ તળે કચરી શકાય તેમ નથી."

કાલાપહાડે પાછાં વળી જોયું તો પેલા સિપાઇનો હાથ હવામાંજ સ્તબ્ધ થઈ ગયેલો હતો. એ સિપાઇ અપાર મહેનત કરતો હતો, છતાં તે પોતાનો હાથ જરા પણ આઘોપાછો ચલાવી શકતો નહોતો. આથી એ સિપાઇ અત્યંત વ્યાકુળ અને ભયભીત બની ગયો હતો.

કાલાપહાડે બીજા સિપાઇને મહંતને હણવા ઇસારો કર્યો. તેણે પણ ખડ્ગ તો ઉપાડ્યું ખરૂં; પરંતુ તેનો હાથ પણ પેલા સિપાઇની પેઠેજ ઉંચો ને ઉંચોજ રહી ગયો.

કાલાપહાડે જોયું તો એક બૌદ્ધભિક્ષુ પેલા બીજા મુસલમાન સૈનિક પાસેથી ખસીને આઘો ચાલ્યો જતો હોય એવો તેણે દેખાવ જોયો. મંદિરને ગજવી મૂકે એવા અવાજે એ ભિક્ષુ વ્યક્તિ બોલીઃ—

"કાલાચાંદ! જગન્નાથ, સુભદ્રા અને બલરામને પ્રણામ કર. બુદ્ધ ધર્મના સંઘ પાસે ત્હારું મસ્તક નીચું કર. અને શાંતિ, મુક્તિ અને ભક્તિને સંપાદન કર."

અજાણતાંજ કાલાપહાડનું મસ્તક નીચું નમી ગયું. તેનું આખું શરીર રોમાંચિત બની ગયું. ને ભયચકિત લોચને તે સ્તબ્ધજ બની ગયો.

પોતાનામાં આવેલી ક્ષણિક દુર્બલતા દૂર કરી કાલોપહાડ મેઘ-ગર્જના કરી બોલ્યોઃ—“ ઉઠાવો, ઉઠાવો, જલ્દી મૂર્તિને ઉઠાવો. ”

વીશ મુસલમાનો સિંહાસન ઉપર ચડયા. જગન્નાથની પ્રતિમાને ઉપાડી તેમણે નીચે ઉતારી. ને ત્યાર પછી “ યા અલ્લા, યા અલ્લા” બોલતા તેઓ મૂર્તિને લઇ સમુદ્રભણી ચાલ્યા. કાલોપહાડ ઘોડે બેસી સૌની આગળ ચાલતો હતો ને તેની પાછળ બીજો ઘોડેસ્વાર ઊભો હતો. કાલોપહાડ નજર ફેરવી ચારે બાજુએ પેલા બૌદ્ધભિક્ષુને નિહાળવા યત્ન કરવા લાગ્યો. પણ તેણે હવે કયાંઇ પણ એ ભિક્ષુને જોયો નહિ. આથી કાલોપહાડ જરા નિરાશ બન્યો.



પરિચ્છેદ ચૌદમો.

## સમુદ્ર–તીરે.

क्व शिरांसि च बाहवः क्व ते, क्व कबन्धा अपि ते सहस्रशः
क्वगतः रुधिरापगाश्च ताः सकलं मायिकमित्यवेहि तत् ॥

( પ્રુવાભ્યુદય. )

અહો વારિધિ ! હવે તું સ્થિર થા. હવે તું ચંચળ ચરણો વડે ગતિ કર માં. હવે તું ગર્વભર્યું હાસ્ય કર માં. અને હવે તું ગગનભેદી તર્જનગર્જન પણ કર માં. તું જરા પાછળ દૃષ્ટિપાત કરીને જો કે ત્હારે તટે અત્યારે આ કોની ચિતા સળગે છે ? કે જેને પ્રકાશે સંધ્યા-સમયનું નભ ઝળહળી રહ્યું છે ? અહો અગણિત વારિરાશિ ! જેની ઇચ્છાથી તું સરજાએલો છે, જેનાં પવિત્ર ચરણોની રજનોજ સ્પર્શ

કરવાથી તું આટલો બળવાન બનેલો છે, અને જેના પૂજન માટે તું નિયમિતપણે પુષ્પમાળાઓ અર્પણ કર્યા કરે છે તેનીજ ચિતા આજે ત્હારે તટે પ્રજ્વલી રહી છે ! જલધિ ! ત્હારે તટે લાખો ચિતાઓ સળગી હશે; અને કરોડો શબો ત્હારા ઉદરમાં નંખાયાં હશે; પરંતુ કોઇપણ દહાડો શું તેં ત્હારા રાજાની–ત્હારા તો શું પણ પૃથ્વીના રાજાની–પૃથ્વી તો શું પણ વિશ્વબ્રહ્માંડના અધિપતિની–ચિતા સળગતી જોઇ છે ? જો, એ ચિતા ભડભડાટ સળગવા લાગી છે. અંબુનિધિ ! એ ચિતાને તું નિહાળીને જો. વિશ્વમાં જે જ્યાં હોય ત્યાંથી નિહાળજો. અત્યારે વિશ્વપિતાની ચિતા સમુદ્રતટે સળગે છે !

જગન્નાથજીની કાષ્ટની મૂર્ત્તિ સળગાવવાની જ્યાં ચિતા ખડકી હતી ત્યાંથી થોડે છેટે વ્રજબાલાની ઝૂંપડી આવેલી હતી. વ્રજબાલા પોતાની ઝૂંપડીપાસે રેતીમાં ઉભેલી છે. તેણે આજે પ્રાતઃકાળે સાંભળ્યું હતું કે મંદિર ઉપર મુસલમાનોએ આક્રમણ કર્યું છે. વળી આખો દહાડો વ્રજબાલાએ ગગનભેદી સંગ્રામકોલાહલ પણ સાંભળ્યો હતો. એટલે હવે શું બને છે તે જાણવા વ્રજબાલા ચહાતી હતી. સંધ્યાકાલે એણે લલાટી પાસેથી સાંભળ્યું કે મુસલમાનોએ શ્રીમંદિરમાં પ્રવેશ કર્યો છે. તેણે લલાટીને પૂછ્યું:–" લલાટી ! પ્રભુની પ્રતિમાને ઘરામાં કે ટાંકામાં સંતાડી દેવાનું મ્હેં કહેવરાવ્યું હતું તેમ પૂજારીઓએ કરેલું છે કે નહિ ? "

લલાટી:—" ના મા, એ વાત હું જાણતી નથી. કેમકે નગરની અંદર મ્હારાથી જઇ શકાયું નથી. "

એટલામાં અંગે લોહીલોહાણ થએલો નટવર આવીને બોલ્યો:– " માજી પ્રતિમાને છૂપાવવાનું તમે કહેવરાવ્યું. પણ તમારી વાત કોઇએ સાંભળી નથી. હમણાંજ તમે અહિં દરિયાકિનારે પ્રતિમાને જોશો. "

આટલું બોલી નટવરે દોટ મૂકી, અને કોણ જાણે તે અંધકારમાં ક્યાંઇક લીન થઇ ગયો. ચિંતાતુર અંતઃકરણે લલાટી તેની પાછળ દોડી. પહેલાં જે કોલાહલ દૂરથી સંભળાતો હતો, તે હવે સમીપમાં આવવા લાગ્યો. જોયું તો—દૂરથી મસાલો આવતી હોય તેમ લાગતું હતું. થોડીવારમાં તો એ મશાલોના પ્રકાશમાં મનુષ્યોની આકૃતિઓ દેખાવા લાગી. નિર્મળા ઝુંપડીના બારણા પાસે બેઠી હતીઃ મનુષ્યોને સમીપ આવતાં જોઇ તે ભયભીત બની નાઠી. પરંતુ વ્રજબાલા સમુદ્રના રેતાળ તટમાં એકલીજ ઉભી ઉભી એ કોલાહલ સાંભળવા લાગી.

એટલામાં અકસ્માત્ અંધકારમાંથી આવી એક વ્યક્તિએ વ્રજબાલાનો હાથ પકડયો અને કહ્યું:–"રાણી! રાણિ! જલ્દી નાસો. ચાલો હું તમારી સાથે છું."

રાણીએ એ બોલનારનો અવાજ ઓળખ્યો. એ વ્યક્તિ તે ભૃગુરામ પોતે હતો.

રાણી રોષભાવે બોલીઃ—"ભૃગુરામ, ત્હારી આટલી બધી નિર્લજ્જતા?"

"અહિંઆં તમારૂં રક્ષણ કોણ કરશે વ્રજસુન્દરી?"

ભૃગુરામ આ વચનથી વ્રજબાલા ગુસ્સે લાલચોળ બની ગઇ. મહાજોરે આંચકો મારી તેણે ભૃગુરામના હાથમાંથી પોતાનો હાથ છૂટો કર્યો. અને મેઘગર્જના કરી તે બોલીઃ—"પાપિષ્ટ! હમણાંજ એ ત્હને બતાવું છું."

જે આંચકે રાણીએ પોતાનો હાથ છોડાવ્યો એ આંચકાનો વેગ ભૃગુરામ સહન કરી શક્યો નહિ. એ આંચકેજ તે વ્રજબાલાના ચરણો પાસે ગલોટીઉં ખાઇ પડી ગયો. એટલામાં સમુદ્રમાંથી એક

મોજું આવ્યું, તે ભૃગુરામના શરીર સાથે જોરથી અફળાયું, ને રેતીમાં ભૃગુરામના શરીરને ઘસડતું ઘસડતું તે મોજું તેને દૂર તાણી ગયું. મોજાના પ્રબળ આઘાતને લીધે ભૃગુરામ ઉભો થઈ શક્યો નહિ. ત્યાં તો બીજું મોજું આવ્યું ને તેને દરિયામાં ઘસડી લઇ જવા લાગ્યું.

ભૃગુરામની આ દુર્દશા જોઈ વ્રજબાલાનું મન દુઃખિત થયું. આથી તેનો પ્રાણ બચાવવા વ્રજબાલાએ આગળ વધી તેનો હાથ ઝાલ્યો. ભૃગુરામ મોજાંના ઝપાટાથી વ્યગ્ર બની ગયો હતો, તેથી તેમજ ઘોર અંધકાર હતો તેથી પોતાનો હાથ કોણે ઝાલ્યો છે ? તે જોઈ શક્યો નહિ.

એટલામાં તો વ્રજબાલાની દૃષ્ટિ અને મન બીજી બાજુ ખેંચાયાં. તેણે જોયું તો કેટલાક મુસલમાનો જગન્નાથજીની મૂર્તિને ઉંચકી લાવ્યા હતા, તેમણે તે મૂર્ત્તિ નીચે સમુદ્રતટની રેતી ઉપર મૂકી. એ મૂર્તિના આગળના ભાગમાં કાલોપહાડ અશ્વાર થઇ ઉભેલો હતો. ને તેની ચારેબાજુએ અનેક પઠાણો સળગતી મશાલો ઝાલી ઉભા હતા. મૂર્ત્તિની પાછળ મુસલમાન સૈનિકો પણ શસ્ત્રાસ્ત્રથી વિભૂષિત થઇ ચાલતા હતા. સમુદ્રતટે આવી જ્યારે જગન્નાથની મૂર્તિને નીચે મૂકી ત્યારે સૈનિકો તેની આસપાસ અર્ધચંદ્રાકારે વ્યૂહરચના કરી ગોઠવાઈ ગયા.

કાલોપહાડ અશ્વ ઉપરથી નીચે ઉતરી મૂર્તિથી થોડે દૂર ઉભો રહ્યો વ્રજબાલાએ તેને મશાલોને પ્રકાશે જોયો. કાલાપહાડની પાસે એક છોકરો ઉભો હતો. તે બૂનો હતો પરંતુ વ્રજબાલા તેને ઓળખી શકી નહિ. એ છોકરાને જોતાં વ્રજબાલાને વિચાર આવ્યો કે મ્હેં એને પહેલાં ક્યાંઇક જોએલ છે, પણ ક્યારે ? અને ક્યાં ? તેનું તેને સ્મરણ આવ્યું નહિ.

થોડીવારમાં મુસલમાનોએ કાષ્ટની ચિતા પ્રજ્વલિત કરી. અને

તેમાં જગન્નાથજીની પવિત્ર પ્રતિમાને—વિશ્વકર્માએ શિલ્પકલાએ વિભૂષિત કરેલી વિષ્ણુની પવિત્રતમ પ્રતિમાને—પધરાવવામાં આવી. ને તેના ઉપર અગ્નિની વિવિધરંગી જ્વાલાઓ ભડૂક ભડૂક રવે પ્રસરવા લાગી! વ્રજબાલા પોતાના શરીરનું ભાન ભૂલી જઇ મહાપ્રભુની પ્રજ્વલિત પ્રતિમા ભણી તાકીજ રહી.

વ્રજબાલાની સમાધિનો નટવરે ભંગ કર્યો. નટવર બોલ્યોઃ—"મા પ્રભુની પ્રતિમા સળગે છે તે જોયું કે? જુઓ મા; એમની સાથે ઓઢીઆનાં સદ્ભાગ્ય, ઓઢીઆનો ધર્મ અને ઓઢીઆનાં સુખો પણ સળગવા લાગ્યાં છે. એ પણ નયનો ભરીને નિહાળો. શું એનો ભસ્માવશેષ પણ પાછો નહિ મળે? અહો! જુઓ પણે મેઘ ચડયો છે."

વ્રજબાલા જાણે એકદમ જાગ્રત્ થઇ ગઇ, પહેલાં તો એ નટવરનું બોલ્યું કાંઇજ સમજી શકી નહિ; પરંતુ પછી સમજી કે નટવર પોતાની સન્મુખ ઉભો છે; ને સળગતી પ્રભુપ્રતિમા માટે શોચ કરે છે. વળી પોતાના ચરણો પાસે ભૃગુરામ આળોટતો પડેલો છે. ને તેનાપર સમુદ્રનાં મોજાંના ઝપાટા લાગે છે. તેને બચાવવા માટે રાણીએ ફરીવાર પોતાનો હાથ લંબાવ્યો.

નટવરઃ—"આ કોણ છે મા?"

વ્રજબાલાઃ—"ભૃગુરામ."

નટવરઃ—"એની આવી દુર્દશા શાથી થઇ?"

વ્રજબાલાઃ—"જગન્નાથજીની ઇચ્છાથી; એનો અપરાધ તો એજ હતો કે એણે હમણાં મ્હારો હાથ ઝાલ્યો હતો."

નટવરઃ—"શું એણે મ્હારી માનો હાથ ઝાલ્યો?"

આ વાકય પૂરૂં થયા પહેલાં તો નટવરે ભૃગુરામને જળમાંથી

બહાર તાણી લીધો; અને પોતાના વસ્ત્રમાંથી એક ધારવાળો છરો કાઢી ભૃગુરામની છાતીમાં ભોંકી દીધો.

ક્ષણવાર ભૃગુરામ ભણી નીરવ અને નિસ્પંદપણે જોઇ રહ્યા પછી નટવર વિકટ હાસ્ય કરવા લાગ્યો. અને ભૃગુરામની છાતીમાંથી પેલો છરો ખેંચી કાઢીને સમુદ્રના પાણીમાં પગલાં મૂકતો મૂકતો સળગતી પ્રતિમા ભણી દોડયો. વ્રજબાલા સ્થિર ઉભી ઉભી કાંઇક વિચાર કરતી હતી તે પણ નટવર પાછળ ચાલી.

એવામાં સમસ્ત બ્રહ્માંડને ધ્રૂજાવી નાંખનારો આકાશમાં મેઘનો કડાકો થયો. એ કડાકો સાંભળી મુસલમાનો ધ્રૂજી ગયા. સમુદ્રના કિનારા ઉપર રહી મેઘનું ગર્જન તેમણે કદિ સાંભળ્યું નહોતું. પરંતુ કાલોપહાડ તો નિર્ભીક હતો. ખૂનો ભય પામી કાલાપહાડની પછવાડે જઇ ઉભો. વળી મેઘનો પ્રબળ કડાકો થયો ને તેની સાથે વીજળીનો ઝબકારો વિશ્વના આ છેડાથી પેલા છેડા લગી પસાર થઈ ગયો.

એ વીજળીના પ્રકાશમાં કાલાપહાડે જોયું તો તેની સન્મુખ-થોડેજ દૂર-એક પ્રચંડ શરીરવાળો, જટાજૂટથી મંડિત થએલો, મહાતેજના પુંજ જેવો સંન્યાસી ઉભેલો છે. સંન્યાસી બોલ્યોઃ—
" કાલાચાંદ ! "

સેનાપતિ કાલાચાંદ ચમકી ઉઠયો. જે નિર્ભય સેનાપતિ મેઘની પ્રચંડ ગર્જનાને પણ ગણતો નહોતો, તેજ સેનાપતિનું હૃદય આ સંન્યાસીના સ્વરે ધડકવા લાગ્યું-ધ્રૂજવા લાગ્યું. તેને સ્મરણ આવ્યું કે જાણે આજ સંન્યાસીને મ્હેં થોડીવાર પહેલાં બૌદ્ધના ભિક્ષુને રૂપે મંદિરમાં જોયો હતો. આથી કાલોચાંદ એ સંન્યાસીનું તીક્ષ્ણદૃષ્ટિથી નિરીક્ષણ કરવા લાગ્યો.

સંન્યાસીઃ—" કાલાચાંદ !"

કાલાચાંદઃ—" ત્હને ઓળખ્યો સંન્યાસિ ! હું જ્યારે ન્હાનો હતો ત્યારે ત્હેંજ મ્હારો હાથ જોયો હતો; ને મ્હારી માને કહ્યું હતું કે આને ઝેર દઇ મારી નાંખ. તેજ તું કે બીજો ?"

સંન્યાસીઃ—" એમ કહેવામાં મ્હેં શું ખોટું કર્યું હતું કાલાચાંદ ?"

કાલાચાંદઃ—" ભગવાનની ઇચ્છા વિના એક પાંદડું પણ હાલતું નથી, એવો જેનો દૃઢ :વિશ્વાસ છે, તેને પક્ષે વિચારીએ તો આવી સલાહ આપવી એ ગેરવાજબી છે."

સંન્યાસીઃ—" વાણી, મન ને શરીર એ બધાંજ ત્હેનાં છે, એવો જો ત્હને દૃઢ વિશ્વાસ હોત તો તું આવી વાત કહેત નહિ. પરંતુ તારી સમજણ ઓછી છે, ને ગર્વ એજ તારી સમજણમાં અંતરાયરૂપ છે. તું એક અતિ ક્ષુદ્ર જીવ છે, પરંતુ ત્હારો ગર્વ પર્વત જેવડો છે. તો જો જે, આજેજ ત્હારો ગર્વ ચૂરેચૂરા થશે. ત્હેનીજ ઇચ્છાથી જગન્નાથજીની કાષ્ટમયી પ્રતિમા ત્હારા હાથમાંથી ચાલી જશે."

કાલાચાંદઃ—" આખી પૃથ્વીની તમામ શક્તિઓ એકઠી થઇને આવે; તોપણ તેઓ એ પ્રતિમાને બચાવી શકશે નહિ."

સંન્યાસીઃ—" હજુ પણ ગર્વ કરે છે ? વેસરમહંત પાસે તું પરાભવ પામ્યો; છતાં પણ ત્હને સાન આવી નહિ ? વીશહજાર સૈન્યથી વિંટાએલા ઓ પઠાણસેનાપતિ ! તું એક શસ્ત્રહીન વૃદ્ધ બ્રાહ્મણ પાસે પરાજય પામ્યો, એ દશ્ય જોયા પછી પણ તું સમજી શકતો નથી કે મ્હારી શક્તિ કેટલી અલ્પ છે ? ને હું પોતે કેવો ક્ષુદ્ર જીવ છું ? ઓ મિથ્યા ગર્વ ધરનારા ક્ષુદ્ર પામર કીટ ! જો......જો......"

સંન્યાસીનું આ વચન સંપૂર્ણ થયું નહોતું; ત્યાં તો આકાશમાં મહાભયંકર ગર્જના થઇ. અને તેની સાથેજ મુસળધારે વરસાદ પડવો શરૂ થયો. એ વૃષ્ટિથી પ્રજ્વલિત ચિતાનો અગ્નિ એકદમ બુઝાઇ ગયો. તેમજ ઘણી મસાલો પણ હોલવાઇ ગઈ.

આકાશમાં પ્રચંડ કડાકા ને ભડાકાના ધ્વનિ તો ચાલુજ હતા. ને એ અવાજોથી ભયત્રસ્ત બનેલા મુસલમાનો ચીત્કાર કરતા હતા.

કાલોપહાડ જોશથી ચીસ પાડી બોલ્યો:–" પઠાણવીરો ! જગન્નાથને બચવા દેશોમાં. એને સમુદ્રના જળમાં ડૂબાડી દો. "

પંદરવીશ પઠાણોએ ચિતા ઉપરથી જગન્નાથની પ્રતિમાને ઉપાડી. ને તેને સમુદ્રના જળમાં ડૂબાડવા લઇને ચાલ્યા. આ સમયે ઘણી મસાલો હોલવાઇ ગઇ હતી. માત્ર એક બે મસાલોજ સેનાપતિથી થોડે છેટે સળગતી હતી. પરંતુ તેનો પ્રકાશ ઘણોજ ઓછો હતો જેને લીધે બરાબર જોઇ શકાતું નહોતું. વળી વૃષ્ટિ પણ મુસલધારે પડયા કરતી હતી.

આ વખતે એક વ્યક્તિ છાતીએ ઘસડાતી ઘસડાતી કાલોપહાડ ઉભો હતો તે તરફ જતી હતી. એ વ્યક્તિના મુખમાં છરો હતો. જમીનને ઘસડાઈ ઘસડાઇ સર્પની પેઠે ચાલનારી એ વ્યક્તિને આ સમયે કોઇ જોઇ શકયું નહિ. એ વ્યક્તિ કાલાપહાડની પાછળ આવી. ને ત્યાં તેણે છરાને હાથમાં લીધો. તથા ધીરે ધીરે એ વ્યક્તિ કાલાપહાડની પાછળ ઉભી થઇ. કોઇએ તે જોયું નહિ.

કાલાપહાડના પૃષ્ટભાગનું લક્ષ્ય કરી એ વ્યક્તિએ છરાનો પ્રબળ વાર કર્યો; પરંતુ એ છરો કાળાપહાડના પૃષ્ટભાગ ઉપર પડયો નહિ. એ છરો તો વચ્ચે આવી જનાર એક બીજી વ્યક્તિનાજ વક્ષસ્થળમાં ભોકાયો.

સેનાપતિએ રક્તિનયનને પાછળ ફરી જોયું તો વ્રજબાલા પોતાની છાતીમાં છરો પેસી ગયેલો હોવાથી ભૂમિ ઉપર આળોટતી હતી. ને તેની પાસે લોહીલોહાણુ શરીરવાળી, પેલી ઘા કરનારી વ્યક્તિ ઉભી હતી; એ વ્યક્તિ તે નટવર હતો.

---

## પરિચ્છેદ પંદરમો

# પરિચય.

**प्रकटयन्सहसैव च गोपयन्**
**विकसतीह हि कालबलं नृषु ॥**

( શ્રી યોગવાસિષ્ઠ. )

---

કાલાપહાડ સમજ્યો કે મ્હારૂં જીવન બચાવવા માટેજ વ્રજબાલાએ પોતાનો પ્રાણ આપ્યો છે. જો વ્રજબાલા વચ્ચે પડી ન હોત તો અત્યારે જેવી તેની દશા છે તેવીંજ મ્હારી દશા હોત. પરંતુ તેણે પોતાનો પ્રાણ શામાટે આપ્યો ? પોતાના વૈરનો બદલો લઈ મ્હારો જીવ લેવો એ વ્રજબાલાનું જીવનવ્રત હતું; તો અત્યારે મ્હારૂં જીવન બચાવવા તેણે પોતાના પરમપ્રિય પ્રાણોની આહૂતિ શામાટે આપી ? એ વિચારે કાલાચાંદ સ્તબ્ધ બની ગયો; અને વિકળચિત્તે તે વ્રજબાલાના વદન સામું તાકી રહ્યો. જે મોઢાને ફરી કોઇ દહાડો જોવું પણ નહિ, એવું તેણે મનમાં મનમાં નક્કી કરેલું હતું તે મોઢાને—તે સ્મિત ભરેલા મુખ કમળને—કાલાચાંદ પોતાનાં પલકરહિત નયનોએ વિલોકી રહ્યો.

આ શું એજ વ્રજબાલા કે જેના પ્રીતિભરેલા એકજ વચને ઓઢીઆવાસી અગણિત વીરો પરવશ બની ગયા! ને યુદ્ધમાં યશ પ્રાપ્તિ કરી શક્યા? અહો! આ શું એ જ વ્રજબાલા કે જેની પ્રીતિનું એક બિંદુ મળતાંજ આજે આ શુષ્ક મરૂભૂમિ જેવી થએલી ઓઢીઆ-ભૂમિ કુસુમ ભરેલા ઉદ્યાન જેવી બની ગઇ હોત; અને અક્ષત રહી હોત તથા પઠાણરહિત બની ગઇ હોત? અહો શું એજ આ લોક લલામભૂતા દીપ્તિમયી વ્રજબાલા?

ખૂનો એક સળગતી મસાલ લઇ કાલાપહાડ તરફ દોડી આવ્યો. ખૂને જોયું તો વ્રજબાલાની છાતીમાં એક લાંબો છરો પેસી ગયેલો છે. ને તે ભોંયે ઢળી પડેલી છે! ખૂનાના મનમાં વિચાર આવ્યો કે એ છરાને કાઢી લઉં, પરંતુ કોણ જાણે છરો કાઢી લેતાં લોહીનો પ્રવાહ વહે ને મરણ થાય એ ભયે તે છરો કાઢી શક્યો નહિ. હવે શું કરવું? તે ન સમજાયાથી ખૂનો કાલાચાંદના મુખભણી તાકી રહ્યો. ખૂને જોયું તો કાલાચાંદ અત્યારે બાહ્યજ્ઞાન રહિત બની અનિમેષ નયને વ્રજ-બાલાનું પ્રીતિપૂર્ણ વદન જોઇ રહ્યો હતો. જે પ્રીતિ આટલાં બધાં વર્ષો લગી વ્રજબાલાનાં નયનો ઉપર તથા વદન ઉપર કદિપણ દેખાઇ નહોતી; તે પ્રીતિ અત્યારે તેનાં લોચન તથા વદન ઉપર તરતી હતી. એ પ્રફુલ્લ વદન તથા લોચનો તરફ કાલાચાંદ અપૂર્વ પ્રેમભાવે નિહાળી રહ્યો.

એ સમયે નટવર ચીસ પાડી બોલી ઉઠયો:—"ઠીક થયું મા, ઠીક થયું; જેવું કર્મ કરે તેવું ફળ મળે. ત્હેંજ અમારાં મસ્તક ભમાવ્યાં હતાં. શીખવજે ધર્મ અને શીખવજે ધર્મ–પ્રીતિ? શીખવજે સ્વાર્થ-ત્યાગ અને શીખવજે દેશ–પ્રીતિ? અત્યારે એનું ફળ તું પોતેજ ભોગવી લે."

ત્યાર પછી નટવર પઠાણુ સેનાપતિ ભણી જોઇ બોલ્યોઃ—"એ કાલાપહાડ! એ દેશવૈરી અને ધર્મવૈરી! હું ત્હનેજ મારવાને આવ્યો હતો, પરંતુ ત્હને ન મારતાં, જે મ્હારે મને ધર્મ કરતાં અને દેશ કરતાં પણુ વધારે પૂજ્ય પ્રતિમા હતી; તેને મ્હેં મારેલ છે–મ્હને સજા કર."

કાલોપહાડ તો વ્રજબાલા ભણી તાકીજ રહ્યો. ત્યાંથી જરાપણુ તે ખસ્યો નહિ. વગર બોલ્યે તેમ વગર ચાલ્યે તે વ્રજબાલાનાં લોચનોમાંથી ઝરતી પ્રેમધારાનું પાન કરતો હતો. બે મુસલમાન સિપાઇઓ આવી નટવરને લઇ ત્યાંથી અદશ્ય થયા.

વ્રજબાલાનું મસ્તક ઉંચું કરી બૂતે પોતાના ખોળામાં લીધું. એટલે વ્રજબાલાની દષ્ટિ હવે બૂનાના મુખ ઉપર પડી.

વ્રજબાલાઃ—"બ્હેન ભૂપબાલા! તું અહીંઆં ક્યાંથી?"

બૂતે પોતાનું મ્હોં પાછું ફેરવી લીધું. અને પોતાનાં સજળ ક્ષમાપ્રાર્થી લોચનો કાલાચાંદના વદન ઉપર સ્થાપ્યાં. પરંતુ કાલાચાંદે તો તે તરફ લક્ષ્ય પણુ કર્યું નહિ. ત્હેનાં નયનો અને મન તો વ્રજબાલામાંજ ચોંટેલ હતાં.

કાલાચાંદે એકવાર મૃદુકંઠે ઉચ્ચાર કર્યો:-"વ્રજ, મ્હારી વ્રજરાણી!"—

વ્રજબાલાનાં નયનો પ્રફુલ્લ થયાં–ત્હેના વદનમાં એક જ્યોતિ પ્રકટ થઈ.

એ વખતે પેલો સંન્યાસી દૂરથી ઉચ્ચ સ્વરે બોલ્યોઃ—"જો કાલાચાંદ, જગન્નાથજીની અર્ધદગ્ધ પ્રતિમા સમુદ્રના તરંગો ઉપર તરતી ચાલી જાય છે! અને વેસર મહંત મૂર્ત્તિને તાણી જાય છે! એ

મહંત, મૂર્તિની રક્ષા કરશે. અને તેને પુનઃ મંદિરમાં પ્રતિષ્ઠિત કરશે. ત્હારો ગર્વ પણ વૃથા છે ને ત્હારી શક્તિ પણ વૃથા છે."

આ સાંભળતાં કાલાચાંદના ધ્યાનનો ભંગ થયો. તેણે પોતાની નજર સમુદ્રભણી ફેંકી, પરંતુ તે કાંઇજ જોઇ શકયો નહિ. કેમકે ચારેકોર ગાઢ અંધકાર હતો.

સંન્યાસીના કંઠમાંથી પુનઃ પ્રચંડ ધ્વનિ નીકળ્યો. "કાલાચાંદ! અંધકારનો ભેદ કરવા તું અસમર્થ છે; તો ત્હારી શક્તિનો શા માટે ગર્વ કરે છે? જો, આ ત્હારી સામેજ દેખ; સમીપમાં નિહાળ–હું ત્હને લોચનો આપું છું. એ વડે તું સારી રીતે વિલોક. જો મહાશૂન્યમાં ત્હારી મૂર્તિ પ્રતિબિંબિત થયેલી છે. એમાંથી હાથ, પગ, નાસિકા કર્ણો, લોચનો અને જિવ્હા વગેરે તમામ ઇંદ્રિયો એકે એકે ખરી પડતાં જોઇ લે." આ સાંભળી પશ્ચાત્તાપ વન્હિએ દગ્ધ થતો કાલોપહાડ તો ધ્રુજી ગયો. ભૂપબાલાના હાથમાં રહેલી મસાલનો પ્રકાશ ખૂઝવાઇ ગયો. એકે એકે તમામ મસાલો હોલવાઇ ગઇ. ચારે બાજુ ગાઢ અંધકાર છવાઇ ગયો. મુસલધાર વૃષ્ટિનો વેગ તો ચાલુજ હતો. અને સમીપમાં સમુદ્ર પ્રચંડ ઘૂઘવાટા કરતો હતો.

એ સમુદ્રના ઘૂઘવાટાના ધ્વનિને દબાવી દેતો તથા અંધકારને કંપાવી દેતો, સંન્યાસીનો ગગનભેદી કંઠસ્વર, ફરી સંભળાવા લાગ્યો. એ અવાજ હિંદુ–મુસલમાન સૌએ સાંભળ્યો.

સંન્યાસીઃ—"જો, ફરીવાર દૂર પ્રદેશમાં જો. ગગનસ્પર્શી ઉચ્ચ મંદિરશિખર જો. મંદિરમાં લાખો શાલિગ્રામોની વચ્ચે વિરાજેલી પ્રેમમય જગન્નાથપ્રભુની તેજઃપુંજ પ્રતિમા જો, જો કરોડો મનુષ્યો પ્રભુ પ્રતિમાનાં દર્શન માટે દોડયાં આવે છે. ૐકાર પોતેજ જાણે મૂર્તિમાન

થઇ પ્રતિમાની ચારે તરફ પરિભ્રમણ કરે છે. પવિત્ર ગીતા અને પૂજ્ય વેદ મૂર્તિમાન બની મૂર્તિની પાસે ઉભેલાં છે. અને એ ધર્મસંઘની સુંદર પ્રતિમાઓ શ્રદ્ધાળુ ભક્તોને પુનિત કરે છે. જો જો, ત્રિપુટીરૂપે દેખાતી આ મહાન એક શક્તિ અને એ શક્તિના નિયામક જગન્નાથ પ્રભુને જો. જય, જય, જગન્નાથ જય! " " જગદીશ્વર જય; જય જગજીવન! જય."



## परिशिष्ट अ.

આ નવલકથા બંગાલા તથા ઓઢીઆના ઇતિહાસને લગતી છે. વળી તેમાં કટક, જહાજ કે યાજપુર, જગન્નાથપુરી, ભુવનેશ્વર ઇત્યાદિ સ્થળનાં તેમજ યયાતિકેશરી, ઇંદ્રદ્યુમ્ન, વસુ વગેરે મનુષ્યનાં વિશેષ નામો આવે છે. એટલે આ સ્થળે તેની સંક્ષેપમાં હકીકત જણાવવી ઉચિત છે.

દિલ્લીની ગાદીએ પહેલો મુસલમાન પાદશાહ કુતબુદ્દીન થયો. તેના સરદાર બખ્તિઆરખીલજીએ બંગાળા તથા બહાર પ્રાંતો જીત્યા હતા. ને ત્યારથી એ પ્રાંતો પહેલવહેલા દિલ્લીશ્વરના તાબામાં આવ્યા હતા. આ બંને પ્રાંતો ઉપર જે શાસનકર્ત્તાઓ હતા તેઓ દિલ્લીશ્વરોને આધીન હોવા છતાં પણ શાસનકાર્યમાં લગભગ સ્વતંત્ર જેવાજ હતા. આથી ત્યાંની પ્રજા તેમને પાદશાહજ માનતી. પ્રાચીનગૌડ એટલે લક્ષણાવતી નગરી એ આ પાદશાહોની રાજધાની હતી. જ્યારે દિલ્લીના પાદશાહોની સત્તા ઘટી ગઇ ત્યારે બંગાળાના શાસનકર્ત્તાઓએ તેમની ઝૂંસરી કાઢી નાંખી. દિલ્લીની ગાદીએ જ્યારે હુમાયુ આવ્યો ત્યારે બહારમાં શેરશાહ અમલ ચલાવતો હતો. એણે વિશ્વાસઘાત કરી બંગાળાના પાદશાહ મહમ્મદશાહને ગૌડમાંથી નસાડી મૂક્યો. ને પોતે બંગાળા તથા બહાર પ્રાંતો પચાવી પડયો. આગળ જતાં એ શેરશાહે હુમાયુને હરાવી દિલ્લી પણ પડાવી લીધું. આથી બંગાલાપ્રાંત ફરીવાર દિલ્લીશ્વરના તાબામાં આવ્યો. શેરશાહના મરણ પછી તેના વંશજોની નબળાઇને લીધે વળી બંગાલામાં અંધાધુંધી ચાલી. ને તેનો લાભ લઇ બંગાલા સુલેમાન નામનો એક બહાદુર માણસ પચાવી પડયો. એજ આ નવલકથામાં દર્શાવેલ પાદશાહ સલિ-

મન છે. એ પાદશાહે ભાગીરથી તીરે તાંડામાં પોતાની રાજધાની સ્થાપી. ત્યાં સુંદર રાજમહેલો, બાગબગીચાઓ ને મકાનો બંધાવ્યાં.

બંગાલા ને બહાર પ્રાંતો આમ એક કરતાં વધારેવાર મુસલમાની પતાકા નીચે આવ્યા હતા, પરંતુ ઓરીસા પ્રાંત તો આ સુલેમાન સુલતાનના સમય લગી મુસલમાનોની તાબેદારી નીચે આવ્યો નહોતો. જો કે એ ભૂમિ ઉપર પણ મુસલમાનોએ ચડાઇઓ તો કરેલી હતી, પણ તેમાં તેઓ વિજયવંત થઇ શકયા નહોતા.

ભુવનેશ્વર—એ કટકની દક્ષિણે આશરે દશ ગાઉ દુર એક શહેર છે. એનું ખરૂં નામ ત્રિભુવનેશ્વર છે; પરંતુ સહેલાઇ ખાતર લોકો ત્રિ અક્ષર મૂકી દઈ ભુવનેશ્વર નામજ બોલે છે. પૂર્વે કાળમાં આ શહેર ઓરીસાની રાજધાની હતું. પણ હવે તેમ નથી. અહિંઆં આવેલા ભવ્ય શિવાલયમાં જે શિવલિંગ છે, તે બાર જ્યોલિંગ લિંગોનું એક જ્યોતિર્લિંગ એટલે સ્વયંભૂ લિંગ ગણાય છે. આ જ્યોતિર્લિંગનું ભવ્ય દેવાલય, સિંહવંશી યયાતિકેશરીએ ચણાવેલું છે. એ યયાતિકેશરીએ બૌદ્ધધર્મીઓનો પરાજય કર્યો હતો. ઇતિહાસલેખકો યયાતિકેશરીનો સમય ઇસ્વીસનનો છઠ્ઠો સૈકો ગણે છે. ભુવનેશ્વરથી થોડે છેટે બિંદુસાગર નામનું એક સરોવર છે. અને એની આસપાસ પૂર્વે શિવાલયો હતાં એવું વર્ણન સંભળાય છે. જોકે અત્યારે એટલાં બધાં શિવાલયો તો ત્યાં જોવામાં આવતાં નથી, તોપણ પાંચસો સાતસો દેવાલયોનાં ખંડિયેરો જોવામાં આવે છે. કાલાપહાડે આ ભુવનેશ્વર ઉપર હલ્લો કર્યાનું આ નવલકથામાં વાચકો વાંચી ગયા છે., એટલે વિશેષ કહેવાપણું નથી. આજે પણ જગન્નાથપુરી જનારા યાત્રાળુઓ ભુવનેશ્વરનાં દર્શને જાય છે. ને ત્યાં નિત્ય જૂદી જૂદી બાવીશ વિધિથી થતી પૂજા જોઇ સંતુષ્ટ થાય છે.

જગન્નાથપુરીઃ—એ બંગાળાના ઉપસાગરને કાંઠે હિંદુસ્તાનના પૂર્વભાગનું પ્રસિદ્ધ યાત્રાસ્થળ છે. ત્યાંના મંદિરમાં જગન્નાથજી, બલરામજી ને સુભદ્રાજીની મૂર્ત્તિઓ છે. પૌરાણિક આખ્યાયિકા એવી છે કે માળવાનો એક રાજા ત્રિપુટી–બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ–માંના બીજા દેવ વિષ્ણુનો પરમભક્ત હતો. વિષ્ણુની મૂર્તિની તપાસ માટે તેણે ચારે દિશાએ બ્રાહ્મણોને મોકલ્યા. હવે તેમાંનો જે બ્રાહ્મણ પૂર્વ દિશાએ ગયો તે વસુ નામના એક ભીલ જાતિના શિકારીના હાથમાં પકડાયો. વસુ ભીલની કેટલેક કાળે એ બ્રાહ્મણ ઉપર પ્રીતિ થઇ. ને તેથી ભીલે બ્રાહ્મણને પોતાનો જામાત્ર બનાવ્યો. બ્રાહ્મણ પણ જીંદગી બચાવવાને ભયે તેનો જમાઇ થયો. આ ભીલના જાણવામાં એક સ્થળે વિષ્ણુ મૂર્તિ હતી. ને રોજ તે એકલો તેની પૂજા કરવા જતો. જમાઇએ એ મૂર્તિનાં દર્શન કરવાની અભિલાષા બતાવવાથી ભીલ તેને સાથે વનમાં લઈ ગયો. તો એક ઉંબરાના ઝાડ નીચે નીલરંગી પાષાણની, ઉભેલી, સુંદર વિષ્ણુ પ્રતિમા તેના જોવામાં આવી. બ્રાહ્મણને ત્યાંજ બેસાડી, પૂજા માટે ભીલ વનમાં ફળફૂલ લેવા ગયો. એટલામાં એક કૌતક બન્યું. ઉંબરાના ઝાડ ઉપર એક કાગડો આવ્યો. ને 'કા કા' કરતો ઝાડપરથી એ કાગડો મૂર્તિ આગળ પડયો; ને મરી ગયો. ત્યાંતો આકાશમાંથી વૈમાન આવ્યું ને કાગડાનો જીવ દિવ્ય દેહ ધારણ કરી સ્વર્ગમાં ગયો. વિષ્ણુ મૂર્તિનો આ અદ્ભુત ચમત્કાર જોઇ બ્રાહ્મણે પણ ઝાડ ઉપર ચડી સ્વર્ગગમનનો લાભ લેવા તૈયારી કરી. ત્યાં આકાશવાણીએ બ્રાહ્મણને સંબોધીને કહ્યું કે "તું ધૈર્ય રાખ, પહેલાંતો તું આ વાત ત્હારા માળવાના રાજાને કર. ને પછી મ્હારા ધામમાં આવ." આથી બ્રાહ્મણે મરવાનો વ્યવસાય તે સમયે તો માંડી વાળ્યો.

થોડીવારે વસુભીલ આવ્યો. ને મૂર્તિને ફળફૂલો ધરાવ્યાં. પણ આજે મૂર્તિએ રોજની પેઠે સ્વહસ્તે ફળફૂલો સ્વીકાર્યાં નહિ. ને આકાશવાણીદ્વારા ભીલને કહ્યું "ઓ ભીલભક્ત ! હવે હું ત્હારાં ફળો ખાઇખાઇને કંટાળી ગયો છું. એટલે મ્હને ભાત અને મિષ્ઠાન્ન જમવાની અભિલાષા થઈ છે. આમ હોવાથી હવે તું મારો સાક્ષાત્કાર આ નીલપાષાણ પ્રતિમામાં કરી શકીશ નહિ. હવે હું વિશ્વપતિ એટલે જગન્નાથ નામે પ્રસિદ્ધ થઇશ."

પોતાના સસરાની રજા લઇ કેટલેક દહાડે પેલો બ્રાહ્મણ માળવાના રાજા પાસે ગયો ને તેને વિષ્ણુ પ્રતિમા પ્રાપ્ત થયાની ચમત્કારિક વાત કહી. રાજાને આથી બહુ આનંદ થયો. તે પોતાની ધામધૂમ તથા સૈન્ય સામગ્રી સાથે ઓરીસામાં આવ્યો. પરંતુ વિષ્ણુની પ્રતિમા પાસે પહોંચ્યા પહેલાં રાજાના મનમાં ગર્વ થયો કે "હું કેવો મહાપ્રતાપી છું, કે વિષ્ણુભગવાને પોતાનો નામપ્રચાર માટે મને કામ સોંપ્યું!" વિષ્ણુભગવાનને આ અહંકાર રૂચ્યો નહિ. એટલે રાજા ઉંબરાના વૃક્ષ પાસે ગયો ત્યાંતો વિષ્ણુપ્રતિમા અદૃષ્ય થઇ ગઇ. જ્યારે રાજાએ ઘણી ઘણી પ્રાર્થનાઓ કરી ત્યારે આકાશવાણી થઇ કે "હે રાજન્! ત્હને ગર્વ થયો માટે હવે મ્હારી એ પ્રતિમાનું તો દર્શન થવાનું નથી. તો પણ તારી અભિલાષા હોય તો તું એક મંદિર બંધાવી ફરી મારી શોધ કરાવજે તો હું તને દર્શન આપીશ."

આથી રાજાએ વિષ્ણુભગવાનનું ત્યાં ભવ્યમંદિર ચણાવ્યું ને મૂર્તિ માટે વળી ચારે બાજુ ઘણા બ્રાહ્મણો દોડાવ્યા. પરંતુ ઘણાં વર્ષો લગી વિષ્ણુપ્રતિમાનો પત્તો લાગ્યો નહિ. જ્યારે રાજાનો ગર્વ નિઃશેષ ગળી ગયો ત્યારે રાત્રે વિષ્ણુભગવાને રાજાને સ્વપ્નમાં દર્શન આપ્યાં ને કહ્યું કે "આવતી કાલે તું સમુદ્રતીરે જજે. ત્યાં તને

સમુદ્રમાં તણાતો તણાતો એક કાષ્ટનો કકડો મળશે. એ મ્હારું ખરે-ખરૂં સ્વરૂપ છે. તું તેને કોઇ ગુપ્ત સ્થાનમાં એકવીસ દહાડા રાખી મૂકજે. ને ત્યારપછી હું તને જે સ્વરૂપે દેખાઉં તે સ્વરૂપને તું મંદિરમાં સ્થાપજે."

પ્રસન્ન થતો થતો ભક્ત રાજા બીજે દિવસે સમુદ્રતીરે ગયો. ત્યાં તેને સ્વપ્નમાં કહ્યા પ્રમાણે એક લાકડાનો કકડો જે ૮૪ આંગળ લાંબો અને ૨૦ આંગળ પહોળો હતો તે મળ્યો. એને વિષ્ણુનુંજ સ્વરૂપ માની રાજા મહા ધામધૂમે નગરમાં લાવ્યો. ને પ્રાસાદના એક ગુપ્ત ઓરડામાં તે કકડાને પધરાવ્યો. આ કકડાને એકવીશ દહાડે જોવાનો હતો. પરંતુ આ વિષ્ણુપ્રતિમા વિષે તેની રાણીએ અનેક ચમત્કારવાળી વાતો સાંભળેલી હતી. તેથી તે પોતાની જિજ્ઞાસાવૃત્તિને રોકી શકી નહિ. ને એકવીશ દહાડા થયા પહેલાંજ એ ઓરડાનાં દ્વાર ઉઘાડી રાણીએ જોયું તો એ એક કાષ્ટમાંથી ત્રણ જૂદા જૂદા વિભાગો થએલા હતા. તેમાંનો કટિ ઉપરનો ભાગ કોરાઇને સહજસાજ તૈયાર થયો હતો ને નીચેનો ભાગ તો સ્વરૂપ ઘડાયા વિનાનોજ હતો. આ પ્રમાણે રાણીની અધીરાઇને લીધે હાથ, કાન ને પગ વિનાની બેડોળ વિષ્ણુ પ્રતિમાઓની રાજાને મંદિરમાં સ્થાપના કરવી પડી.

બીજી દંતકથા એવી પણ છે કે કૃષ્ણભગવાનનો જ્યારે વ્યાધને હાથે દેહાંત થયો ત્યારે તેમનું ચૈતન્યરહિત શબ પીપળાના ઝાડ નીચે પડયું રહ્યું. હવે એ શબનાં અસ્થિ કેટલાક ભાવિક જનોએ એક પેટીમાં સાચવ્યાં. એકવાર રાજા ઇંદ્રદ્યુમ્નને પ્રભુએ સ્વપ્નમાં આજ્ઞા કરી કે તું એક પ્રતિમા ઘડાવી તેમાં એ અસ્થિને સાચવજે. આથી રાજાએ વિશ્વકર્માને એક પ્રતિમા ઘડી આપવા પ્રાર્થના કરી. વિશ્વકર્માએ એ વાત માન્ય કરી. પણ તેમાં એવી શરત કરી કે એકવીશ દિવસે હું

તમને તૈયાર કરી આપીશ, પણ ત્યાં લગી વચમાં આવી કોઇએ મ્હારૂં કામ જોવું નહિ; તથા વચમાં આવીને મ્હને હરકત કરવી નહિ." રાજાએ એ શરત કબૂલ કરી. પરંતુ પંદરમે દિવસે રાજા મૂર્તિ જોવા ગયો. રાજા પ્રતિજ્ઞાભંગ થવાથી વિશ્વકર્મા નારાજ થયા. ને મૂર્તિનું કામ અધુરૂંજ રહી ગયું. એ અધુરી રહેલી મૂર્તિઓમાંજ વિષ્ણુનાં અસ્થિ મૂકવામાં આવ્યાં તથા મૂર્તિઓની મંદિરમાં સ્થાપના કરવામાં આવી.

સર્વભક્ષી કાળના ઝપાટાને લીધે પુરાતન મંદિર તો નષ્ટ થયેલું છે. પરંતુ હાલનું મંદિર ઈ. સ. ૧૧૯૮માં રાજા અનંગભીમદેવે બંધાવેલું કહેવાય છે.

**પ્રતિમાઓ**—આગળ કહેવાયું છે કે મુખ્યમંદિરમાં ત્રણ પ્રતિમાઓ છે. ૧ જગન્નાથજીની ૨ બલભદ્રજીની ૩ સુભદ્રાજીની. તેમાં જગન્નાથજીની મૂર્ત્તિનો રંગ કાળો છે. એ મૂર્ત્તિની ઉંચાઇ લગભગ છ સાડા છ ફૂટની છે. એ મૂર્ત્તિનાં નેત્રો ગોળ, નાસિકાની લબાઈ પ્રમાણ કરતાં વધારે ને મુખ અર્ધચંદ્રાકાર છે. બલભદ્રજીની મૂર્ત્તિનો રંગ ધોળો છે. એમની ઉંચાઇ પણ લગભગ જગન્નાથજીની મૂર્ત્તિના જેવડીજ છે. તેમનાં નેત્રો અંડાકૃતિનાં ને નાસિકા વાંકી વળેલી છે. કાનની નિશાનીએ કાંઇજ શિલ્પકામ કે ચિત્રકામ નથી. મતલબકે મૂર્ત્તિ કાનવિનાની છે. વળી હાથ પણ આંગળીઓ વિનાના છે. સુભદ્રાજીની મૂર્ત્તિનો રંગ પીળો છે. એ મૂર્ત્તિનું કદ જગન્નાથજી તથા બલભદ્રજીની મૂર્ત્તિઓ કરતાં નાનું છે. સુભદ્રાજીની મૂર્ત્તિ વચમાં છે. ને તેની ડાબી બાજુએ જગન્નાથજીની મૂર્ત્તિ છે તથા જમણીબાજુએ બલભદ્રજીની મૂર્ત્તિ છે. એ ત્રણે મૂર્ત્તિઓને પાષાણના એક ઓટલાપર પધરાવવામાં આવેલ છે.

એ પ્રતિમાઓને આખા દિવસમાં વિવિધ અલંકારો ને વસ્ત્રો અનેકવાર ધરાવવામાં આવે છે. પરંતુ મંદિરના અંદરના ભાગમાં

એટલો તો ઓછો પ્રકાશ રહે છે કે ખરે બપોરે પણ દીવાની આવશ્યકતા રહે છે.

જગન્નાથપુરીમાં પંડયાઓની સંખ્યા પુષ્કળ જોવામાં આવે છે. તેઓ પોતાના ચોપડામાં યાત્રાળુઓનાં નામ લખી કે લખાવી લે છે. રેલવે રસ્તે મુસાફરીની સુગમતા થઈ હોવાથી તેઓ કેટલાંક સ્ટેશનો લગી તો યાત્રાળુઓની સામા પણ જાય છે. એ પંડયાઓ યાત્રાળુઓને બનતાંલગી હાથે રાંધવા દેતા નથી. મંદિરને એક છેડે ઉપહારભવન એટલે કે રસોડું છે. તેમાં એટલા તો ચુલા છે કે એકદમ તો તે ગણી પણ ન શકાય. જગન્નાથજીના ભાતને નામે જે મહાપ્રસાદ વહેંચાય છે તે એજ ચુલાઓ ઉપર રંધાય છે. એકવાર એ ભોજન દેવ-પ્રતિમા પાસે ધરાયું કે તે મહાપ્રસાદને નામે ઓળખાય છે. એ મહાપ્રસાદ મહા પવિત્રમાં પવિત્ર વસ્તુ ગણાય છે. ને એ પ્રસાદ જેવો હાથમાં આવ્યો કે ગમે તે સ્થળે ને ગમે તે સ્થિતિમાં હોઇએ તોપણ નાતજાતના ભેદવિના ખાવોજ જોઇએ એવી ઘણા કાળથી માન્યતા ચાલી આવેલી છે. એ મહાપ્રસાદ કોઇ કાળે પણ અપવિત્ર થતો નથી. જેણે એ મહાપ્રસાદનો અનાદર કરેલો તેને કોઢ નીકળ્યાની, દુઃખ પ્રાપ્ત થયાની ને મુશ્કેલીઓ ઉપજ્યાની દંતકથાઓ ચાલે છે. ને એ મહાપ્રસાદ આરોગનારી વંધ્યાઓને સંતતિ થયાની, દુઃખીનાં દુઃખો દૂર થયાની ને દીનોની દીનતા હણાયાની પણ પુષ્કળ દંતકથાઓ ત્યાં પ્રચલિત છે. હવે ત્યાં ઉજવાતા મહોત્સવો વિષે જોઇએ.

જગન્નાથજીમાં મહોત્સવો પુષ્કળ થાય છે, પરંતુ રથયાત્રા અને સ્નાનયાત્રાના મહોત્સવો મુખ્ય મનાય છે. સ્નાનયાત્રાના મહોત્સવ પછી એક પખવાડીઆ લગી તેમને પાસેના ઓરડામાં લઈ જવામાં આવે

છે. એ ઓરડાને રોગીભવન કહેવામાં આવે છે. વાર્ષિકસ્નાન કર્યા પછી દેવાધિદેવ જરાક રોગી થયેલા છે એવી ભાવના કરી તેમને તે ઓરડામાં રાખવામાં આવે છે. ને તે સમયે તે સ્થળે કોઇને જવા દેવા આજ્ઞા મળતી નથી. રથયાત્રાનો મહોત્સવ તો સૌથી મહાન છે. એ મહોત્સવ અસાડ મહીનામાં થાય છે. આ વખતે ઘણા દૂર પ્રદેશના યાત્રાળુઓ ત્યાં જાય છે. મહાપ્રભુ તે સમયે રથમાં બેસી મંદિરથી લગભગ એક માઇલ દૂર આવેલા પોતાના વિહારસ્થાનમાં પધારે છે. આવી માન્યતા હોવાથી જગન્નાથજીને તેમના ખાસ રથમાં પધરાવવામાં આવે છે. એ રથની ઉંચાઇ પણ લગભગ પચાસ ફૂટની છે. એ રથને સોળ પૈડાં છે. જગન્નાથજીની મૂર્ત્તિને એ રથમાં પધરાવવામાં આવે છે. ને એથી કાંઇક નહાના બે રથોમાં અનુક્રમે સુભદ્રાજી તથા બલરામજીને પધરાવવામાં આવે છે. જયધ્વનિ ગજાવતો લોકોનો સમૂહ એ રથને વિહારસ્થાન ભણી તાણી જાય છે, આ સમયે વાજીંત્રોનો તથા જયકારનો નાદ દિગંતોને કંપાવી દે છે. એ રથયાત્રા પ્રસંગે રથની નીચે પડી શરીર છોડવાથી મુક્તિ મળે એવી પણ ભાવના પ્રચલિત હોવા છતાં અત્યારે તેમ થઇ શકતું નથી. અત્યારે જેવું કાશીનું કરવત નામ માત્ર રહ્યું છે તેવુંજ રથયાત્રા પ્રસંગે શરીર ત્યાગનું પણ નામ માત્રજ રહેલું છે.

§ શ્રીજગદ્બન્ધુસિંહે પોતાના "પ્રાચીન ઉત્કલ" નામના પુસ્તકમાં જગન્નાથ મંદિર વિષે જે હકીકત લખે છે તેનો સંક્ષિપ્તસાર અહીં ઉતારવો અસ્થાને નહિ ગણાય. તે લખે છે કે પ્રાચીન ઉત્કલનું

§ ભારત વર્ષ ચૈત્ર ૧૩૨૫ પૃષ્ઠ ૫૩૪ ઉપરથી આ લેખ લેવાયો છે; ને તે માટે અમે તેમના ઉપકૃત છીએ.

"અનુવાદક"

શિલ્પ, વાણિજ્ય વગેરે સમસ્ત લુપ્ત થયેલ છે. એ સત્ય છે, તો પણ દેવાધિદેવ જગન્નાથ અદ્યાપિ ઉત્કલમાં વિરાજી રહેલ છે. ને તેને લીધે સેંકડો–હજારો–ને લાખો પાપી અને તાપી મનુષ્યો ઉત્કલ તરફ દોડયાં જતાં આપણે જોઇએ છીએ. ઉત્કલ એટલે ઓઢીઆની આ પવિત્રતા અત્યાર લગી કોને આભારી છે? જગન્નાથ મહાપ્રભુનોજ આમાં આભાર છે; એ વાત ચોક્કસ છે. આમ હોવાથી જગન્નાથ પ્રભુ, તેમનું મંદિર ને ત્યાંની શાસનપ્રણાલી એ આજે આપણો આલોચનાનો વિષય છે. "માદલા પંજીકા" એ આ વિષયમાં આપણો મહાન આધારભૂત ગ્રંથ છે.

જગન્નાથ પ્રભુનો આવિર્ભાવ કયારે ને કયાં થયો? એ જોઇએ. ભૂલોકમાં આવેલા જંબુદ્વીપમાં ભરતખંડ નામનો દેશ આવેલો છે. તેના ઉત્તર ભાગમાં, દક્ષિણ મહોદધિના ઉત્તરના કાંઠામાં નીલકંદરા નામના પર્વતમાં શ્રીપુરુષોતમ ભગવાન, નીલમણિની બનાવેલી એક સુંદર પ્રતિમારૂપે–શંખ–ચક્ર–ગદા–પદ્મધારી ચતુર્ભુજરૂપે–નીલમાધવ-રૂપે–પ્રકટ થયા. પ્રભુની એ પ્રતિમાનું દેવો પૂજન કરવા લાગ્યા. આ સમે પરમવૈષ્ણવ વિશ્વાવસુએ શબરદ્વીપમાંથી ત્યાં જઈ પ્રભુનું પૂજન કરવા માંડયું. આ રીતે બ્રહ્માનો પ્રથમ–પરાર્ધ સંપૂર્ણ થયો. પછી બીજા પરાર્ધના એકાવનમા વર્ષને પહેલે દિવસે બ્રહ્માએ નિદ્રામાંથી જાગ્રત થઇને જોયું તો બધી દિશાઓ જળે પરિપૂર્ણ હતી. બ્રહ્માને સૃષ્ટિ કરવાની ઇચ્છા થઈ. એટલે દ્વાદશ સૂર્યો ઉદય પામ્યા. તેનાથી જળ સૂકાવા લાગ્યું. અર્ધાસની દેવીએ પણ અર્ધુંજળ પી તે કાર્યમાં સહાય કરી. ને પાતાલમાંનું જળ પણ સંકર્ષણ નિકટ રહેલા અગ્નિની ગરમીએ સૂકાઈ ગયું.

મહારાજા ઇંદ્રદ્યુમ્ન મહાવિષ્ણુભક્ત હતા. તેમને વિષ્ણુ દર્શનની

હાથે એ પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવવા રાજાએ બ્રહ્મા પાસે ગમન કર્યું. આ કબજો સમયનો લાભ લઈ ગાનમાધવ નામના એક રાજાએ મંદિરનો પોતાને સ્વાધીન લીધો. રાજા બ્રહ્માની સાથે પાછો આવતાં જુએ છે તો મંદિર ગાનમાધવના તાબામાં! આથી ઇંદ્રદ્યુમ્ને ગાનમાધવ સાથે યુદ્ધ કર્યું ને તેને હરાવ્યો. હવે બ્રહ્માની આજ્ઞા પ્રમાણે ભરદ્વીજ ઋષિએ પ્રભુ પ્રતિમાની મંદિરમાં સ્થાપના કરી. રાજા ઇંદ્રદ્યુમ્ને બહુ કાલપર્યંત જગન્નાથ પ્રભુની પૂજા કરી. એટલે જગન્નાથે પ્રસન્ન થઇ રાજાને વરદાન માગવાનું કહ્યું. ઇંદ્રદ્યુમ્ને માગ્યું કે "હે પ્રભો? આ મંદિર અમારૂં છે, એમ કહેનાર મારા વંશમાં કોઈ રહેવું ન જોઇએ." ભક્તની વાંછના પ્રભુએ પૂર્ણ કરી ને ઇંદ્રદ્યુમ્નનો વંશ લુપ્ત થયો. એ ભક્તરાજાના શ્રાદ્ધને નિમિત્ત આજે પણ જગન્નાથપુરિમાં વર્ષમાં એક દહાડો શ્રાદ્ધક્રિયાનો ઉજવાય છે. ને એ પ્રથા હજુ પણ ચાલે છે.

મહારાજા ઇંદ્રદ્યુમ્ને ઘણાકાળ પ્રભુની પૂજા કરી બ્રહ્મલોકમાં ગમન કર્યું તેની પછી શ્વેતમુખ નામનો રાજા થયો. તે પણ પ્રભુપૂજનમાં પરમશ્રદ્ધાળુ હતો. પછી કાલ–ક્રમે કલિયુગ બેઠો. ને તેમાં પણ અનેક રાજાએ ભગવત્–પૂજા કરી મોક્ષ લાભ પ્રાપ્ત કર્યો.

રાજાઓએ દેવના ચરણમાં પુષ્કળ દાન આપવાથી જગન્નાથ પ્રભુની સંપત્તિ ક્રમે ક્રમે વૃદ્ધિંગત થવા લાગી. જે રાજા સિંહાસને બેસતો તે મહાપ્રભુની પૂજા નિમિત્ત પુષ્કળ જમીન સમર્પણ કરતો. રાજા અનંગભીમનો તો આ મહામંત્ર હતો કે.—

**स्वदत्तं परदत्तं वा ये हरन्ति वसुन्धरा ।**
**वर्षषष्ठिसहस्राणि विष्ठायां जायते कृमी ॥**

"પોતે દાનમાં આપેલી હોય કે બીજા કોઇએ દાનમાં આપેલી

પ્રબલ અભિલાષા થઇ. પણ કયાં જવાથી વિષ્ણુનાં દર્શન થશે ? તે સમજાયું નહિ. નશીબજોગે જટાન નામનો એક વૈષ્ણવ ઇંદ્રદ્યુમ્ન રાજાની સભામાં ગયો. ને ત્યાં તેણે નીલમાધવની પ્રતિમાનીવાત કરી. હવે એ પ્રતિમાની તપાસ કરવા માટે રાજાએ પોતાના પુરોહિત વિદ્યાપતિને મોકલ્યો. ઘણા દેશોનું ભ્રમણ કર્યા પછી વિદ્યાપતિ વિશ્વાવસુને મકાને ગયો. ત્યાં કેટલોક કાળ રોકાયો. ને વિશ્વાવસુનો તે સ્નેહી થયો. વિશ્વાવસુએ પોતાની પુત્રીનો વિવાહ વિદ્યાપતિ સાથે કર્યો. ને એ નવવિવાહિતા પત્નીની મદદથી વિદ્યાપતિ નીલમાધવની પ્રતિમાનાં દર્શન કરવા શક્તિમાન થયો. પછી વિદ્યાપતિએ પાછા જઈ વિશ્વાવસુ પાસે રહેલી પ્રભુ-પ્રતિમાના ઇંદ્રદ્યુમ્નને ખબર આપ્યા.

હવે દેવદર્શનની આશાએ ઇંદ્રદ્યુમ્ને પ્રયાણ કર્યું. પરંતુ રસ્તામાંજ તેને નારદથી સમાચાર મળ્યા કે નીલમાધવની પ્રતિમા અંતર્ધાન થઇ છે. આથી રાજાને અપાર દુઃખ થયું ને તે પોતાની જાતનો તિરસ્કાર કરવા લાગ્યો. એવામાં આકાશવાણી થઇ કે હે રાજન્! હવે તું એ મૂર્તિનાં તો દર્શન કરી શકીશ નહિ. પરંતુ પાંચસો વર્ષમાં જો હજાર અશ્વમેધ યજ્ઞો થશે તો હું દારૂબ્રહ્મરૂપે—કાષ્ટમાં પ્રભુરૂપે-બળભદ્ર—જગન્નાથ, સુભદ્રા ને સુદર્શન એ ચારરૂપે પ્રકટ થઇશ.

મહારાજા ઇંદ્રદ્યુમ્ને આકાશવાણી સાંભળી અશ્વમેધયજ્ઞો આરંભ્યા ને સમાપ્ત કર્યા. એટલે દારૂબ્રહ્મ સમુદ્રમાં તરતું તરતું બાંકી મોહન પાસે દેખાયું. બહુજ ધામધુમથી એ દારૂ બ્રહ્મને લાવી ગુન્ડિચાના મંદિરમાં સ્થાપવાની ક્રિયા કરવામાં આવી. ઇંદ્રદ્યુમ્નની પત્નીનું નામ ગુન્ડિચા હતું. ને મહારાણીના નામ ઉપરથી હજુ પણ " ગુન્ડિચા મંદિર " અને "ગુન્ડિચા યાત્રા " એ શબ્દો બોલાય છે. હવે પ્રભુની પ્રતિમાને સુંદર મંદિરમાં સ્થાપવાને વિચારે રાજાએ ભવ્ય ઉચ્ચ દેવાલય બંધાવ્યું. ને બ્રહ્માને

હોય, તોપણ જે માણસ એ ભૂમિનું હરણ કરે છે તે સાઠ હજાર વર્ષ લગી વિષ્ટામાં કીડો થઇ દુઃખ ભોગવે છે.."

એ રાજાના સમયમાં જમીનનું માપ થયેલું છે. ને તેના દસ્તાવેજો ઉપરથી જણાય છે કે મંદિર નિમિત્તે અપાએલી તે સમયે પુષ્કળ જમીન ને સંપત્તિ હતી.

આ પ્રમાણે જગન્નાથ પ્રભુની પ્રતિમા વિષે, તેમના મંદિર વિષે અને ઉત્કલ ( ઓઢીઆ ) ના ઇતિહાસ વિષે સંક્ષિપ્ત સમાલોચના કરી અમે અમારી લેખિનીને વિરામ આપીએ છીએ. "**इति शिवम्**"

સુદામાપુરિ
હનુમાનગુહા.
ફાલ્ગુન કૃ. ૧૧-૧૯૭૫ } **ज. का. पाठक.**

